# રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર.

## (સાંસારિક ગુપ્તજ્ઞાન વિષયક ગ્રન્થ.)


પ્રયોજક અને પ્રકાશક.

**વ્રજલાલ જાદવજી ઠક્કર,**

તંત્રી. '[illegible]'

માંડવીની પોળ અમદાવાદ.


" रतिशास्त्र विना देवी नास्ति शास्त्रं धरातले ।
अस्मिन् तिष्ठति पृथ्वी अस्मिन्नेव जगत्त्रयं ॥
ब्रह्मा विष्णुश्च शिवश्च इन्द्राद्या असुर ख्रिष: ।
चिन्तयन्ति हृदी सर्वे शास्त्रमेतत् सुखावहं ॥ "

**ભાવાર્થ:** —" હે દેવિ ! પૃથ્વીપરનાં સકળ શાસ્ત્રોમાં રતિશાસ્ત્રને સર્વોત્તમ ગણવામાં આવ્યું છે. એનાથી જ પૃથ્વી તેમ જ ત્રણે લોક પ્રતિષ્ઠિત છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર વગેરે સુર તેમજ અસુર—સકળ પ્રાણિ એ સુખદાયક શાસ્ત્રનો હૃદયમાં વિચાર કર્યા કરે છે "


| | | |
|---|---|---|
| પ્રથમાવૃત્તિ. | મૂલ્ય રૂ. ૩-૦-૦ | વિક્રમાબ્દ ૧૯૭૫. |
| પ્રત ૧૦૦૦. | | ખ્રિસ્તાબ્દ ૧૯૧૯. |



☞ ગ્રન્થસ્વામિત્વના સર્વાધિકાર સ્વાધીન છે. પ્રયોજકની પરવાનગી સિવાય પ્રસ્તુત ગ્રંથનું કોઈએ પણ ભાષાંતર કરવું નહિ.

# ભૂમિકા.

The benefit which is derived from literature will depend not so much upon the literature itself, as upon the skill with which it is studied."

Buckle's Civilization, 1,247 (1858)

પ્રસ્તુત ગ્રંથ પ્રત્યેક સંસારી મનુષ્યને માટે ઉપયોગી હોઈ મનુષ્યજાતિને તેના અભ્યાસની ખાસ જરૂર છે. રતિશાસ્ત્ર એ એક એવું મહદ્ શાસ્ત્ર છે કે, જેના પ્રભાવથી સમસ્ત વિશ્વસંસાર પ્રતિષ્ઠિત થયેલો હોઈ અદ્યાપિપર્યંન્ત અબાધિત રીતે તે પ્રભાવ મનુષ્યજાતિની ઉત્પત્તિ કરે છે. મનુષ્યજાતિની ઉત્પત્તિના વિષયનું જ્ઞાન સર્વ સાધારણને મળી શકે તથા તેથી તેઓ પોતાની આલોકની આપદાઓ દૂર કરી જ્ઞાનની જ્યોતિથી સાંસારિક સુખ મેળવી શકે એવા સદુદ્દેશથી જ પ્રસ્તુત વિષયપરત્વે પાશ્ચાત્ય સાહિત્યમાં ઘણા ગ્રંથો લખાયા છે; છતાં ગુજરાતી સાહિત્યમાં આવા ઉપયોગી અને જનહિતકર ગ્રંથોનો સર્વથા અભાવ હોવાથી જૂદી જૂદી ભાષાઓ જેવી કે, અંગ્રેજી, બંગાળી, મરાઠી, હિન્દી વગેરેમાં આ વિષયપરત્વે લખાયલા ગ્રંથોનું અવલોકન કર્યા પછી જ આ ગ્રંથ લખવાનો આરંભ કરવામાં આવ્યો હતો, અને જગન્નિયંતા નારાયણની કૃપાથી ગુર્જર વાંચકબંધુઓના કરકમળમાં આજે આ ગ્રંથ સાદર સમર્પણ કરી શકાય છે એ માટે અનન્યભાવથી એ પરમકૃપાળુ પિતાનો આભાર માનવામાં આવે છે.

જો કે અત્યાર પૂર્વે ગુજરાતી ભાષામાં આ વિષયનાં ત્રણ ચાર ન્હાનાં મ્હોટાં પુસ્તકો પ્રસિદ્ધ થયેલાં હતાં; પરંતુ એ પુસ્તકો જોઇએ એટલા અભ્યાસ પછી લખાયલાં નહિ હોવાથી લોકપ્રિય થઇ શક્યાં નથી. એ પુસ્તકો લખનારાઓમાંના કેટલાકે તો માત્ર રતિશાસ્ત્ર અથવા તો કોકશાસ્ત્ર નામ આપી અંદર બીજા—આ શાસ્ત્ર સાથે બિલકુલ સંબંધ નહિ ધરાવતા વિષયોનું વર્ણન કરી માત્ર લોકોને જાહિરખબરની જાળમાં ફસાવી પૈસા મેળવવાનો પ્રયાસ કર્યો છે; આ કરતાં વિશેષ ખેદનો પ્રકાર બીજો કયો કહી શકાય? રતિશાસ્ત્ર જેવા ગ્રંથમાં કમળો, જ્વર, વીંછીનું ઝેર, કોઢ,

સન્નિપાત, હરસ, દરાજ, કૉલેરા, સર્પદંશ વગેરેના ઔષધોપચાર લખવાની શી જરૂર હોય છે તે અમે સમજી શકતા નથી. એવા રોગો તથા દુઃખોના ઔષધોપચાર દર્શાવે એવાં પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં ઘણાં છે. આ વિષયનો અત્રે ઉલ્લેખ કરવાનું કારણ એટલું જ છે કે, માત્ર પૈસો જ મેળવવાના ઉદ્દેશથી, રતિશાસ્ત્ર સાથે સંબંધ નહિ ધરાવતા વિષયો વર્ણવી એ ગ્રંથને રતિશાસ્ત્ર કે એવાજ કોઇ નામથી વેચવો એ વાંચકોને એક પ્રકારે છેતરવા જેવું છે. અમારી નમ્ર માન્યતા એવી છે કે, જે ગ્રંથ જે વિષય માટે લખાય તેમાં તે વિષય સંબંધીનું જ ઉપયોગી વર્ણન આવવું જોઇએ, તથા આ ગ્રંથ લખતી વખતે એ માટે પૂરતું ધ્યાન આપવામાં આવ્યું છે.

સંસ્કારમયી, અલંકારમયી સંસ્કૃત ભાષામાં પણ 'કોકશાસ્ત્ર' નામક ગ્રંથ ઘણા ભાગમાં પ્રસિદ્ધ થયેલો છે. એ ભાગોમાં, શકુન, જ્યોતિષ, ખગોળ, તંત્ર, રસાયન વગેરે વિષયોનું ભિન્ન ભિન્ન વર્ણન કરવામાં આવ્યું છે. આ ગ્રંથનો કેટલોક ભાગ સંસ્કૃતમાં પ્રસિદ્ધ થયેલા 'કોકશાસ્ત્ર વૈદ્યક વિભાગ' પરથી લખવામાં આવ્યો છે, તથા કેટલોક ભાગ ભિન્ન ભિન્ન ગ્રંથકારોએ લખેલા ગ્રંથો વાંચીને લખ્યો છે; જેથી પ્રયોજકના શ્રમની સફળતા થઇ છે કે કેમ એનો નિર્ણય કરવાનું કાર્ય વિચારશીલ વાંચકબંધુઓનું છે. આ ગ્રંથ લખવામાં જે જે ગ્રંથલેખકોના ગ્રંથોનો આધાર લેવામાં આવ્યો છે તેમનો સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

હવે અત્રે એક મુખ્ય વાતનો ઉલ્લેખ એ કરવાનો છે કે, કેટલાક ટીકાકારો કિંવા દીર્ઘદૃષ્ટિહીન અવલોકનકારો આવા ગ્રંથો સ્પષ્ટતાપૂર્વક ન જ લખવા જોઇએ એવી ટીકા કરે છે; પરંતુ એવી ટીકા કરતા પંહેલાં તેઓ આ વિષયના મહત્વને ભૂલી જાય છે. મનુષ્યજાતિના કલ્યાણાર્થે આવાં ઉપયોગી પુસ્તકોનો અધિકાધિક પ્રચાર થવાની આવશ્યકતા છે એનું જ્ઞાન તેમને હોતું નથી. જગવિખ્યાત ડૉક્ટર કૉવેનના શબ્દો જ એમની માન્યતા ભ્રમમૂલક છે એમ સાબિત કરે છે. એ ડૉક્ટર મહોદય એક ઠેકાણે લખે છે કે, "પરમકૃપાળુ પરમાત્માએ પોતાના બુદ્ધિપ્રભાવથી અને પ્રેમની મહત્તાથી જે કાંઇ નિર્માણ કર્યું છે તેના વાંચનથી, પ્રતિપાદનથી, શિક્ષણથી અને જ્ઞાનથી પુરુષ અથવા સ્ત્રીને લજ્જિત થવાની

બિલ્કુલ જરુર નથી; કેમ કે પરમાત્મા જીવના હિત માટે નીતિના સિદ્ધાંતોને બાધા કરે એવો ઉપદેશ આપે એ સર્વથા અસંભવ છે."

ડૉકટર કૉવેનનાં આ ઉપયોગી તેમજ માર્ગદર્શક વચનો સ્મરણમાં રાખી સમસ્ત જનોના કલ્યાણાર્થે પરમકૃપાળુ ન્યાયપ્રિય અંગ્રેજ સરકારના કર્મચારીઓએ પણ આવાં ઉપયોગી પુસ્તકોનો વિશેષ પ્રચાર થવા દેવામાં કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ કરવો જોઇએ નહિ. ખરાબ કુટેવોથી જીવનની કેવી હાનિ થાય છે, સંયમના અભાવથી દુર્લભ માનવદેહ કેવો ક્ષીણ થઇ જાય છે, સુવાવડમાં પ્રસૂતાની બરાબર સારવાર કરવામાં નથી આવતી તો તેનું અકાળ મૃત્યુ કેવી રીતે થાય છે, ગુપ્ત દરદો કેવી કુટેવોથી ઉત્પન્ન થાય છે વગેરે વિષયોના વર્ણન સાથે તેના ઔષધોપચાર દર્શાવી સંસારમાં સુખી થવાના ઉપાયોનું વર્ણન પણ આ ગ્રંથમાં કરવામાં આવ્યું છે.

કોઇ પણ મનુષ્યથી ભૂલ થયા સિવાય રહેતી નથી એ નિયમ પ્રમાણે અમારાથી પણ કદાચ કોઇ કોઇ સ્થળે ભૂલ થયેલી હશે તે જો વાચકબંધુઓ લખી જણાવશે તો એ તરફ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરતી વખતે સંપૂર્ણ લક્ષ્ય આપવામાં આવશે.

'લુહાણા-બંધુ' કાર્યાલય.
માંડવીની પોળમાં સુરદાસશેઠની પોળ
અમદાવાદ તા. ૨૬-૨-૧૯

લિ.
સાહિત્યસેવક,
વ્રજલાલ જાદવજી ઠક્કર.

# અનુક્રમણિકા.

## ખંડ ૧ લો.

# ખંડ ૨ જો.

**સ્વરાજ્યોદ્ધારનો સંકલ્પ!** **સ્વદેશભક્તિનું ગૌરવ!!**

# મરૂભૂમિની મોહિની.

## (ઐતિહાસિક નવલકથા.)

**પ્રયોજક, વ્રજલાલ જાદવજી ઠક્કર.**

આ ઐતિહાસિક નવલકથા પ્રત્યેક સ્વદેશભક્તે વાંચવા જેવી છે કોટામાં જ્યારે ચતુરચુડામણિ જાલિમસિંહ રાજપ્રતિનિધિ હતો ત્યારે તેણે પોતાનો અધિકાર ચાલૂ રાખવા માટે કેવા પ્રયત્ન કર્યા હતા, કોટાના રાજકુમારોએ સ્વરાજ્યપ્રાપ્તિ માટે કેવો ભગિરથ શ્રમ ઉઠાવ્યો હતો, ઝાલોરરાજનન્દિની અલકાસુંદરીપર વિષયલોલુપ ગરધનદાસે કેવો રાક્ષસી જુલ્મ ગુજાર્યો હતો વગેરે અસંખ્ય મનોરંજક વિષયોથી આ નવલકથા પરિપૂર્ણ છે. વડોદરાથી પ્રકટ થતું સુપ્રસિદ્ધ માસિકપત્ર સાહિત્ય જણાવે છે કે,'* કોટાનો ઇતિહાસ જાણવા માટે આ પુસ્તક સારું છે.* દરેકને આ નવલકથા વાંચવાની અમે બેધડક ભલામણ કરીએ છીએ.* ' પાકું સોનેરી પૂઠું, છતાં મૂલ્ય માત્ર રૂા. ૧-૪-૦ લખો

---

**સર્વોત્કૃષ્ટ, મનોરંજક, સચિત્ર સામાજિક નવલકથા.**

# બંસરીબાલા.

આ સામાજિક નવલકથામાં મનુષ્યજાતિના ભાવ, વિકાર, ચારિત્ર્ય વગેરેનું એવું સુંદર તથા સ્વાભાવિક વર્ણન કરવામાં આવ્યું છે કે, વાંચનારને પોતાની દૃષ્ટિ સમક્ષ જાણે બનાવ બનતો હોય એવો ભાસ થયા સિવાય રહેશે નહિ. બાળિકાના હૃદયનો વિશુદ્ધ અનુરાગ, સહધર્મિણીની સ્મૃતિ, વિકાર કિંવા કામના પ્રચંડ જ્વાળા, અબળાનો આત્મોત્સર્ગ વગેરે વિવિધ વિષયોના મનોરંજક પ્રસંગોથી આ નવલકથા પરિપૂર્ણ છે. પૃષ્ઠ સંખ્યા ૨૫૦, મનહર ફોટો બ્લોકોના ચિત્રો, સોનેરી પાકું લાયબ્રેરીને શોભાને એવું પૂઠું છતાં મૂલ્ય માત્ર રૂા. ૧-૮-૦

**વ્રજલાલ જાદવજી ઠક્કર.**
**મેનેજર 'લુહાણા-બંધુ' કાર્યાલય.**
**માંડવીની પોળ અમદાવાદ.**

સામાજિક નવલકથા! વિદ્વાનો તથા વર્ત્તમાન-
પત્રોદ્વારા પ્રશંસિત.

# સ્નેહસદન કિંવા પ્રણય રહસ્ય.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષના ઉત્તમ સિદ્ધાંતો, વીસમીસદીનો વિસ્મયકર સુધારો, કુટિલ લોકોનાં ભયંકર કારસ્થાનો, બાળિકા હૃદયનો અનુરાગ, વિલાસ લાલસાનો પ્રચંડ જ્વાળામુખી અને અનુપમ આત્મોત્સર્ગ આદિ અનેકવિધ ઉત્તમ વિષયનું શાબ્દિક ચિત્ર આ નવલકથામાં અંકિત કરેલું છે. પૃષ્ટ સંખ્યા ૨૫૦, ઇંગ્લીશ સ્ટાઇલનું બાઇન્ડીંગ મૂલ્ય માત્ર રૂ. ૧-૪-૦.

---

તૈયાર છે! ગુર્જર સાહિત્યમાં નવીન પ્રકાશ!

# પંજાબ રહસ્ય.

**( ઐતિહાસિક સચિત્ર નવલકથા. )**

રણશૂરા રણજીતસિંહના સમયમાં બનેલા એક ખરા બનાવપરથી આ નવલકથા લખવામાં આવી છે. ઐતિહાસિક વસ્તુને પ્રાધાન્ય આપી આ નવલકથા એટલી બધી ઉત્તમ રીતે લખવામાં આવી છે કે, જે વાંચતાં વિધિની વિચિત્રતાનો અને ભાગ્યની વિલક્ષણતાનો પરિચય પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ. બદમાશ લૂંટારાઓનું કારસ્થાન, ગ્રંથનાયકનું પરદેશગમન, દુઃખની પરિસીમા, પ્રણયનિરાશા, આત્મોન્નતિનો ભગિરથ પ્રયત્ન વગેરે આકર્ષક અને ચિત્તરંજક વિષયોથી પરિપૂર્ણ. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, લાયબ્રેરીને શોભાવે એવું સોનેરી પુઠું. મૂલ્ય માત્ર રૂ. ૧-૮-૦ આજે જ મંગાવો.

**વ્રજલાલ જાદવજી ઠક્કર.**

**મેનેજર, લુહાણા-બંધુ કાર્યાલય.**

**અમદાવાદ.**

☞ આ ગ્રંથ નીચે દર્શાવેલાં સ્થળોએથી મળી શકશે.

---

**૧ વ્રજલાલ જાદવજી ઠક્કર,**
તંત્રી 'લુહાણા-બંધુ' માંડવીની પોળ—અમદાવાદ.

---

**૨ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**
બુકસેલર અને પબ્લીશર
ત્રણ દરવાજા—અમદાવાદ.

---

**૩ કુચરાભાઈ વનમાળી પટેલ,**
બુકસેલર અને પબ્લીશર
મ્હોટી હમામ—અમદાવાદ.

---

**૪ એલ. એમ. ઠક્કર બુકસેલર,**
કાલબાદેવી રોડ મુંબાઇ—૨.

---

આ સિવાય દરેક શહેરના મુખ્ય બુકસેલરને ત્યાંથી પણ આ પુસ્તક મળી શકશે.

ॐ तत्सत्परमात्मने नमः ।

# રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર.

## ખંડ ૧ લો.



## પ્રથમ અધ્યાય.

**ગ્રંથસૂચન.**

सिद्धनागार्जुनो नाम पुरासीत् तापसो महान् ।
शान्ता दान्ता जितात्मा च नियत प्रजतः शुचि ॥

પ્રાચીનકાળમાં સિદ્ધનાગાર્જુન નામના એક મહર્ષિ હતા. તેઓ શાન્ત, દાન્ત, વિજિતાત્મા, અને સર્વદા પવિત્ર સ્થિતિમાં રહેતા હતા.

शिवस्य प्रियशिष्यः स त्रिकालज्ञो महामतिः ।
वशगामीन तिष्ठन्ति षट्कर्माणि च धीमतः ॥

એ મહામતિ તપોધન ત્રિકાળજ્ઞાની અને મહેશ્વરના પ્રિયતમ શિષ્ય હતા. મારણ, ઉચ્ચાટનાદિ ષટ્કર્મ, સકળ સર્વદા આજ્ઞાધારક દાસની માફક એ ધીમાન રૂષિવરને વશીભૂત હતું અર્થાત્ ષટ્કર્મમાં તેમણે વિશેષ સિદ્ધિ મેળવી હતી.

उवास सुचिरं से हपि रेवातीरे मनोरमे ।
शान्तिनिकेतने तत्र आश्रमे चित्तहारिणि ॥

એ તપોધન નર્મદાતીરે રમણીય ચિત્તરંજન આશ્રમમાં ઘણા દિવસ સૂધી રહ્યા હતા. એ મનોહર આશ્રમ શાન્તિનિકેતન સ્વરૂપ હતો.

एकदा विजने तत्र दृष्ट्वा तुण्डि महातपाः ।
भक्त्या प्रणम्य तुण्डिर्ष्यः पप्रच्छ विनयान्वितः ॥

એક સમયે નિર્જન આશ્રમમાં તેઓ એકલા બેઠેલા હતા એવામાં તેમના શિષ્ય તપસ્વી તુણ્ડી રૂષિએ તેમની પાસે ઉપસ્થિત થઇ વિનય અને ભક્તિપૂર્વક પૂછયું:—

तुण्डिरुवाच.

भो भो ब्रह्मन् सर्वज्ञोऽसि नागार्जुन महामते ।
सिद्धयन्ते हि भगवन् करे तिष्ठन्ति सर्वदा ॥

હે બ્રહ્મન્! હે મહામતે! આપ સર્વજ્ઞ ભગવન્ છો. સિદ્ધ-લોકો સર્વજ્ઞ આપની આધીનતામાં રહે છે; અર્થાત્ આપે સર્વ પ્રકારની સિદ્ધિ મેળવી છે.

रतिशास्त्रं महाप्राज्ञं श्रोतुं कौतुहलं मम ।
कृपया वद मे ब्रह्मन् त्वदधीनोऽहस्मि सर्वथा ॥

હે મહામતે! રતિશાસ્ત્ર જાણવા માટે મ્હને ઘણું કૌતુહલ ઉપજ્યું છે. હે બ્રહ્મન્! કૃપાદૃષ્ટિપૂર્વક આપ મ્હારી પાસે એ શાસ્ત્રનું વર્ણન કરો. હું આપનો આશ્રિત છું.

तुण्डेरिदं वचः श्रुत्वा प्रहस्य तपसां निधिः ।
मेघगंभीरनादेन तमुवाच महामतिः ॥

નાગાર્જુન તુણ્ડિનાં આવાં વચનો સાંભળી મહામતિ તપો-નિધિ હાસ્ય કરીને જલદ ગંભીર વાક્યે કહેવા લાગ્યા:—

नागार्जुन उवाच.

धन्योऽसि कृतपुण्योऽसि कृत प्रश्नं मनोरमम् ।
गोपनीयमिदं भद्र हाटक—पेटिका समम् ॥

નાગાર્જુને કહ્યું:—"હે ભદ્ર! તું ઘણા ધન્યવાદને પાત્ર હોઈ પુણ્યવાન્ છે. મ્હારી પાસે તેં મનોરમ પ્રશ્ન પૂછયો છે; પરંતુ એને સુવર્ણની પેટીની માફક તું પરમ ગુપ્ત સમજજે."

दुष्टाय भक्तिहीनाय मदनेनातुराय च ।
न वक्तव्यं न वक्तव्यं न दातव्यं कदाचनम् ॥

જે વ્યક્તિ દુષ્ટચિત્ત, ભક્તિહીન અને કામાતુર હોય તેની પાસે તું કદાપિ આ વિષયનું કીર્ત્તન કિંવા વર્ણન કરીશ નહિ.

शान्ताय भक्तियुक्ताय तथा च विजितात्मने ।
दातव्यं सादरं ब्रह्मन् शिवस्य वचनं यतः ॥

હે બ્રહ્મન્! જે વ્યક્તિની પ્રકૃતિ શાન્ત હોય, જે ધર્મપરાયણ હોય તથા જે જીતાત્મા હોય તેની પાસે જ તું આ વિષયનું વર્ણન કરજે. મહેશ્વરે પોતે આવી રીતનું કીર્ત્તન કર્યું છે.

कैलासपतिना चादौ रतिशास्त्रं प्रकीर्त्तितं ।
श्रुतं तस्मादयः ब्रह्मन् देव्या गिरीशभार्यया ॥

હે બ્રહ્મન્! કૈલાસપતિ દેવાધિદેવ મહેશ્વરે સર્વથી પ્રથમ રતિશાસ્ત્ર પ્રણયન કર્યું છે. તેમના મુખે દેવી પાર્વતીએ આનંદ-પૂર્વક તે સાંભળ્યું છે.



# દ્વિતીય અધ્યાય.

## રતિશાસ્ત્રનું માહાત્મ્ય.

कैलासशिखरे रम्ये सिद्ध चारणसेविते ।
शंकरं परिप्रपच्छ गौरी प्रकृतिरीश्वरी ॥

પ્રાચીનકાળમાં સિદ્ધચારણાદિથી સેવિત પરમ રમણીય કૈલાસ શિખરપર દેવાધિદેવ મહાદેવજી બિરાજ્યા હતા. એજ સમયે પ્રકૃતીશ્વરી જગજ્જનની પાર્વતીજીએ નમ્રતાપૂર્વક તેમને પૂછયું:—"હે જગન્નાથ! માનવજાતિમાં સૃષ્ટિ વધારવાનો માર્ગ કેવી રીતે થયો એ કથા સાંભળવાની મ્હારી ઉત્કટ ઇચ્છા છે; તેથી આપ કૃપા કરીને મ્હને એ કથા કહો. હું નિરંતર આપની આજ્ઞાધારિણી છું."

આ વચનોના ઉત્તરમાં મહાદેવજીએ કહ્યું:—"હે પર્વત-નન્દિનિ! તમે જગજ્જનની છો, તથા અનાદિ પ્રકૃતિ છો. સમસ્ત જગતમાં તમારી માયા વિસ્તાર પામેલી છે; છતાં દેવિ' મ્હારી માયાથી જ વિમોહિત થઇ તમે સઘળી પૂર્વકથાઓનું વિસ્મરણ કરો છો એ ખરે આશ્ચર્યજનક છે.

"હે મહાદેવિ! કૈલાસ પર્વતના શૃંગપર તમારી સાથે વિહાર પ્રસંગે જે પ્રકાર બન્યો હતો તે સઘળી પૂર્વકથા હું તમને કહું છું તે લક્ષ્યપૂર્વક સાંભળો:

"પ્રિયતમે ! મ્હેં તમારી ઇચ્છા તૃપ્ત કરી તો પણ તમને સંપૂર્ણ સંતોષ ન થયો; તેથી તમે મ્હારાપર રોષે ભરાયાં, અને અંતર્ધ્યાન થઇ ગયાં. દેવિ! એ વખતે મ્હારું ચિત્ત અત્યંત વ્યાકુળ બની ગયું હતું.

"એ સમયે કયાં જવું, શું કરવું, તત્સંબંધીની હું ચિંતા કરતો હતો તથા તમારા વિયોગે આક્રંદ કરતો હતો. મ્હારું ચિત્ત ઘણું ચંચળ બની ગયું હતું. એ સમયે મ્હારા મુખમાંથી તમારું દિવ્યસ્તોત્ર બહાર નીકળ્યું.

"એ સ્તોત્રના પ્રભાવથી જ તે સમયે મ્હારો મનોરથ સફળ થયો હતો. હે પર્વતનન્દિનિ ! તમે જ આદિ પ્રકૃતિ છો. આ સંસારમાં તમારી માયા એવી રહસ્યમય છે કે જેને કોઇ સમજી શકતું નથી.

"ગિરિનન્દિનિ ! જ્યારે મ્હેં તમારી સ્તુતિ કરી ત્યારે તમે પ્રસન્નવદને પ્રકટ થઇ મ્હારી પાસે ઉપસ્થિત થયાં. તમારા પુનર્મિલનથી હું મ્હારા જીવનનું સાર્થકય થયેલું સમજવા લાગ્યો.

"દેવિ! પછીથી તમારી ઇચ્છાનુંસાર તમારી સાથે બાર વર્ષ સૂધી રહીને મ્હેં વિહાર કર્યો હતો.

"હું નિષ્કામ યોગી હતો; અર્થાત્ મ્હેં નિષ્કામવૃત્તિથી તમારી સાથે વ્યવહાર રાખ્યો હતો. એ સમયે મ્હારું હૃદય કલુષિત નહોતું. તેથી તમને એ સમયે તૃપ્તિ થઇ નહોતી. જ્યારે તમે મ્હારાપર કોપ કરવા લાગ્યાં ત્યારે મ્હેં તમને પૂછ્યું કે, તમે શા માટે મ્હારાપર કોપ કરો છો ?

"હે દેવી! હું તમારા અંતરને પ્રસન્ન રાખવા માટે સૃષ્ટિમાં પણ કામ તથા રતિ ઉત્પન્ન કરીશ. એમ કરવાથી જ તમને તૃપ્તિ થશે; તથા એથી જ જગત્નાં નરનારી અને જીવોની ઉત્પત્તિ થશે."

આ પ્રમાણે કહીને દેવાધિદેવ માહાદેવજીએ પોતાના જમણા અંગથી કામ અને ડાબા અંગથી કામવિહારિણી રતિને ઉત્પન્ન કર્યાં. એ સમયથી જ સંસાર નરનારીઓથી પરિપૂર્ણ બની ગયો અર્થાત્ સ્ત્રી પુરુષોના સંબંધથી એકાએક નવા જીવોની ઉત્પત્તિ થવા લાગી.



# તૃતીય અધ્યાય.

## સ્ત્રીજાતિભેદ.

આપણાં શાસ્ત્રોમાં સ્ત્રી તથા પુરુષના કેટલાક ભેદોનું વર્ણન આપવામાં આવેલું છે, તથા એમાં ચાર જાતિની સ્ત્રીઓનો ઉલ્લેખ થયેલો છે. તેમને પદ્મિની, ચિત્રિણી, શંખિની અને હસ્તિનીના ઉપનામથી ઓળખાવેલી છે.

**પદ્મિની લક્ષણ:—**

રતિમંજરી નામક ગ્રંથમાં જણાવેલું છે કે,

**भवति कमलनेत्रा, नासिका क्षुद्ररंध्रा ।**
**अविरलकुचयुग्मा, दीर्घकेशी कृशांगी ॥**
**मृदुवचन सुशीला, गीतनृत्वानुरक्ता ।**
**सकलतनुसुवेशा, पद्मिनी पद्मगंधा ॥**

જે સ્ત્રી અતિશય ઉંચી તેમજ અતિશય નીચી ન હોય, જેનાં નેત્રો કમળ જેવાં પ્રફુલ્લિત હોય, જેની નાસિકાના રંધ્રો ક્ષુદ્ર હોય, જેનાં સ્તનો ઉન્નત અને પુષ્ટ હોય, જેનો કેશકલાપ વિશાળ તથા આજાનુલંબિત હોય, જેનું સર્વાંગ સુંદર, મનોહર ગૌર તથા તેજોમય હોય, જેના અંગમાંથી પદ્મના જેવી સુગંધિ આવતી હોય, જેનું મુખ ચંદ્રના જેવું મનોહર હોય, તેજસ્વી હોય, જે મૃદુ અને મધુરભાષિણી હોય, સિંહના જેવી પાતળી જેની કમર હોય, કમળ દંડ જેવા જેના હાથ હોય, કદલી સ્તંભ જેવી જેની જંઘાઓ હોય, પરવાળા જેવા જેના લાલ અધરોષ્ઠ હોય, જેના નખ હીરાકણી જેવા તેજસ્વી હોય, ધનુષ્યબાણ જેવી જેની ભમર હોય, જેનો કપોળપ્રદેશ વિશાળ હોય, જેની દંતપંકિત દાઢમ કળી જેવી હોય, જેની ચાલ હંસના જેવી હોય, મૃણાલદંડના જેવી જેની આંગળીઓ હોય, જેનું ઉદર કૃશ હોય જેનો અલ્પ આહાર, અલ્પ નિદ્રા, ઉદાર સ્વભાવ અને મૃદુ હાસ્ય હોય, જે ઇશ્વરપ્રીતિપરાયણ હોય, પગમાં તથા હાથમાં પદ્મ ચિહ્ન હોય, જે સૌભાગ્યવતી અને પુત્રવતી હોય, બત્રીસ લક્ષણી હોય, આઠ પ્રહરમાં સોળે પ્રકારના શ્રૃંગારથી સુસજ્જિત થનારી હોય, સ્ત્રીની

ચોસઠ કળા અને ચોરાસી આસનમાં પ્રવીણ હોય એવી લજ્જામયી પવિત્ર લલનાને પદ્મિની સમજવામાં આવે છે.

તેજ પ્રમાણે રતિરહસ્યમાં પદ્મિનીનાં લક્ષણો એવાં સૂચવ્યાં છે કે:—

चकितमृगदृशाभे प्रान्तरक्ते च नेत्रे ।
स्तनयुगलमनर्घं श्रीफलश्रीविडम्बि ॥
तिलकुसुमसमानां बिभ्रतिनासिकांच ।
द्विजगुरुसुरपूजाः श्रद्दधाना सदैव ॥
कुवलयदलकान्तिः कापि चांपेय गौरी ।
व्रजति मृदुसलीलं राजहंसीव तन्वी ॥
त्रिवलिवलितमध्या हंसवाणी सुवेषा ।
मृदु शुचि लघु भुंक्ते मानिनी गाढलज्जा ।
धवल कुसुमवासो वल्लभा पद्मिनी स्यात् ॥

વળી મેઘદૂતમાં પદ્મિની માટે એવાં લક્ષણ જણાવેલાં છે કે:—

શ્યામા વેષે નહિ નિચિ ઉંચી, કુટડા ગાત્રવાળી,
ઘટે નાની, ચકિત મૃગીશાં નેત્રવાળી રૂપાળી;
હારે હારે દશન કણિઓ, રત્ન જેવી જણાતી,
શોભે ઝીણી કળિ અધરની બિંબશી રાતી રાતી;
ઉંડી નાભિ ઉદર વિલસે પાતળી કેંડ જેની,
ભારે ઉંચા સ્તનથી કટિમાં, સ્હેજ નીચી નમેલી.
શ્રોણી ભારે, મલપતી રૂડી ચાલતી ધીમી ચાલે,
નારી રૂપે પ્રથમ વિધિએ પદ્મિની નિર્મી જાણે.

જે ઘરમાં પદ્મિની સ્ત્રી હોય છે તે ઘર સ્વર્ગ સમાન હોય છે. શોક દુઃખ અને ભય ત્યાંથી અદૃશ્ય થઇ જાય છે. જે પુરુષ ઘણો સૌભાગ્યશાળી હોય છે તેના ઘરમાં જ પદ્મિની સ્ત્રી હોય છે. સ્વતઃ મહાદેવજીએ જ એમ કહેલું છે કે, જેના ઘરમાં પદ્મિની સ્ત્રી રહે છે તે અવશ્ય ધનવાન્, દીર્ઘાયુ અને યશસ્વી થાય છે.

**ચિત્રિણી લક્ષણ:—**

भवति रतिरसज्ञा नातिखर्वा न दीर्घा ।
तिलकुसुमसुनासा स्निग्धदेहोत्पलाक्षी ॥

घनकठिन कुचाढ्या सुन्दरी बद्धशीला ।
सकलगुणसमेता चित्रिनी चित्रवक्त्रा ॥

(રતિમંજરી)

જે સ્ત્રીના સકળ અવયવ પ્રમાણપુરઃસર હોય, જે રતિરસને સર્વ રીતે જાણનારી હોય, જેની દૃષ્ટિ વિશાળ, ચંચળ અને મનોમુગ્ધકર હોય, જેનાં નેત્રો નીલકમળના જેવાં હોય, જેની નાસિકા તીલપુષ્પ જેવી હોય, જેના શરીરનો રંગ સુવર્ણના જેવો તેજોમય હોય, જેના સ્તન બિલ્વફળ જેવા કઠિન હોય, જેનો કેશકલાપ શ્યામ અને સુંદર હોય, જેની ચાલવાની ગતિ હસ્તીના જેવી હોય, જેની વાચા મયૂર જેવી હોય, જે કાવ્ય, શિલ્પ, સંગીત અને ચિત્રકાર્ય પ્રતિ પ્રીતિવાળી હોય, જે ચતુર મિતભાષિણી હોય, જે સ્વચ્છ વસ્ત્રો પહેરતી હોય તથા જેનું વદન સુંદર હોય એવી સ્ત્રીને ચિત્રિણી સમજવામાં આવે છે. એવી સ્ત્રી પતિને પુત્રવાન્, ધનવાન્ અને યશસ્વી બનાવે છે.

તેજ પ્રમાણે મહાન્ તપસ્વી પોતાના શિષ્ય તુણ્ડીને ચિત્રિણીનાં લક્ષણ જણાવતાં કહે છે કે,

कठिनघनकुचाढ्यामनक्षा नातिदीर्घा ।
रतिरसगुणयुक्ता सुन्दरी नातिखर्वा ॥
कमलनयनयुग्मा लोमहीना सुशीला ।
तिलकुसुमनासा च कीर्तिता चित्रिणी सा ॥
न चलति मनो यस्याः प्रलोभनैश्च कदाचित् ।
सत्यं वदति प्रियञ्च सत्त्रञ्च मिष्टभाषिणी ॥
दया क्षमावती या हि देवपूजा परायणा ।
चित्रिणी रमणी सा हि रतिशास्त्रे प्रकीर्त्तिता ॥
पतिपरायणा या हि नेक्षते परपुरुषं ।
विप्रभक्ता च या नारा प्रीतास्यात्स्वल्पमैथुने ।
धर्ममतिः सदा यस्या चित्रिणि सा प्रकीर्त्तिता ॥*

જે નારીના સ્તનયુગલ કઠિન છે; બહુ જાડી નથી તેમ પાતળી પણ નથી, બહુ ઉંચી નથી તેમ નીચી પણ નથી, જેનાં નયન કમળદળના જેવાં તિલપુષ્પ સમાન છે તથા જે નારી આનંદદાયિની

રતિસજ્જાવાળી, લોભ વગરની અને સુશીલા છે તે ચિત્રિણી ગણાય છે.

જેનું મન પ્રલોભનથી કદાપિ વિચળિત થતું નથી, જે સ્ત્રી મધુભાષિણી તથા સર્વના પ્રત્યે સત્ય અને પ્રિય વચનો ઉચ્ચારનારી છે, જેના શરીરમાં દયા અને ક્ષમાનો ગુણ હોય છે, જે સર્વદા દેવપૂજામાં વ્યસ્ત રહે છે તે સ્ત્રીને રતિશાસ્ત્રમાં ચિત્રિણી તરીકે ઓળખાવેલી છે.

જે રમણી પતિપરાયણા છે, જે કદાપિ પરપુરુષ તરફ દૃષ્ટિ સુદ્ધાં કરતી નથી, જે રમણી દ્વિજભક્તિપરાયણ છે. અલ્પમૈથુનથી જ જેનામાં પ્રીતિનો સંચાર થાય છે તથા જેની મતિ નિરંતર ધર્મમાં અચળ રહે છે તેને ચિત્રિણી કહેવાય છે.

**શંખિની લક્ષણ.**

શંખિની સ્ત્રીનાં લક્ષણનો રતિમંજરીમાં એવો ઉલ્લેખ કરેલો છે કેઃ—

दीर्घ गति दीर्घ नवनावर सुन्दरीया ।
कामोपभोग रसिका च गुणशीलाः ॥
पुक्तारेरवत्रयेणच विभूषित कंठदेशा ।
संभोगकेलि रसिकाकिल शंखिनी सा ॥

તે જ પ્રમાણે નાગાર્જુન પોતાના શિષ્ય તુણ્ડીને કહે છે કે,

तृतीया शंखिनी नारी रतिशास्त्रे प्रकीर्त्तिता ।
लक्षणं संप्रवक्ष्यामी शृणु पवः मुनिपुंगव ॥

હે મુનિપુંગવ ! ચાર પ્રકારની નારી જાતિમાં શંખિની ત્રીજી ગણાય છે હવે હું તેનાં લક્ષણ કહું છું તે સાંભળઃ—

भवति कमलनेत्रा शीलयुक्ता च दीर्घा ।
कठिन घनकुचाढ्य शंखिनी क्षारगंधा ॥
मधुर वचनयुक्ता कण्ठदेशे त्रिरेखा ।
किमलमिदखिलं लक्षणा शास्त्रयुक्तं ॥

હે બ્રહ્મન્ ! શંખિની જાતિની સ્ત્રીનાં નયનયુગલ કમળદળ જેવાં, દેહ દીર્ઘ, સ્તનદ્વય કઠિન અને અવિરલ, વચન મધુર અને કંઠ દેશ ત્રણ રેખાથી વિભૂષિત હોય છે. આ જાતિની સ્ત્રી શીલયુક્તા હોય તેના દેહમાંથી ક્ષારગંધ આવે છે.

मदनेनातुरा या हि आलापरसिका सदा ।
शंखिनी सा महाभाग रतिशास्त्रे प्रकीर्त्तिता ॥

હે મહાભાગ ! જે નારી નિરંતર મદનબાણથી વ્યાકુળ હોય છે તથા જે સર્વદા રસાલાપમાં વ્યસ્ત રહે છે તેને રતિશાસ્ત્રમાં શંખિની તરીકે ઓળખવામાં આવે છે.

पत्युर्वापि गुरोर्वापि न भयार्थं कदा च न ।
रमणी या महाभाग शंखिनी सा प्रकीर्त्तिता ॥

હે મહાભાગ ! જે નારી પતિ કિંવા ગુરુજન વગેરેનો ભય રાખતી નથી એ નારીને જ શાસ્ત્રમાં શંખિની ગણવામાં આવી છે.

कांक्षते निरतं या हि अन्यैश्च रमणं सदा ।
मदनार्त्ता सदा ब्रह्मन् शंखिनी स्मृता बुधैः ॥

જે નારી સર્વદા પરપુરુષની સાથે રતિવાસના કરે છે તેને બુધ જનો શંખિની તરીકે ઓળખાવે છે.

उर्ध्वनासा महाभाग क्षुत् पिपासातुरा सदा ।
उच्चैश्च हासते या हि शंखिनी सा स्मृता बुधैः ॥

હે મહાભાગ ! વિબુધજનોએ એવો નિર્દેશ કર્યો છે કે, શંખિની જાતિની સ્ત્રીની નાસિકા સહજ ઉન્નત હોય છે અને તે સર્વદા ક્ષુરાર્ત તથા પિપાસાતુરા થઇને રહે છે. આ જાતિની નારી ઉચ્ચહાસ્ય કરે છે.

**હસ્તિની લક્ષણ.**

भवति मदनदग्धा हस्तिनी स्थूलदेहा,
नयन दहनरक्ता मद्यगन्धाल्पकेशी ।
कठिनघनकुचाढ्य नासिका स्थूलरंध्रा ।
पुलकित कमलांगी सर्वदा कामदग्धा ॥

નાગાર્જુન કહે છે કે, હસ્તિની જાતિની રમણી સર્વદા મદનબાણથી તપતી રહે છે. તેનો દેહ સ્થૂળ, નયનયુગલ અગ્નિકણ જેવાં લાલચોળ, કેશ અલ્પ, સ્તન કઠિન તથા નાસારંધ્ર સ્થૂળ હોય છે. તેના અંગમાંથી મદ્યગંધ આવે છે. આ જાતિની રમણી નિરંતર કામતપ્ત હોઇ વારંવાર રોમાંચિત થાય છે.

**स्थूलाधरा स्थूलकुचा स्थूलनितम्बप्रदेशा ।**
**मदनविह्वला या हि हस्तिनी सा स्मृता बुधैः ॥**

જે રમણીના અધર સ્થૂળ, સ્તનદ્વય સ્થૂળ અને નિતંબપ્રદેશ સ્થૂળ હોય છે તથા જે નિરંતર મદનમદાધીના હોય છે તેને પંડિતો હસ્તિની તરીકે ઓળખાવે છે.

**कदाचार रता या हि परमैथुनाकांक्षिनी ।**
**हस्तिनां तां विजानीयात् त्रिषु लोकेषु विश्रुतं ॥**

જે નારી હમ્મેશાં દુર્વ્યવહાર કરે છે, પરપુરુષનો સમાગમ કરવાની રાત્રિ દિવસ જેના મનમાં ઇચ્છા રહે છે તે જ હસ્તિની તરીકે ઓળખાય છે. ત્રિભુવનમાં એવું જ સમજવામાં આવે છે.

**સ્ત્રીજાતિનાં ચાર લક્ષણ.**

**पद्मिनी पद्मगंधा च मीन गंधा च चित्रिणी ।**
**शंखिनी क्षार गंधा च मंदगंधा च हस्तिनी ॥**

જે સ્ત્રીના શરીરમાંથી પદ્મના જેવી સુગંધિનો આવિર્ભાવ થતો હોય તે પદ્મિની, કમળ સમાન સ્નિગ્ધ સુગંધવાળી હોય તે ચિત્રિણી, ક્ષાર જેવી ગંધવાળી શંખિની અને દુર્ગંધવાળી સ્ત્રીને હસ્તિની સમજવી.



# ચતુર્થ અધ્યાય.

**પુરુષજાતિ ભેદ.**

જેવી રીતે સ્ત્રીઓના ચાર જાતિભેદ છે તેવી જ રીતે પુરુષોના પણ ચાર જાતિભેદ છે. એ ભેદ અનુક્રમે શશક, મૃગ, અશ્વ અને વૃષભ તરીકે ઓળખાય છે.

**स्त्रीजितो नायकश्चैव नारी सत्यपरः सुखी ।**
**षडंगुल शरीरश्च स श्रीमान् शशकोमतः ॥**

હવે નાગાર્જુન શશક જાતિના પુરુષનું વર્ણન કરતાં કહે છે કે,

**मृदुवचनसंयुक्तः शीलवान् गुणवान् तथा ।**
**प्रियवादी सत्यवादी शशकः पुरुषः स्मृतः ॥**

શશક જાતિનો પુરુષ સુશીલ, ગુણવાન્ પ્રિયવાદી અને સત્યવાદી હોય છે, તેનાં વચન ઘણાં કોમળ હોય છે.

साधुनां संगमे चैष अनुरागी समुत्सुकः ।
लक्षण लक्षौणतः श्रीमान् शश्याहयं देवपूजकः ॥

શશક જાતિનો પુરુષ નિરંતર સાધુ સહવાસનો અનુરાગી હોય છે. એના અંગમાં સઘળાં સુલક્ષણો જોવામાં આવે છે, તથા એ પુરુષ શ્રીમાન્ અને દેવતાપૂજક હોય છે.

न खर्वो नाति दीर्घश्च गुरुद्विजः परायणः ।
परदाराविमुखश्च पराहिते रत सदा ॥

આ શશક જાતિના પુરુષનો દેહ અતિ ખર્વ નથી હોતો તેમ અતિ દીર્ઘ પણ નથી હોતો. તે ગુરુપૂજા પરાયણ હોય છે. વિપ્રસેવામાં નિરત રહે છે, તે પરસ્ત્રી તરફ દૃષ્ટિ સુદ્ધાં કરતો નથી, અને હમ્મેશાં પરહિતમાં તત્પર રહે છે.

गभीर वचनः शान्तः पापे न विद्यते मनः ।
इति ते कथित ब्रह्मन् शशकस्य लक्षणम् ॥

આ જાતિના પુરુષનાં વચન ગંભીર હોય છે. એનું મન કદાપિ પાપ માર્ગે જતું નથી. આ જાતિના પુરુષની પ્રકૃતિ હમ્મેશાં શાન્ત રહે છે. હે બ્રહ્મન્! આ મ્હેં તમારી પાસે શશકજાતિના પુરુષનાં લક્ષણ વર્ણવ્યાં.

મૃગ જાતિનાં પુરુષનાં લક્ષણ.

स्मितास्यः स्निग्ध गात्रश्च दीर्घांगो बलवान् सदा ।
नृत्यगीतप्रियो ब्रह्मन् मृगोहयं पुरुषः स्मृतः ॥

હે બ્રહ્મન્! હવે મૃગ જાતિના પુરુષનાં લક્ષણ એવાં હોય છે કે, તેનું ગાત્ર સ્નિગ્ધ અને અંગ દીર્ઘ હોય છે. એ પુરૂષ બળવાન્ હોઇ નૃત્ય ગીતમાં પ્રીતિ રાખે છે.

मृगस्येर महाभाग दृष्टि स्यात् चपला सदा ।
बहुभोगी गुरुदेवेषु भक्तिमान् नियतं भवेत् ॥

હે મહાભાગ! આ જાતિના પુરુષની દૃષ્ટિ મૃગની દૃષ્ટિના જેવી સર્વદા ચંચળ હોય છે તથા એ પુરુષ બહુ ભોગી અને ગુરૂદેવતા પ્રતિ નિરંતર ભક્તિમાન રહે છે.

* कृष्णकथा भवेद् यत्र तत्र गच्छति नित्यशः ।
अभ्यागते गृहे कस्मिन् पूजयेत्तं यथाविधि ॥

કોઈ સ્થળે કૃષ્ણ ગુણનું કીર્ત્તન થતાં આ જાતિનો પુરુષ તત્કાળ ત્યાં જાય છે, તથા ઘેર કોઈ અતિથિ આવે તો તે યથાવિધાનથી તેની પૂજા કરે છે.

અશ્વજાતિ પુરુષનાં લક્ષણ.

તપસ્વી નાગાર્જુન કહે છે કે,

कर्कशांगो कदाचारी सदा निर्भिकमानसः ।
दीर्घांगो द्रुतगामी च तुरगः पुरुषः स्मृतः ॥

આ જાતિના પુરુષનું અંગ કર્કશ અને દીર્ઘ હોય છે. તે ઉતાવળથી ચાલનાર, તથા નિર્ભયચિત્તવાળો હોઇ હમ્મેશાં દુર્વ્યવહાર કરે છે.

कृष्णवर्णो महापापी परनिन्दापरायणः ।
तापितः स्मरबाणेन हयो धर्मविवर्जितः ॥

અશ્વજાતિનો પુરુષ મુખ્યત્વે કૃષ્ણવર્ણનો હોઈ તે મહાપાપી, પરનિન્દાપરાયણ, ધર્મબુદ્ધિહીન તથા હમ્મેશાં કામાતુર હોય છે.

उग्रभावः स्थूलांगश्च निद्रां न भजते क्वचित् ।
दिवारात्रिं सदा तिष्ठेत् नारीदर्शनलालसः ॥

એનો સ્વભાવ ઉગ્ર હોઈ એનું અંગ સ્થૂળ હોય છે. એને ભાગ્યે જ નિદ્રા આવે છે. એ રાત્રિ દિવસ નારીદર્શન માટે વ્યાકુળ થઇ રહે છે.

तृप्ति यां कांचि रमणीं प्राप्यरमणे च पुनः पुनः ।
पूर्णजायते तस्य शतनारीगमनस्य हि ॥

જો એને કોઇ રમણીની પ્રાપ્તિ થાય છે તો તે પુનઃ પુનઃ એની સાથે સંગમ કરે છે. સેંકડો સુંદરીઓ સાથે સંભોગ કર્યા છતાં તેના અંતરને તૃપ્તિ થતી નથી.

વૃષભજાતિ પુરુષનાં લક્ષણ.

शोभनांग नतांगश्चतथ भुरी कुटुंबकः ।
गुणवान् शीलवंश्चैव वृषोऽयमीदृशो मृतः ॥

વૃષજાતિના પુરુષનું અંગ મનોહર તથા દેહ કિંચિત્ અવનત હોય છે. આ જાતિનો પુરુષ ઘણાં કુટુંબીઓ મેળવી ગુણવાન્ અને ન્યાયવાન્ થાય છે. શાસ્ત્રમાં વૃષજાતિ પુરુષનાં આવાં લક્ષણ વર્ણવેલાં છેઃ—

शरीरे पुगगंध स्यात् जिह्वा दीर्घा तथा भवेत् ।
यस्य नरस्य हे ब्रह्मन् वृषः स परिकीर्त्तितः ॥

હે બ્રહ્મન્ ! જેના શરીરમાંથી પૂગગંધ આવે છે, તથા જેની રસના દીર્ઘ હોય છે એને જ વૃષજાતિનો પુરુષ સમજવામાં આવે છે.

ह्रस्वौ च चरणौ यस्य हृष्टपुष्टः कलेवर ।
योऽसौ लज्जाविहीनश्च वृषः स परिकीर्त्तितः ॥

જેના ચરણદ્વય હ્રસ્વ, કલેવર હૃષ્ટપુષ્ટ તથા જે વ્યક્તિ લજ્જાવિહીન હોય છે તેને જ વૃષભજાતિ પુરુષ સમજવામાં આવે છે.

नारीदर्शन मात्रेन यः स्यादुत्फुल्लमानसः ।
बिभाति न च पापेभ्यो वृषः स परिकीर्त्तितः ॥

રમણી માત્રનું દર્શન થતાં જ જેનું હૃદય ઉત્ફુલ્લ બની જાય છે, તથા પાપાનુષ્ઠાનમાં જેને ભય ઉપજતો નથી તેને જ વૃષજાતિ પુરુષ ગણવામાં આવે છે. આ જાતિનો પુરુષ વિશેષ નિદ્રાપ્રિય હોતો નથી. તે નિરંતર નારી સાથે સંભોગ કરવાની જ વાસના રાખે છે.



# પંચમ અધ્યાય.

## સ્ત્રી પુરુષનાં સામુદ્રિક લક્ષણ.

## સ્ત્રી જાતિનાં સામુદ્રિક લક્ષણ.

**સુલક્ષણી લક્ષણ**:—જે સ્ત્રી પોતાના પતિની આજ્ઞા માને, પતિના સ્નેહીને સ્નેહી તથા દુશ્મનને દુશ્મન સમજે, જેની છાતી ન્હાની તાથા કઠિન હોય કપોલપર તલ અને વક્ષસ્થળ કુમળું હોય તથા ચાલતાં જેનો જમણો પગ પ્રથમ ઉપડે તેને સુલક્ષણી સમજવી.

**કુલક્ષણીનાં લક્ષણઃ**—જોતાંની સાથે જ જે ભમર ચઢાવી દે, વાત કરતાં જ દુર્વચન સંભળાવે, ઇશારતથી મ્હોં ફેરવી ચેષ્ટા કરે, પતિ પહેલાં જમી લે, સૂઇ જાય અને પછીથી જાગે, પતિના શત્રુ સાથે સંબંધ રાખે એવી સ્ત્રીને કુલક્ષણી સમજવી.

**વિધવાનાં લક્ષણઃ**—સામુદ્રિકશાસ્ત્રમાં લખ્યું છે કે, જે સ્ત્રીના હાથમાં અધિક રેખાઓ હોય, જેના પેટપર વાળ હોય, ગરદન લાંબી હોય, માથામાં ભમરો હોય, આંગળી વાંકી હોય, સ્તનપર તલ અથવા મસા હોય, ઝાંઘ અથવા પીંડલીપર વાળ હોય તો તે વિધવા થશે એમ સમજવું.

## સ્ત્રીનાં બીજાં અંગલક્ષણની પરીક્ષા.

જે સ્ત્રીના ગાલપર વાત કરતાં ખાડા પડી જાય તેનાં પિતા-માતા મૃત્યુ પામે છે.

પૃથ્વીપર ચાલતાં જેના પગ તળીએ ખાલી જગ્યા રહેતી હોય તે સ્ત્રી પતિનો વિનાશ કરે એવી નીકળે માટે એવી સ્ત્રી સાથે વિવાહ કરતાં વિચાર કરવો.

જેની અનામિકા (વચલી) આંગળી ટુંકી હોય અને શરીરે દુર્બળ હોય તેનો પતિ બે કે ત્રણ વર્ષ જીવે છે, માટે એવી સ્ત્રી સાથે લગ્ન કરવું નહિ.

જેની દુંટી ગંભીર (ઉંડી પહોળી) ન હોય, તે અવશ્ય દરિદ્રી થાય છે.

ક્ષુધાતુર, નિદ્રાવતી અને શોકકારિણી હોય, જેના દાંત ઊંચા હોય તથા જેની વાણી કર્કશ હોય તે સ્ત્રી નિર્ધનાવસ્થા ભોગવે છે.

જેનું એક સ્તન મ્હોટું અને એક ન્હાનું હોય વળી, બીજાં અંગ ન્હાનાં હોય, જેના શરીરપર સર્વ સ્થળે વાળ હોય, જેની ચાલ ઉતાવળી હોય, શરીરે ક્ષીણ અને દુર્બળ હોય તે સ્ત્રીને સંતાનની પ્રાપ્તિ થતી નથી.

જે સ્ત્રીનું માથું સ્થૂળ હોય તે કુસંગ કરનારી થાય છે, અને જો લાંબુ માથું હોય તો તે વેશ્યા થાય છે, તથા પોતાના કુળનો નાશ કરાવે છે.

મહુડાંના જેવી પીળી આંખવાળી સ્ત્રી ધનવતી, પુત્રવતી થઈ પતિથી ઘણું સુખ પામે છે.

જે સ્ત્રી સૂઇ ગયા પછી ઉંઘમાં પોતાના દાંત કચડતી હોય તો તે ઘણું અશુભ ફળ આપનાર છે.

જે રમણીની હથેળીમાં લાલ રંગની વિશેષ રેખા જોવામાં આવે તે રમણી જીવનપર્યંત સધવા રહીને વિવિધ ભોગ ભોગવેછે.

જે રમણીની આયુરેખા સ્થૂળ હશે તેને ઘણા પુત્રો થશે અને ક્ષીણ હશે તો ઘણી કન્યાઓ થશે.

જે સ્ત્રીનું કપાળ ત્રણ આંગળ ઉંચું, કોમળ અને અર્ધ ચંદ્રાકાર હોય તે ઘણું સોભાગ્ય આપનાર જાણવું.

જે સ્ત્રીનાં નેત્રો બિલાડાનાં કે હાથીના નેત્રો જેવાં હોય છે તે સ્ત્રી કુળનો ક્ષય કરાવે છે. જે સ્ત્રી જમણી આંખે કાણી હોય છે તે વંધ્યા થાય છે. જે સ્ત્રી ડાબી આંખે કાણી હોય છે તે વેશ્યા થાય છે.

જે સ્ત્રીના નાકનો છેડો લાલ અને વાંકો હોય તે વૈધવ્ય પામી દુઃખી થાય છે; પરંતુ જો નાક ચપટું, લાંબુ તથા બેડોળ હોય છે તો તે ઘણું અશુભ ફળ આપે છે,

જે સ્ત્રીના હાથના અંગુઠાના મૂળથી આરંભી ટચલી આંગળી સૂધી ગયેલી કોઇપણ રેખા જણાતી હોય તે પતિઘાતિની થાય છે; માટે એવી સ્ત્રીનો ત્યાગ કરવો.

જે સ્ત્રીની યોનિ મૃદુ અને ઝીણી રૂંવાટીવાળી હોય છે તે સ્ત્રી ઘણા ઐશ્વર્યને ભોગવે છે.

## પુરુષ જાતિનાં સામુદ્રિક લક્ષણ.

પુરુષ અને સ્ત્રી જાતિનાં સામુદ્રિક ચિહ્ન જોઇને જ તેમનો વિવાહ સંબંધ કરવો જોઇએ, માટે હવે અમે પુરુષજાતિનાં કેટલાંક ઉપયોગી સામુદ્રિક લક્ષણો જણાવીશું.

જેના હાથમાં કે પગમાં ઘોડો, કમળ ધનુષ્ય, ચક્ર ધ્વજા, રથ, આસન, પાલખી જેવું ચિહ્ન હોય તે માણસના ગૃહમાં લક્ષ્મી વસી દિવસે દિવસે વૃદ્ધિ પામતી જાય છે.

જે પુરુષના હાથમાં વા પગમાં (કુંભ) ઘડો, સ્તંભ, ઘોડો, મૃદંગ અથવા દંડમાંથી કોઇ પણ ચિહ્ન હોય છે તો તેના ઘરમાં

લક્ષ્મી નિવાસ કરે છે અને તે પંડિત કે શૌણ્ડિક (મદિરા વેચનાર) થાય છે.

જે પુરુષના અંગુઠાના મધ્યભાગમાં જવ જેવું ચિહ્‌ન હોય છે. તે જીવનપર્યંત સર્વપ્રકારના ભોગ ભોગવી સુખી રહે છે.

જે પુરુષના હાથમાં આયુરેખા મધ્યમાના પૂર્વ ભાગમાં એટલે અનામિકના મૂળથી જરા ઉપરના ભાગ સૂધી જણાતી હોય તે માણુસ ૩૮ વર્ષનું આયુષ્ય ભોગવે છે.

વળી જો તે જ રેખા અનામિકાના મૂળ સૂધી પણ ન જણાય ને કનિષ્ઠિકાના મૂળ ઉપર થોડી જ દેખાય તો તે ૧૩ વર્ષ સૂધી જીવે છે તેમજ તે આયુરેખા મધ્યમા સૂધી ગયેલી હોય તો ૬૩ વર્ષનું આયુષ્ય ભોગવે છે.

જે પુરુષનું કપાળ વિશાળ તથા ઉંચું હોય તથા તેપર શંખનું કે અર્ધચંદ્ર જેવું ચિહ્‌ન જણાતું હોય તે નિર્ધનવંશમાં જન્મેલો હોવા છતાં પુષ્કળ ધનવાન્ થાય છે.

જે પુરુષને પૂરા ૩૨ દાંત હોય તે રાજા, ૩૧ હોય તે ભોગી, ૩૦ હોય તો થોડા ધનવાળો ને જો ૨૮ હોય તો સર્વદા સુખી રહે છે; પરંતુ જે પુરુષને ૨૯ દાંત હોય છે તે ધનહીન અને દુઃખી થાય છે, તથા તેથી પણ ઓછા હોય છે તો તે વિશેષ દુઃખી થાય છે.

જે પુરુષની જીભ લાલ, દીર્ઘ ( લાંબી ), સૂક્ષ્મ ( પાતળી ), કોમળ સુંદર અને સરખી હોય તે હમ્મેશાં મિષ્ટાન્ન જમનાર થાય છે અથવા તો તે ત્રણ વેદનો બોલનાર થાય છે.

જે પુરુષનું નાક ઉંચું હોય તે સારો ભાગ્યશાળી થાય, હાથી જેવા નાકવાળો સુખી તથા ધનાઢ્ય થાય, અને સીધું નાક હોય તે ભોગી થાય છે. વળી જો નાક સૂક્ષ્મ ( ન્હાનું ) તથા શુષ્ક હોય છે તો તે દીર્ઘાયુ થાય છે.

જે પુરુષનાં નેત્રો હાથી જેવાં હોય તે સેનાપતિ થાય છે. મ્હોટી આંખોવાળો પુરુષ દીર્ઘાયુષી થાય છે, જેનાં નેત્ર દીર્ઘ હોય છે તે ભોગી, પારાવત ( કબુતર ) જેવાં હોય તે કામી થાય છે.

જે પુરુષના લલાટપર ચારે રેખાઓ જણાતી હોય છે તે એંશી વર્ષ સુધી જીવે છે અને રાજા થાય છે.

જેના કપાળમાં ત્રણ રેખાઓ હોય તેનું આયુષ્ય ૭૦ વર્ષનું, બે હોય તેનું ૬૦ વર્ષનું, તથા એક હોય તો ૪૦ વર્ષનું જાણવું.

જેના હાથનું તળીઉં લાલ હોય તે ધનવાન થાય છે, પીળું હોય તો નહિ સંભોગ કરવા લાયક સ્ત્રીઓ સાથે સંભોગ કરે છે, ધોળું અથવા કાળું હોય છે તો દરિદ્રી થાય છે તથા લીલું હોય છે તો નહિ પીવાની વસ્તુઓ પીએ છે.

જે પુરુષના અંગુઠાના મૂળમાં જેટલી મ્હોટી તથા જાડી રેખાઓ હોય તેટલા પુત્રો તેને થાય છે; પરંતુ જેટલી સૂક્ષ્મ રેખાઓ હોય તેટલી કન્યાઓ થાય છે.

જે પુરુષના પહોંચા અને આયુષ્યરેખા વચ્ચે જેટલી રેખાઓ હોય તેટલા તેને ભાઈ જાણવા તથા ઝીણી રેખાઓ હોય તેટલી બ્હેનો જાણવી.

જે પુરુષના હાથમાંની આયુષ્યરેખા જ્યાં જ્યાં તૂટી ગયેલી હોય તે ઠેકાણે તે પુરુષને મ્હોટી ઘાત સમજવી, અને જો પૂર્ણ હોય તો તેનું સંપૂર્ણ આયુષ્ય સમજવું.

## પુરુષની પ્રકૃતિ જાણવાનું સાધન.

પુરુષનું શરીર વાયુ, પીત્ત અને કફ એ ત્રણના બંધારણથી બનેલું હોય છે.

જેના વાળ ન્હાના, શરીર દુર્બળ અને કૃશ, બાચાળ, મન ચંચળ તથા આકાશીય સ્વપ્ન જુએ તેને વાયુપ્રકૃતિનો પુરુષ સમજવો.

તારુણ્યાવસ્થામાં જેના વાળ સફેદ થઈ જાય, જે બુદ્ધિશાળી હોય, પસીનો વિશેષ થતો હોય, ક્રોધી હોય તથા સ્વપ્નમાં જ્યોતિ જુએ તેને પીત્તપ્રકૃતિનો પુરુષ જાણવો.

જેનું શરીર જાડું, બુદ્ધિ ગંભીર, વાળ ચીકણા અને શરીર બળવાન્ હોય તથા સ્વપ્નમાં જે જળસ્થાન જુએ તેને કફપ્રકૃતિનો પુરુષ સમજવો.

## સ્ત્રીજાતિના અવસ્થા ભેદ.

**કન્યા:**—સાત વર્ષની કન્યા સુકન્યા જાણવી. તેને રાગરંગનો નાદ લગાડવો નહિ. તે લોકવ્યવહાર સમજતી હોતી નથી.

ગૌરીઃ—આઠ વર્ષની કન્યા ગૌરી કહેવાય છે. એવી કન્યાઓ પણ લોક વ્યવહાર નહિ સમજતી હોવાથી તેમને રંગરાગ લગાડવો નહિ.

કિશોરીઃ—તેરથી વીસ વર્ષની બાળિકાને કિશોરી કહેવામાં આવે છે. સર્વથી તેને વિશેષ પ્રવીણા સમજવી. એની સાથે લગ્ન કરવામાં આવે છે તો પ્રીતિ વૃદ્ધિગત થાય છે.

તરુણીઃ—ત્રીસ વર્ષની ઉમ્મરની સ્ત્રીને તરુણી કહેવામાં આવે છે. તરુણી હમ્મેશાં નવીન મનોરંજક શ્રૃંગાર ધારણ કરે છે. તેની સાથે નવી પ્રીતિ કરવી નહિ.

પ્રૌઢાઃ—ચાળીસ વર્ષની ઉમ્મરની સ્ત્રીને પ્રૌઢા કહેવામાં આવે છે. એવી સ્ત્રી સાથે કોઇએ લગ્ન કરવું નહિ.

વૃદ્ધાઃ—વૃદ્ધા સ્ત્રી સાથે કદાપિ કુકર્મ કરવું નહિ.



# ષષ્ઠ અધ્યાય.

## ચાર જાતિના પુરુષોને યોગ્ય નારી-નિર્ણય.

કમળાનન મહામતિ નાગાર્જુન પુરુષોને યોગ્ય નારી નિર્ણયના વિષયનો તુણ્ડી પાસે ઉલ્લેખ કરતાં જણાવે છે કે,

**इदानीं शृणु भो ब्रह्मन् यस्य या रमणी शुभा ।**
**क्रमागतन्ते प्रवक्ष्यामिचपलोहड कथं भवान् ॥**

હે બ્રહ્મન્! જે જાતિના પુરુષ સાથે જે જાતિની રમણીનું મિલન થાય છે અર્થાત્ જે જાતિની નારી જે જાતિના પુરુષ માટે યોગ્ય ગણાય છે એનું યથાક્રમે હવે હું વર્ણન કરું છું તે શ્રવણ કર. તું આમ ચંચળ કેમ બની જાય છે?

**पद्मिनी प्रथमा नारी या प्रोक्ता पद्मगंधिनी ।**
**सा तु शशकपत्नी स्यात् जानीहि मुनिपुंगव ॥**

હે મુનિપુંગવ! પદ્મગંધા પદ્મિની નારી કે જેનું પ્રથમ પ્રકારની નારી તરીકે વર્ણન કરવામાં આવ્યું છે તેને જ શશકજાતિના

પુરુષની પત્ની જાણવી. એ શશકજાતિના પુરુષને યોગ્ય પત્ની પદ્મિની જ છે.

बहुना किमिहोक्तेन मिलनं स्यात्तयोर्यदि ।
राजेते तौ महाभागं लक्ष्मीनारायणाविव ॥

હે મહાભાગ! આ વિષયમાં ત્હારી પાસે હું શું વિશેષ કહું ? જો કદાચ એ બન્નેનું મિલન થાય છે અર્થાત્ જો શશકજાતિના પુરુષ સાથે પદ્મિનીજાતિની નારીનો વિવાહ થાય છે તો જેવી રીતે લક્ષ્મીનારાયણ શોભે છે તેથી જ રીતે એ દંપતિ શોભે છે.

चित्राणि द्वितीया नारी या प्रोक्ता चित्रसुंदरी ।
सा हि मृगस्य पत्नी स्यात् जानीहि नरपुंगव ॥

હે નરપુંગવ! ચિત્રિણી સુંદરીને મૃગજાતિના પુરુષની પત્ની સમજવી. અર્થાત્ મૃગજાતિના પુરુષ સાથે ચિત્રિણી જાતિની નારીનું મિલન થાય (વિવાહ થાય) તો તે સર્વથા વ્યાજબી થયેલું સમજવું.

बहुना किमिहोक्तेन मिलनं स्यात्तयोर्यदि ।
शोभते तौ महाभाग पार्वतिशंकराविव ॥

હે મહાભાગ ! આ વિષયમાં હું તને વિશેષ શું કહું ? જો કદાચ એમનું બન્નેનું મિલન થાય છે અર્થાત્ ચિત્રિણીજાતિની નારી સાથે મૃગજાતિના પુરુષનું મિલન થાય છે તો પાર્વતી અને મહેશ્વર જેવી રીતે શોભે છે, તેવી જ રીતે તેઓ શોભે છે.

शंखिनी तृतीया नारी या प्रोक्ता क्षारगंधिनी ।
सा हि वृषभपत्नी स्यात् जानीहि नरपुंगव ॥

હે ઉત્તમ નર ! ક્ષારગંધવાળી શંખિની નારી જેને ત્રીજા પ્રકારની ગણવામાં આવે છે તેને વૃષભપત્ની સમજવી, અર્થાત્ જો કદાચ શંખિની સાથે વૃષજાતિના પુરુષનું મિલન એટલે કે વિવાહ થાય છે તો તે સર્વથા ઉચિત ગણાય છે.

बहुना किमिहोक्तेम मिलनः स्यात्तयोर्यदि ।
शोभते तौ महाभाग रतिपंचशराविव ॥

હે મહાભાગ ! તને હું વિશેષ શું કહું ? જો એ બેનું મિલન અર્થાત્ તેમનો વિવાહ થાય છે તો તેઓ રતિ અને મદનના જેવી શોભા પામે છે.

**शृणु ब्रह्मन् प्रवक्ष्यामि चतुर्थी वारणांगना ।**
**सा हि तुरगपत्नी स्यात् जानीहि ऋषिसत्तम ॥**

હે બ્રહ્મન્! હવે જે કહું છું તે સાંભળ. હસ્તિની કે જે ચોથા પ્રકારની નારી ગણાય છે તેને અશ્વપત્ની સમજવી જોઈએ, અર્થાત્ અશ્વજાતિના પુરુષ સાથે હસ્તિની જાતિની નારીનું મિલન યોગ્ય છે.

**मन्दोदरी लंकेश्वरस्य शोभते रमणी यथा ।**
**गजांगना तथा सः सत्यं सत्यं मयोदितं ॥**

રાવણની પત્ની મન્દોદરી દેવી જેવી રીતે શોભા પામી છે તેવી જ રીતે હસ્તિની નારી પણ અશ્વપતિ સાથે શોભે છે, આ વાકય તું સર્વથા સત્ય સમજજે.



# સપ્તમ અધ્યાય.

## વિવિધ જાતિનાં સ્ત્રીપુરુષોથી થતાં સંતાનોના ગુણાવગુણ.

મનુષ્ય જાતિના સુખ દુઃખનો આધાર લગ્ન ઉપર અવલંબીને રહેલો છે. જો યોગ્ય પુરુષ સ્ત્રીનું મિલન થતું નથી તો જીવનપર્યંત ઉભયને અપાર કષ્ટ અનુભવવું પડે છે, અને તેમનાં સંતાનો પણ વિભિન્નપ્રકૃતિનાં નીવડે છે એટલા માટે જ હિન્દુ લોકોમાં જોશીઓ પાસે જન્માક્ષર તૈયાર કરાવવાનો રીવાજ પ્રચલિત છે. એક અંગ્રેજ ગ્રંથકારે પણ યથાર્થ જ લખ્યું છે કે,

Marraige and hanging go by disting,
Matches are made in heaven.

અર્થાત્, લગ્ન કે ફાંસી એ તો ભાગ્ય ઉપર જ આધાર રાખે છે. જોડાં યોગ્ય જોડાં તો વિશેષે કરીને સ્વર્ગમાં જ મળી આવે છે. તેથી અમુક જાતિના પુરુષ સાથે અમુક જાતિની સ્ત્રીનું મિલન થતાં કેવા સ્વભાવનાં સંતાનો ઉત્પન્ન થાય છે તે પ્રત્યેક માણસે લક્ષ્યમાં રાખવાની જરૂર છે.

| પુરુષ. | સ્ત્રી. | સંતાનની ઉત્પત્તિ. | |
|---|---|---|---|
| | | પુત્ર થાય તો તેનાં લક્ષણ. | પુત્રી થાય તો તેનાં લક્ષણ. |
| શશક | પદ્મિની | ધર્મશાસ્ત્રવેત્તા, રૂપવાન્ | પતિપરાયણ, સતી સાધ્વી. |
| મૃગ | ચિત્રિણી | ધનવાન્, બળવાન્. | સ્વરૂપવાન્, વિદુષી. |
| વૃષભ | શંખિની | મહાબાહુ, સાહસિક. | ડાકિની, વિવાહ પશ્ચાત્ પોતાના પતિનો ત્યાગ કરી પરનર સાથે પ્રીતિ કરનારી. |
| શશક | હસ્તિની | દુર્બળ, અલ્પાયુ. | રૂપવતી પરંતુ અલ્પાયુ. |
| અશ્વ | હસ્તિની | મહાયોદ્ધો, બળવાન્. | કામાતુર, સર્વદા પુરુષગામી. |
| ‡શશક | શંખિની | ધર્મશીલ. શાસ્ત્રવિશારદ. | દીર્ઘજીવી, ક્રોધી. |
| શશક | શંખિની | સુશીલ, અલ્પાયુ. | દુઃખી, વૃદ્ધ પતિની પ્રાપ્તિ થાય. |
| મૃગ | પદ્મિના | મહાબળવાન્, સુખ દુઃખ ભોગી. | ધનધાન્ય યુકત; કિન્તુ અલ્પાયુ. |
| મૃગ | હસ્તિની | દુરાચારી અને ક્રૂર. | કુળકલંકિની કુલટા, પતિઘાતિની. |
| મૃગ | શંખિની | દયાવાન, ધાર્મિક, ગુણવાન્. | સુંદરી, ચિત્તહારિણી, બુદ્ધિવતી, ગુણવતી. |
| વૃષભ | પદ્મિની | દુરાચારી. | દુરાચારિણી, કુળકલંકિની. |
| વૃષભ | હસ્તિની | મહાબળવાન્, મહાન્ યોદ્ધો, દુરાચારી. | પરપુરુષવિલાસિની, દુરાચારિણી. |
| વૃષભ | ચિત્રિણી | અકાળે મૃત્યુ થાય. | પતિવિનાશિની, કામાતુરા. |
| અશ્વ | પદ્મિની | નપુંશક, ક્ષયરોગી. | ધર્મપરાયણા, સતીસાધ્વી. |
| અશ્વ | ચિત્રિણી | અલ્પાયુ. | શ્વેતવર્ણ. |
| અશ્વ | શંખિની | જન્મથી અંધ, દુર્બળ. | કુલટા પતિઘાતિની, મુંગી. |

# અષ્ટમ અધ્યાય.

## કુમારી-વિવરણ.

આર્યવંશોદ્ભુત ઋષિઓએ નરનો વિવાહ નક્કી કરેલો છે. વિવાહનો શો ઉદ્દેશ છે તે હાલમાં કોઇ બરાબર જાણતું હોય એમ લાગતું નથી. નારીજાતિ સિવાય આ સંસારમાં નરજાતિ ભાગ્યે જ સુખ સ્વચ્છંદતામાં રહી શકે છે. નવગ્રહરૂપી જનાર્દને (હરિએ) જીવના પૂર્વજન્મના કર્મફળથી આ જન્મનું ફળ ભોગવ્યું હતું;

‡ શશક અને હસ્તિનીનો યોગ હોવાથી હસ્તિની છ માસમાં જ ગળી જઇ સડી જઇ મૃત્યુ પામે છે.

પરંતુ કુફળ અને સુફળ એક સાથે જ કોઇને ભોગવવું પડતું નથી. સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ—એવો ક્રમ સંસારમાં નિરંતર જોવામાં આવે છે. હવે સંયોગથી ભોગ થાય છે. નરનો એ સંયોગ તે વિવાહ છે. વિવાહ શબ્દનો અર્થ વિશેષરૂપ બંધન થાય છે! બંધન ઉત્તમ હોય છે તો કુફળ ઓછું થાય છે કે? મુખ્યત્વે કરીને સ્ત્રીજાતિનું ભાગ્ય પુરુષજાતિના ભાગ્યપર આધાર રાખે છે, અને સ્ત્રીભાગ્યથી પુરુષભાગ્ય સારું થાય છે. એટલા માટે જ જીવનપર્યંત જે સહચરી થવાની હોય, તથા જેનાપર જીવનનું સુખ દુઃખ, શાન્તિ અશાન્તિ, ધર્મ અધર્મ, ભાગ્યફળ, પૂર્વજન્મનાં કર્મોનું ફળ વગેરે આધાર રાખે છે તેની યોગ્યાયોગ્યતાની સંપૂર્ણ પરીક્ષા કરવાની અત્યંત આવશ્યકતા રહે છે. યોગ્ય પત્નીની પરીક્ષા કર્યા સિવાય વિવાહ કરવો એ કોઇ પણ રીતે ઇષ્ટ કિંવા કલ્યાણકર નથી. તેથી જ આ અધ્યાયમાં કુમારિકાનું સાદ્યંત વિવરણ આપવું અમે આવશ્યકીય ધારીએ છીએ.

**કુમારીઃ**—જન્મથી સાત વર્ષની ઉમ્મર સૂધીની કન્યાને કુમારી કહેવામાં આવે છે, તથા તેને ગૌરી પણ કહી શકાય છે. આઠ વર્ષની ઉમ્મરની કન્યાને રોહિણી કહેવાય છે, નવ વર્ષની બાળિકાને કન્યા કહેવાય છે. સાત વર્ષની કુમારિકાને વિવાહ માટે સર્વશ્રેષ્ઠ સમજવામાં આવે છે. આઠ અને નવ વર્ષની કુમારીને વિવાહ માટે શ્રેષ્ઠ સમજવામાં આવે છે; પરંતુ તે ઉપરાંતની અર્થાત તેથી મ્હોટી ઉમ્મરની કન્યા વિવાહ માટે અયોગ્ય ગણવામાં આવે છે. તે પરિત્યક્ત તેમજ અધમ ગણાય છે. વિશેષતઃ દશ વર્ષની ઉમ્મરની કન્યા પુષ્પવતી હોવાનો સંભવ છે. પુષ્પવતી કન્યા સાથે વિવાહ કરવાથી પિતૃલોક નરકગામી થાય છે, તથા પોતાનાં ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચારે વર્ગનાં ફળ નાશ પામે છે. એટલા માટે જ આર્યઋષિઓએ રજઃસ્વળા કન્યા સાથે વિવાહ કરવાનો નિષેધ કર્યો છે.†

**કુમારી લક્ષણઃ**—કુમારી ત્રણ પ્રકારની હોય છે એ પ્રકારને ઉત્તમા, મધ્યમા અને અધમા કહેવામાં આવે છે. હવે અત્રે યથાક્રમે તેમનાં લક્ષણ જણાવવામાં આવે છે.

†આ વિષયને પ્રયોજક સંમત છે એમ સમજવું નહિ. આપણા શાસ્ત્રગ્રંથોમાં કુમારીનું જે વર્ણન છે તે જ યથાસ્થિત અમે ઉતાર્યું છે.

**ઉત્તમા કુમારીનાં લક્ષણઃ**—એનો શારીરિક બાંધો બળવાન્, શરીર મજબૂત અને મધ્યમ હોય છે. તેની ચાલ ગજેન્દ્રના જેવી કિંવા મરાલ જેવી હોય છે, તે શ્યામાંગી, ગૌરાંગી અથવા તો ઉજ્વળ શ્યામાંગી હોય છે. દંતપકિત ન્હાની હોય છે. હથેળીઓ કોમળ અને લાલ કમળ જેવા રંગવાળી તેજસ્વી હોય છે. નેત્રો પદ્મપત્ર જેવાં હોય છે. તે સદા સર્વદા ધર્મ કર્મમાં જ મતિગતિ રાખે છે.

ભાવાર્થ એ છે કે, જે કુમારીનું મુખકમળ ચંદ્રમા જેવું સુંદર અને લાવણ્યયુકત હોય, જેનાં નેત્રો વિશાળ હોય, જેના શરીરનો રંગ પ્રભાતકાળના સૂર્ય જેવો સ્નિગ્ધ કિંવા ઉજ્વળ હોય એ કુમારીનુ પાણિગ્રહણ કરવાથી ઘણું સુખ મળે છે.

**મધ્યમા કુમારીનાં લક્ષણઃ**—એમનું શરીર વિશેષ જાડું હોતું નથી તેમ જ વિશેષ પાતળું પણ હોતું નથી, જેનો કૃષ્ણકેશ-કલાપ લાંબો હોય છે, જેનું નાક શુકચંચુ જેવું સુંદર હોય છે, જેનું મુખમંડળ સદાસર્વદા પ્રફુલ્લ હોય છે, જેનામાં બિલ્કુલ આળસ હોતું નથી, જેની નાભી ગંભીર હોય છે, જે નિરંતર સદાચારપરાયણ હોય છે, સકળ જનો પાસે પ્રિયવચનો ઉચ્ચારનારી હોય છે, ધર્મમાં નિષ્ઠાવતી, ગુરુજન તથા દેવદ્વિજ પ્રત્યે ભક્તિ-મતી હોય છે, સકળ જીવ તરફ દયાવતી હોય છે એ કુમારીને મધ્યમા કુમારી તરીકે ઓળખવામાં આવે છે.

**અધમા કુમારીનાં લક્ષણઃ**—જે કુમારીના દાંત મ્હોટા, શરીર-પર પુષ્કળ વાળ, કર્કશ અંગ, બહુ બોલનારી, લજ્જાહીના અને ભયંકર, મ્હોટેથી હસનારી, મ્હોટા પેટવાળી, કઠન હાથપગવાળી, ન્હાના ચોટલાવાળી, નિર્લજ્જ, સર્વદા વ્યાકુળ ચિત્તવાળી તથા ક્રોધી સ્વભાવની હોય છે તે કુમારીને અધમા કુમારી તરીકે ઓળ-ખવામાં આવે છે. જે પુરુષ આવી અધમા કુમારી સાથે વિવાહ કરે છે તેને ઘણું દુઃખ ભોગવવું પડે છે.

( ૨ ) જે કુમારીનું કાકના જેવું વદન હોય, દેહ માંસશૂન્ય હોય, સર્વાંગપર વાળ હોય, અતિશય શ્વેત, કૃષ્ણ કિંવા લાલ રંગના શરીરવાળી હોય એવા પ્રકારની કુમારીનો પણ પરિત્યાગ કરવો. તેની સાથે કદાપિ વિવાહ કરવો નહિ.

**જ્ઞાતાર્થઃ**—ત્રણ પ્રકારની કુમારિકાઓનું વિવરણ ઉપર આપેલું છે. તેઓ જ જેમ જેમ તેમની ઉમ્મર વધતી જાય છે

તેમ તેમ ત્રણ વર્ગની રમણી થાય છે, એ સઘળી ભિન્ન વર્ગની રમણી સંબંધી શાસ્ત્રમાં જે હકીકતનો ઉલ્લેખ થયેલો છે એ અત્રે પ્રકાશિત કરવામાં આવે છે.

**પ્રથમ વર્ગની રમણી:**—(ઉત્તમા રમણી)—પતિપરાયણા, કિંચિત્ ધર્મપરાયણા. તે કોઇ પણ રીતે તિરસ્કારયુક્ત કાર્ય કરતી નથી, અને ઉપપતિસંગ કરતી નથી. એમ કરવાની તેની બિલ્કુલ પ્રવૃત્તિ જ થતી નથી. તે દેવદ્વિજ, અતિથીની પૂજા તથા વ્રત ઉપવાસાદિ કરે છે. તે પોતાના ધર્માચરણ અને દાન પૂજાથી સર્વને તૃપ્ત કરી નિરંતર પતિસેવામાં તન્મય રહે છે.

**દ્વિતીય વર્ગની રમણી:**—(મધ્યમા રમણી)—ગુરુજનોની સંભાળમાં રહેતી હોવાથી, ઉપપતિનો સંગ થઈ શકે તેમ નહિ હોવાથી પોતાના પતિ પ્રત્યે પ્રેમ દર્શાવે છે અને તેની અનુગામિની થાય છે. સગવડતાવાળા ગુપ્ત સ્થાનના અભાવે તથા સમય અને મનને યોગ્ય પુરુષના અભાવથી ઉપપતિનો સંગ કરી શકતી નથી; તેથી કોઇ પણ રીતે તેના સતીત્વનું રક્ષણ થાય છે.

**તૃતીય વર્ગની રમણી:**—(અધમા રમણી)—નીચ અને નિન્દનીય વંશમાં ઉત્પન્ન થાય છે, અતિશય દુષ્ટા, અધર્મપરાયણા, કલહપ્રિય, દુર્મુખ હોય છે. તે હમ્મેશાં પોતાના પતિને વિષદૃષ્ટિથી જોઇ, સર્વદા તેનો તિરસ્કાર કરી તેને દુઃખી કરી નિરંતર ઉપપતિની સેવામાં તત્પર રહે છે. તેનો પતિ સંસારમાં સુંદર હોય છે, ધાર્મિક તેમજ ગુણવાન્ અને વિદ્વાન્ હોય છે તો પણ ઉપપતિદ્વારા તે તેનો નાશ કરાવે છે. પાપીયસી ઉપપતિને સાક્ષાત કામદેવ સમાન સમજી કામની વ્યાકુળતાથી સર્વદા ઉપપતિના તરફ કટાક્ષો ફેંકે છે. ઉત્તમ વસ્ત્રાલંકારો પહેરવાની તેને હોંશ હોય છે. કોઈ રતિક્રીડાદક્ષ પુરુષને જોતાંની સાથે જ તેનું અંગ મદનાગ્નિથી બળી જવા માંડે છે. વડિલજનો તરફથી તેનો તિરસ્કાર થતો હોવા છતાં તેમજ, સેંકડો વ્યક્તિઓના રક્ષણમાં હોવા છતાં તે ઉપપતિના સંગનો ત્યાગ કરી શકતી નથી. એનો પ્રેમ વિજળીના જેવો ક્ષણસ્થાયી હોય છે, જળબિંબના જેવો ક્ષણ કાળમાં અદૃશ્ય થઇ જાય એવો હોય છે. તે નિરંતર અધર્મ અને કપટકાર્ય કર્યા જ કરે છે. તેની ધર્મ, કર્મ, વ્રતાચરણ, તપસ્યા,

ગૃહકર્મ, દેવતા તથા વડિલજનો તરફ બિલ્કુલ આસ્થા રહેતી નથી. હમ્મેશાં ઉપપતિના સહવાસ માટે તેનું મન ચંચળ રહે છે. ઉપ-પતિના સંગની પ્રાપ્તિથી જ તેને તૃપ્તિ થાય છે.



# નવમ અધ્યાય.

## નક્ષત્ર ફળ.

સ્ત્રીલોકના જન્મથી નક્ષત્ર અનુસાર તેમનો ગુણ અને સ્વભાવ કેવો થાય છે એ હવે જણાવવામાં આવે છે. ( જેનો જે નક્ષત્રમાં જન્મ થાય એ નક્ષત્રને જ તેનું જન્મ નક્ષત્ર સમજવું.)

**અશ્વિની:**—પ્રિયવચન બોલનારી, મનોહારિણી, પ્રિયદર્શના, સૌન્દર્યવતી, લક્ષ્મીવતી, સુખદુઃખ સહન કરનારી, કલ્યાણકારિણી તથા દેવતા અને વડિલજનો પ્રત્યે આસ્થા રાખનારી થાય છે.

**ભરણી:**— ક્રૂર સ્વભાવની, નિષ્ઠુર, કલહકંકાસ કરનારી, દુષ્ટ બુદ્ધિવાળી, દરિદ્ર, સખીઓના સહવાસમાં જ રહેનારી, પ્રતાપ વગરની તથા હમ્મેશાં ખરાબ વસ્ત્રો પહેરનારી થાય છે.

**કૃતિકા:**—ક્રોધી સ્વભાવની, કલહ કરનારી, દ્વેષવતી, બંધુજન-વિનાની, વૈરાગ્ય ચિત્તવાળી તથા શરીરે દુર્બળ થાય છે.

**રોહિણી:**—સૌન્દર્યવતી, પતિભકિતપરાયણા, મર્યાદા તથા સજ્જનતાને ચ્હાનારી, શુદ્ધ ચિત્તવાળી, માતા અને પિતા તરફ ભકિત રાખનારી અને સંતાનવતી તથા વિભવશાલિની થાય છે.

**મૃગશિરા:**--દેખાવડી, મધુર વચન બોલનારી, ધર્મપરાયણા, માનનીયા, સુંદર વસ્ત્રાલંકારો પહેરનારી, લક્ષ્મીવતી, સ્વચ્છ રહે-નારી તથા સુપુત્રવતી થાય છે.

**આર્દ્રા:**—દુષ્ટ સ્વભાવની, ખરચાળ, યજ્ઞયુકતા, વિકારધાતુથી બંધાયલા દેહવાળી, સુરેન્દ્રના જેવી પરાક્રાન્તા, કૃત્રિમ પંડિતા અને વસ્ત્ર તથા અલંકારપ્રિય થાય છે.

**પુનર્વસુ:**—વંધ્યા, પંડિતા, પુણ્યવતી, ધર્મપરાયણા, સુંદર ભાવવાળી, મનોહારિણી, સજ્જનોનું પૂજન કરનારી, સર્વદા પતિ-

યુક્તા, ધર્મવાકયો અને પુરાણવાકયો સાંભળવાની ઇચ્છા રાખનારી તથા વ્રતોપવાસાદિ કરનારી થાય છે.

પુષ્યા:—સૌન્દર્યવતી, યશસ્વિની, સુભગા, સુપુત્રવતી, સુખ-સંપદ પામનારી, સુખી, સ્નેહીજનોની વ્હાલી, દેવ, દ્વિજ, ધર્મ, કર્મ, ગુરુજન, બંધુજન વગેરેનું પૂજન કરનારી થાય છે.

અશ્લેષ્મા:—દુઃખિની, કુરૂપા, કીર્તિવગરની, વ્યસની, કર્કશ વચનો ઉચ્ચારનારી, અભિમાનિની તથા કુકર્મ કરનારી થાય છે.

મઘા:—પુણ્યવતી, સુખસંપદ ભોગવનારી, શત્રુઓના પક્ષ-વાળી, અતિશય લક્ષ્મીવતી, પાર્થિવ સુખ ભોગવનારી, વડિલજનો, બ્રાહ્મણ અને દેવતા પ્રતિ ભકિતમતી થાય છે.

ઉત્તર ફલ્ગુની:—ધનભોગી, ન્યાયવતી, કાર્યદક્ષ, સદ્દગુણી તથા ઇન્દ્રિયપરતંત્રતાશૂન્ય અને શરીરે સુખી થાય છે.

હસ્તા:—અત્યંત સુંદર દેહવાળી, સહનશીલ, ક્ષમામયી, સચ્ચરિત્ર, પ્રિયવચનો ઉચ્ચારનારી, સુખી, ભોગી તથા શાસ્ત્રને સમજનારી થાય છે.

ચિત્રા:—સ્વરૂપવતી, વિચિત્રાલંકારથી વિભૂષિતા થનારી હોય છે; પરંતુ કૃષ્ણ ચતુર્દશીના ચિત્રા નક્ષત્રમાં જન્મ થવાથી કુલક્ષણી થાય છે, તથા શુકલ ચતુર્દશીના ચિત્રા નક્ષત્રમાં જન્મ થવાથી દરિદ્રા અને વંધ્યા થાય છે.

સ્વાતી:—સાધ્વી, સતત્ પુત્રવતી, ધન ભોગવનારી, સત્યમાં નિષ્ઠા રાખનારી, યશસ્વિની, બહુ સ્નેહીવાળી તથા શત્રુઓ વગરની થાય છે.

વિશાખા:—સુકોમળ અંગવાળી, બંધુમંડળની વ્હાલી, ધન ભોગવનારી, પ્રિયવાદિની, સદ્દગુણી, તીર્થપ્રીતિ રાખનારી અને વ્રતોપવાસાદિ કરનારી થાય છે.

અનુરાધા:—સજ્જનોનો સંસર્ગ કરનારી, પ્રસન્નમૂર્તિ, અભિમાન વગરની, ક્ષમતાવાળી, સામાન્ય વસ્ત્રાલંકારો પહેરનારી, વડિલોની ભક્તિ કરનારી અને સર્વદા સ્વામીની અનુગામિની થાય છે.

જ્યેષ્ઠાઃ—સૌભાગ્યશાળી, પુત્રવતી, મધુરભાષિણી, પ્રગલ્ભતા, સ્નેહીજનોની વ્હાલી, કર્ત્તવ્યદક્ષ, ધન ભોગવનારી, સખીઓમાં રહેનારી તથા સત્યપરાયણા થાય છે.

મૂલાઃ—ખર્વાકૃતિ, દરિદ્રા, સુખ વગરની, વૈધવ્યના વ્યાધિ-વાળી, બંધુજન વગરની, નીચ કાર્ય કરનારી, શત્રુઓવાળી અને નિન્દનીયા થાય છે.

પૂર્વાષાઢાઃ--અત્યંત રૂપ લાવણ્યવતી, સત્કર્મ કરનારી, અનુ-કૂળ થઈ રહેનારી, પ્રસન્ન હૃદયવાળી, શ્રેષ્ઠ કુળની, સુનિપુણા, અતુલ વીર્યસંપન્ના, વિશાળ નેત્રોવાળી અને કીર્ત્તિશાલિની થાય છે.

શ્રવણાઃ--સર્વને બંધુભાવથી જોનારી, ઉદાર, દાની, ધર્મશીલા, સત્યવતી, પરોપકારિણી, શાસ્ત્રમાં શ્રદ્ધાવતી અને લક્ષ્મીમતી થાય છે.

ધનિષ્ઠાઃ--બહુ બોલનારી, દાનશીલા, ધર્મકથા સાંભળવાની ઇચ્છા રાખનારી, અન્નવસ્ત્રોનું દાન કરનારી, સદ્‌ગુણી તથા અશ્વા-રોહણમાં નિપુણા થાય છે.

શતભિષાઃ--રમણી સમાજમાં વ્હાલી, સુંદર દેખાવડી, આત્મીય સ્વજનો પાસે પૂજ્યતમા, દેવાર્ચન અને વડિલજનોમાં અનુરાગિણી તથા સર્વદા સર્વ પ્રકારના આમોદ પ્રમોદ કરનારી થાય છે.

પૂર્વભાદ્રપદઃ—સત્પાત્રને દાન આપનારી, જનસમાજમાં વખણાતી, વિદ્યાવતી, ધનવતી, ધનરત્ન ભોગવનારી તથા પુત્રોની ઇચ્છા રાખનારી થાય છે.

રેવતીઃ—પૂજનીયા, બહુ સ્નેહીવાળી, શુદ્ધસ્વભાવની, તેજ-સ્વિની, વ્રત કરનારી, શત્રુહારિણી તથા ગૌ, ભૂમિ, ધન વગેરે સમૃદ્ધિ મેળવનારી થાય છે.

## રાશિફળ.

સૂચનાઃ—જન્મ સમયે જે રાશિમાં ચંદ્ર પડયો હોય એજ રાશિને જાતક તથા જાતિકાની રાશિ કહેવામાં આવે છે. જેમ કે, જન્મ સમયે મેષ રાશિમાં ચંદ્ર હોય તો મેષ રાશિ. કર્કટમાં ચંદ્ર હોય તો કર્કટ રાશિ, વગેરે. હવે નીચે સ્ત્રીજાતિની રાશિના ગુણાવગુણ વર્ણવવામાં આવે છે.

**મેષઃ**—સુંદર બાંધાવાળી, કાર્ય કરવામાં હોશિયાર, ઉત્તમ, વાક્ચાતુર્ય ચલાવનારી, પતિપ્રિયા તથા સર્વદા વડિલજનોનો પ્રેમ પ્રાપ્ત કરનારી થાય છે.

**વૃષઃ**—વિવેકી, તીર્થપરાયણા, શાસ્ત્રાનુરકતા, વિદ્યાનુરકતા, બહુ પુત્ર પૌત્રવાળી, તથા દ્રવ્ય એકઠું કરી સ્વામીના પ્રેમને પ્રાપ્ત કરનારી થાય છે.

**મિથુનઃ**—સુંદર દેહવાળી, મનોહારિણી, ધનવતી, સંમાન શાલિની, સુશીલા, પંડિતા, પરોપકારિણી અને મનરંજક નેત્રોવાળી થાય છે.

**કર્કટઃ**—વિવિધ રોગ ભોગવનારી, માનનીયા, સંમાનશાલિની, સુશીલા, પરોપકારિણી તથા દેવદ્વિજમાં ભકિત રાખનારી થાય છે.

**સિંહઃ**—રૂપવતી, સૌભાગ્યશાલિની, તેજસ્વિની, વસ્ત્રાલંકારોથી વિભૂષિતા રહેનારી અને ઉદાર સ્વભાવવાળી થાય છે.

**કન્યાઃ**—પતિપરાયણા, ક્ષમાશીલા, ભકિતપરાયણા, શત્રુઓ પર જય મેળવનારી અને પુષ્કળ ધનવતી થાય છે.

**તુલાઃ**—પતિવ્રતા, પુત્રવતી; મનમોહિની, બંધુવર્ગનું હિત કરનારી, ઘણાં વ્રત કરનારી તથા અહંકાર અને કામશૂન્યા થાય છે.

**વૃશ્ચિકઃ**—સ્થિર પ્રકૃતિની, અભિમાન વગરની, સત્કર્મ કરનારી, ગુરુજનોની પ્રિયતમા, વ્રત નિયમાદિ કરનારી તથા બહુ ધનવતી થાય છે.

**ધનુઃ**—શાસ્ત્રપાઠ કરનારી, દાનશીલા, વ્રત કરનારી, નમ્ર, પ્રાણિઓનું હિત કરનારી તથા પુત્રીઓને જન્મ આપનારી થાય છે.

**મકરઃ**—તેજસ્વિની, સત્યપરાયણા, રૂપવતી, મનમોહિની, વિદ્યાવતી, સંયમ રાખનારી, નીતિપરાયણા, શત્રુવિનાશિની થાય છે.

**કુંભઃ**—ચંદ્ર જેવા મનોહર મુખમંડળ વાળી, સત્કાર્યમાં દાન કરનારી, અભિમાની, પુત્રોવાળી અને શુભકારિણી થાય છે.

**મીનઃ**—ધર્મપરાયણા, પુત્રવતી, સુશીલા, લજ્જાવતી, જીતેન્દ્રિયા, સર્વજનોનું મન હરી લેનારી અને શિલ્પકાર્યમાં સુચતુર થાય છે.

## લગ્નફળ નિર્ણય.

સૂચના:—લગ્નફળ કોષ્ઠિચક્રની ગણના.

મેષ:—નિષ્ઠુર, ક્રોધી સ્વભાવવાળી, સત્યપરાયણા, કર્કશ વચનો ઉચ્ચારનારી, તથા સર્વદા પોતાના સ્વજનવર્ગ પ્રત્યે અનુરક્તા થાય છે.

વૃષ:—નમ્ર, મનોહારિણી, શાસ્ત્રાનુરાગિણી, બંધુવર્ગની અનુરાગિણી, પતિને વ્હાલી, સર્વ પ્રકારની શિલ્પવિદ્યામાં નિપુણા અને પતિઆજ્ઞાધારિણી થાય છે.

મિથુન:—કામાસક્તા, કર્કશ વચનો ઉચ્ચારનારી, નિષ્ઠુર, ઘણી ખરચાળ, સદ્‌ગુણ વગરની તથા ક્રૂર કાર્યો કરનારી થાય છે.

કર્ક:—ગુણવતી, સ્નેહીજનોની વ્હાલી, રૂપવતી, ધનવતી, સચ્ચરિત્રા, કાર્યદક્ષા, તેજસ્વિની તથા પવિત્ર સુખ ભોગવનારી થાય છે.

સિંહ:—પ્રચંડ સ્વભાવની, કલહ કરનારી, કફધાતુવાળી, માંસ ખાવાની ઇચ્છા રાખનારી, કર્કશ દેહવાળી અને પરોપકારિણી થાય છે.

કન્યા:—સૌભાગ્યવતી, જિતેન્દ્રિયા, હિતકારિણી, ધર્માનુરાગિણી, મિત્રમંડળવાળી તથા સર્વ પ્રકારનાં શિલ્પકાર્યોમાં હોશિયાર થાય છે.

તુલા:—મંદબુદ્ધિવાળી, ગર્વિતા, પ્રણય વગરની, દીર્ઘસુત્રી, નિષ્ઠુર, તૃષ્ણાતુરા અને અનીતિપરાયણા થાય છે.

વૃશ્ચિક:—સુંદર દેહવાળી, પ્રીતિકર નેત્રોવાળી, કાન્તિમયી, ગુણવતી, પતિભક્તિપરાયણા, પુણ્યવતી અને નિરંતર સત્ય બોલનારી થાય છે.

ધનુ:—બુદ્ધિમતી, પુરુષાનુકારિણી, પ્રિયવચનોથી સંતુષ્ટ રહેનારી, સ્નેહશૂન્યહૃદયવાળી, પ્રણય વગરની અને કઠોર સ્વભાવની થાય છે.

મકર:—અત્યંત સૌભાગ્યશાલિની, કીર્ત્તિશાલિની, યશસ્વિની, પુત્રવતી, સાધ્વી, તીર્થાનુરાગિણી અને શત્રુઓનો વિનાશ કરવાને શક્તિવતી થાય છે.

કુંભ:—અતિશય ખરચાળ, પુણ્યવતી, કૃતઘ્ન, બહુ કન્યાઓને જન્મ આપનારી, રોગિણી અને ગુરુજનોની આજ્ઞાનો વિરોધ કરનારી થાય છે.

મીન:—પતિપ્રાણા, બંધુઓની તથા સકળ મનુષ્યોની માનનીયા, સુનેત્રા, સુકેશિની, દેવદ્વિજ પ્રતિ ભક્તિમતી, નીતિપરાયણા, વડિલજનોની પ્રીતિ પ્રાપ્ત કરનારી તથા ઘણા પુત્રપૌત્રવાળી થાય છે.

## વિવાહ માટે ત્યાગી દેવા જેવી નારીના પાંચ દોષ.

સૂચના:—કન્યાનો દારિદ્રયોગ, મૃત્યુયોગ, વૈધવ્યયોગ, વિષયોગ, વેશ્યાયોગ એ પાંચ પ્રકારમાંનો એક પણ યોગ હોય તો એવી કન્યા સાથે કોઇએ કદાપિ વિવાહ કરવો નહિ. એ યોગના ફળનું વર્ણન અત્રે કરવામાં આવે છે.

દારિદ્રયોગ:—રવિ, શનિ અને શુક્રની સાથે એક રાશિમાં રહેવાથી દારિદ્રયોગ થાય છે!

વૈધવ્ય અને મૃત્યુયોગ:—લગ્નના આઠમા સ્થાનમાં શનિ, સૂર્ય, મંગળ અને સાતમા સ્થાનમાં શુક્ર ગ્રહ હોય છે તો નારી વિધવા થાય છે.

(૨) લગ્નના સાતમા સ્થાનમાં અશુભગ્રહ હોય છે તો નારી વિધવા થાય છે, અને આઠમા સ્થાનમાં ક્રૂર ગ્રહ હોય છે તોપણ નારી વિધવા થાય છે. જો બીજા સ્થાનમાં ક્રૂર ગ્રહ હોય છે તો નારીનું પોતાનું જ મૃત્યુ થાય છે.

(૩) જે સ્થાનમાં ચંદ્ર હોય ત્યાંથી સાતમા સ્થાનમાં જો કોઈ પાપગૃહ હોય છે તો નારી વિધવા થાય છે.

(૪) જન્મરાશિમાં કિંવા તેના સાતમા, આઠમા અથવા તો બારમા સ્થાને કોઇ પાપગ્રહ હોય છે તો નારી વિધવા થાય છે.

(૫) લગ્નમાં બે કિંવા ત્રણ પાપગ્રહ હોય છે તો નારી વિધવા થાય છે.

(૬) સપ્તમાધિપતિ અષ્ટમ સ્થાને અને અષ્ટમાધિપતિ સપ્તમ સ્થાને પાપગ્રહયુક્ત થઇને રહેલો હોય કિંવા દેખાતો હોય તો નારી વિધવા થાય છે.

* (૭) સાતમો અને આઠમો સ્થાનાધિપતિ પાપગ્રહથી પીડાઇને જો છઠ્ઠા અને બારમા સ્થાનમાં રહેલો હોય છે તો પણ નારી વિધવા થાય છે.

(૮) જો સાતમા સ્થાનમાં પાપગ્રહ હોય છે તો વિવાહ પછી સાતમા વર્ષે પતિનું મૃત્યુ થાય છે, તથા છઠ્ઠા કિવા આઠમા સ્થાને ચંદ્ર હોય છે તો આઠમા વર્ષે પતિનું મૃત્યુ થાય છે.

(૯) સાતમા, આઠમા અને બારમા સ્થાને પાપગ્રહ હોય છે તો ઉક્ત ગ્રહગણની મહાદશાની અંતર્દશામાં પોતાનું મૃત્યુ થાય છે.

## વ્યભિચારિણીના યોગનું વર્ણન.

(૧) જન્મ સમયે ચંદ્ર, મંગળ અને રવિની વચ્ચે રહે, કિવા ચંદ્ર શનિ સાથે જોડાય તો એ રમણી કુલટા થાય છે.

(૨) લગ્નમાં, ચોથામાં, આઠમામાં, બારમામાં કિવા સાતમા સ્થાનમાં પાપયુક્ત મંગળ હોય તો એ રમણી વ્યભિચારિણી થાય છે.

(૩) લગ્ન અધિપતિ કિવા સાતમો અધિપતિ પાપગ્રહના રાશ્યંશકાદિ વર્ગમાં હોય તો એ રમણી કુલટા થાય છે.

(૪) જન્મ સમયે મંગળ અને શુક્ર ગ્રહ બન્ને એક બીજાના નવાંશમાં હોય તો એ રમણી કુલટા થાય છે.

(૫) લગ્નના સાતમા સ્થાને મંગળ, શુક્ર, ચંદ્ર હોય તો એ રમણી સ્વામીના આદેશથી વ્યભિચારિણી થાય છે.

(૬) શનિ કિંવા મંગળના ક્ષેત્રમાં શુક્રસહ ચંદ્ર પાપદૃષ્ટ થઈ લગ્નસ્થ થાય તો એ રમણી માતાની સાથે કુલટા થાય છે.

(૭) લગ્નમાં ચંદ્ર હોય અને શુક્રના તરફ ક્રૂર ગ્રહની દૃષ્ટિ હોય તો એ રમણી જમાઇ સાથે ભ્રષ્ટાચારિણી થાય છે.

## વિષયોગ વર્ણન.

**સૂચના:**—જે કુમારી શોકથી વિહ્‌વળ, દુર્ભાગિની, મૃતપુત્રા અને વસ્ત્ર તેમજ અલંકાર વગરની હોય તેને વિષકન્યા સમજવી. જે કન્યા ભદ્રા તિથિમાં, બીજ, સાતમ અને બારસની તિથિએ

અને અશ્લેષ્મા, શતભિષા, તથા કૃતિકા નક્ષત્રમાં તેમજ શનિ, રવિ, મંગળવાર તથા ખાલી તિથિમાં, ગણ્ડયોગમાં જન્મગ્રહણ કરે તેને પંડિતોએ વિષકન્યા તરીકે ઓળખાવી છે. વિષકન્યા સાથે કોઇએ કદાપિ વિવાહ કરવો નહિ. વળી લગ્ન અને ગ્રહોના અવસ્થાન ભેદથી વિષકન્યા થાય છે; જેનું વર્ણન અત્રે આપવામાં આવે છે.

(૧) જે કુમારીના જન્મ સમયે પાપગ્રહનું ક્ષેત્રલગ્ન થાય અને લગ્નમાં શુભ ગ્રહ રહે તથા છઠ્ઠા સ્થાનમાં પાપગ્રહ રહે તો એ કુમારી વિષકન્યા થાય છે.

(૨) જે કુમારીના ધર્મસ્થાનમાં (નવમા સ્થાનમાં) મંગળ રહે તથા લગ્નમાં શનિ અને પાંચમા સ્થાનમાં રવિ રહે એ કુમારી પણ વિષકન્યા થાય છે.

વિષયોગ ભંગઃ—જો જન્મ, લગ્ન અથવા ચંદ્રથી સાતમા સ્થાને, સાતમો અધિપતિ રહે, કિંવા લગ્ન અને ચંદ્રથી સાતમા સ્થાને શુભગ્રહથી અવલોકિત થાય તો વિષયોગનો ભંગ થાય છે, અર્થાત્ સકળ દોષનો નાશ થાય છે.

દુર્ભાગ્ય યોગઃ—લગ્નથી આઠમા કિંવા બારમા સ્થાને મંગળ રહે, તથા પાપયુક્ત રાહુ લગ્નમાં રહે તો એ રમણી વિધવા કિંવા વેશ્યા થાય છે, અને જો કદાચ લગ્નમાં રવિ, મંગળ કિંવા શનિમાંથી કોઇ એક ગ્રહ અથવા તો એમાંના કેટલાક ગ્રહ એકત્ર થઇ રહે તો એ રમણી હતભાગિની થાય છે.

## વંધાયોગ વર્ણન.

(૧) ચંદ્ર અને શનિ કિંવા મંગળ, બૃહસ્પતિ અને શનિ એક રાશિમાં રહે તથા અન્યાન્ય ગ્રહ સાતમા સ્થાનમાં રહે તો તે સ્ત્રી અવશ્ય વંધ્યા રહે છે.

(૨) ચંદ્ર, રવિ, મંગળ, બૃહસ્પતિ જો લગ્નમાં કિંવા આઠમા સ્થાનમાં એકત્ર રહે તો એ નારી વંધ્યા થાય છે.

(૩) લગ્ન, બીજા, ચોથા, પાંચમા, દશમા અને બારમા સ્થાનમાં ગ્રહગણ રહે છે તો એ રમણી વંધ્યા થાય છે.

(૪) લગ્નમાં ચંદ્ર પાપગ્રહ સાથે પાપગ્રહના નવાંશમાં રહે તો એ રમણી અવશ્ય વંધ્યા થાય છે.

(૫) જો લગ્નના સાતમા સ્થાને શનિનું ક્ષેત્ર થાય, ત્યાં જો શનિની દૃષ્ટિ રહે તો એ નારી વંધ્યા થાય છે.

(૬) જો મકર લગ્ન થાય અને કુંભ રાશિમાં શનિની દૃષ્ટિ હોય કિંવા તે રહે, તથા શુભ ગ્રહનો યોગ અને દૃષ્ટિ ન રહે તો એ નારી વંધ્યા થાય છે.

(૭) જો જન્મ સમયે બુધની નવાંશમાં શનિ રહે તો એ નારી વંધ્યા થાય છે.

(૮) જો પાપગૃહના ગૃહમાં બીજા અને પાંચમા સ્થાનમાં ગ્રહસન્નિવેશ થાય તો એ નારી વંધ્યા થાય છે.

(૯) શનિ કિંવા મંગળના ક્ષેત્રમાં લગ્ન થાય અને તેમાં પાપગ્રહથી અવલોકિત તથા શત્રુગ્રહ જોડાઇ ચંદ્ર રહે તો એ રમણી વંધ્યા થાય છે.

(૧૦) જો લગ્નમાં કિંવા આઠમા સ્થાનમાં સ્વગૃહમાં રવિ કિંવા શનિ રહે તો તેથી નારી વંધ્યા અથવા કાકવંધ્યા અર્થાત્ એક જ સંતાનને જન્મ આપનારી થાય છે.

(૧૧) શનિ અને રવિ લગ્નથી આઠમા સ્થાને સ્વક્ષેત્રમાં ગત થતાં નારી વંધ્યા થાય છે અને બુદ્ધ તથા ચંદ્ર એમ થતાં કાકવંધ્યા થાય છે અર્થાત્ એકજ સંતાન થાય છે.

## કાકવંધ્યા યોગ વર્ણન.

**સૂચના:**—કાકવંધ્યાને માત્ર એક જ સંતાન થાય છે નીચે તેના ગ્રહયોગનું ફળ નિવેદન કરવામાં આવે છે.

(૧) જો કદાચ પાંચમો અધિપતિ ગ્રહ અસ્તમિત અને પાપયુક્ત થાય છે તથા પાંચમો અધિપતિ છઠ્ઠા સ્થાને નીચ ભવનમાં અવસ્થાન કરે છે તો નારી કાકવંધ્યા થાય છે.

(૨) છઠ્ઠા સ્થાને પાંચમો અધિપતિ અને મેષ તથા વૃશ્ચિક રાશિમાં લગ્નાધિપતિ રહે છે તો નારીના પ્રથમ પુત્રનો નાશ થાય છે, અને તે કાકવંધ્યા થાય છે.

(૩) જો પાંચમો અધિપતિ ગ્રહ નીચ રાશિગત કિંવા ષષ્ઠ, અષ્ટમ, દ્વાદશ રાશિગત થાય અને પાંચમા સ્થાને કેતુ તથા બુધ રહે તો નારી કાકવંધ્યા થાય છે.

(૪) જો પંચમાધિપતિ નીચરાશિગત થઇને પાંચમા સ્થાનનું અવલોકન ન કરે તથા એ સ્થાને શનિ અને બુધ રહે તો નારી કાકવંધ્યા થાય છે.

## મહાકષ્ટે સંતાનપ્રાપ્તિ યોગ વર્ણન.

(૧) જો નવમો અધિપતિ લગ્નમાં રહે તથા પંચમાધિપતિ નીચ સ્થાને રહે અને પાંચમા સ્થાને કેતુ તથા બુધ રહે તો મહાકષ્ટે સંતાનની પ્રાપ્તિ થાય છે.

(૨) જો પાંચમો અધિપતિ ગ્રહ છઠ્ઠા, આઠમા, અને બારમા સ્થાનમાં રહે અને પાંચમા સ્થાનમાં પાપગ્રહ અવસ્થાન કરે તો મહાકષ્ટે સંતાન પ્રાપ્ત થાય છે.

## સંતાનપ્રાપ્તિ યોગ વર્ણન.

સૂચના:—સંતાન કેટલાં થશે તેમજ તેઓ અલ્પાયુ થશે કે દીર્ઘાયુ તેનું વર્ણન અત્રે કરવામાં આવે છે.

(૧) જો પંચમ સ્થાને રવિ અને મંગળ રહે તો રમણીનાં સઘળાં સંતાનોનો નાશ થાય છે. બુદ્ધ અને બૃહસ્પતિ, શુક્ર રહે તો ઘણાં સંતાનો મેળવે છે. રાહુ હોય છે તો નિર્ધન થાય છે, શનિ હોય છે તો સ્વયંયોગિની થાય છે તથા ચંદ્ર હોય છે તો મૃતવત્સા થાય છે.

(૨) આઠમા સ્થાનમાં પાપગ્રહનો પ્રવેશ થાય છે તો રમણીને સંતાન થતાં નથી, તથા આઠમા સ્થાને શુભગ્રહ પ્રવેશ કરે છે યા તો દેખાય છે તો પુત્ર થવા છતાં રક્ષણ પામતા નથી.

(૩) પાંચમા સ્થાનમાં શનિ, મંગળ, રવિ અને રાહુમાંથી કોઇ એક્કે ગ્રહ રહે છે તો પુત્ર વિનાશક થાય છે પરંતુ તુંગ રાશિમાં નિજમિત્ર ભવનમાં કિંવા નિજગૃહમાં રહીને જો પાંચમા સ્થાનમાં જાય તો ઘણો સુંદર અને દીર્ઘાયુષી પુત્ર થાય છે.

(૪) જો પાંચમો અધિપતિ અસ્તમિત કિંવા પાપગ્રહદ્વારા અવલોકિત યા તો તેની સાથે એકત્ર થાય તો પુત્રનો નાશ કરે છે, અને જન્મ થાય છે તો અકાળે જ મૃત્યુ પામે છે.

(૫) લગ્નાધિપતિ અને પાંચમો અધિપતિ જો કોઇ સ્ત્રીગ્રહ સાથે જોડાય છે તો રમણીને પુત્રોત્પત્તિ થતી નથી.

(૬) જો પાંચમા અધિપતિ ગ્રહથી પાંચમા, છઠ્ઠા અને બારમા સ્થાને ક્રૂરગ્રહ રહેતો હોય તો રમણીને સંતાન થતાં નથી અને થાય છે તો જીવતાં નથી.

(૭) જો લગ્નમાં શનિ રહેલો હોય તથા શનિથી પાંચમો રાહુ અને રાહુથી પાંચમો મંગળ રહેતો હોય તો એ રમણીને યુવાવસ્થામાં પુત્રશોક થાય છે.

(૮) જો પાંચમા સ્થાનમાં રાહુ હોય તો દરિદ્ર અને કદરૂપાં સંતાન થાય છે, અને જો ચંદ્ર અથવા શુક્ર હોય તો સંતાન થતાં જ નથી.

(૯) પાંચમા સ્થાનમાં રવિ હોય તો એક પુત્ર, મંગળ હોય તો ત્રણ પુત્ર અને બૃહસ્પતિ હોય તો પાંચ પુત્ર થાય છે. ચંદ્ર હોય તો બે કન્યા, બુધ હોય તો ચાર કન્યા અને શુક્ર હોય તો ઘણી કન્યાઓ થાય છે; પરંતુ પાંચમા સ્થાનમાં રવિ કિંવા રાહુ હોય તો સ્ત્રીને મરી ગયેલાં સંતાનો થાય છે.

(૧૦) પાંચમા સ્થાનમાં શનિથી દેખાતો મંગળ હોય છે તો નારીના ગર્ભનો નાશ થાય છે, અને શનિ હોય છે તો રોગી સંતાન થાય છે.

(૧૧) મંગળ અને રવિના મધ્ય સ્થાનમાં કોઇ એક રાશિમાં ચંદ્ર રહેલો હોય તો એ નારીને મૃત્યુ પામેલાં બાળકો અવતરે છે.

(૧૨) સિંહ, કન્યા, વૃષ અને વૃશ્ચિક જે નારીની રાશિ હોય તેને થોડાં સંતાન થાય છે; પરંતુ પુત્ર સ્થાને (પંચમ) શુભગ્રહની દૃષ્ટિ અથવા સંયોગ હોય તો ઘણાં સંતાન થાય છે.

(૧૩) લગ્ન કિંવા ચંદ્રથી આઠમા સ્થાને બૃહસ્પતિ અને શુક્ર હોય છે તો નારીને મરણ પામેલાં બાળકો અવતરે છે, અને શનિ હોય છે તો ગર્ભસ્રાવ થાય છે.

(૧૪) લગ્નમાં શુભ કિંવા અશુભ ગ્રહ અથવા દ્વિતીય સ્થાને શુભ ગ્રહ હોય છે તો પતિ પહેલાં નારીનું મૃત્યુ થાય છે, અને પાંચમાં સ્થાને બૃહસ્પતિ તથા શુક્ર હોય છે તો નારી બહુ પુત્રવતી, સૌભાગ્યવતી, ગુણવતી અને વ્રતપરાયણા થાય છે.



# દશમ અધ્યાય.

## અન્ય નાયિકા ભેદ.

(૧) જે સ્ત્રી પોતાને પરણેલા પતિમાં જ પ્રસન્ન રહીને હમ્મેશાં તેનાપર સંપૂર્ણ પ્રેમ રાખે છે તે **સ્વકીયા** નાયિકા કહેવાય છે.

(૨) જે સ્ત્રી પોતાને પરણેલા પતિ સિવાય પરપુરુષનાપર નિરંતર પ્યાર કરે છે તેને **પરકીયા** નાયિકા કહેવાય છે.

(૩) જે સ્ત્રી પ્રેમના નિયમથી રહિત હોવા છતાં પૈસા માટે માત્ર કપટથી વળગી રહે તે **સામાન્યા** નાયિકા કહેવાય છે.

(૪) જે સ્ત્રી કમળની પ્રભાને ધારણ કરનારી અને ઉજ્વળ સુવર્ણના રંગજેવી દેહકાન્તિવાળી તથા સર્વ પ્રકારે પ્રવીણા હોય તેને **પદ્મિની** નાયિકા કહેવાય છે.

(૫) જે સ્ત્રી પોતાના પતિની પ્રીતિમાં તથા ગાયનમાં લીન હોય છે તેને **ચિત્રિણી** નાયિકા કહેવામાં આવે છે.

(૬) જે સ્ત્રી જૂઠું બોલનારી હોય, પ્રેમના પ્રમાણને ન જાણતી હોય તેને **શંખિની** નાયિકા કહેવામાં આવે છે.

(૭) જે સ્ત્રી મદથી છકેલી તથા બુદ્ધિશાળીની વાત અમાન્ય કરે એવી હોય તેને **હસ્તિની** નાયિકા તરીકે ઓળખવામાં આવે છે.

(૮) જે સ્ત્રી અંગમાં ઉત્પન્ન થયેલું યૌવન તથા કામક્રીડાની વાતને જાણે તેને **જ્ઞાતયૌવના** નાયિકા કહેવાય છે.

(૯) જે કામક્રીડા સમજતી ન હોય અને જેની બુદ્ધિ પણ ઓછી હોય અર્થાત્ જેનામાં બાળકપણું હોય તેને **અજ્ઞાત યૌવના** નાયિકા કહેવાય છે.

(૧૦) જે સ્ત્રીનામાં કામ અને લજ્જા સમાન હોય તેને **મધ્યમા** નાયિકા કહેવાય છે.

(૧૧) જે સ્ત્રી પોતાના પ્રિયતમની પ્રસન્નતા અને રોષ સંકેતથી જ સમજી જાય તેમજ તે પ્રમાણે વરતે તથા કામક્રીડામાં વિશેષ પ્રીતિ રાખે તેને **પ્રૌઢા** નાયિકા કહેવાય છે.

(૧૨) જે સ્ત્રીના અંગમાં યૌવન પ્રવેશ કરે તથા કામક્રીડા શીખવા માંડે અર્થાત્ રતિતાંડવમાં પ્રવૃત્ત થાય તેને **નવયૌવના મુગ્ધા** નાયિકા કહેવાય છે.

(૧૩) જે સ્ત્રી બાળકની માફક રમતી હોય, તથા ઘણી રસિલી હોય; પરંતુ કામક્રીડાથી ત્રાસ પામતી હોય તેને **નવલઅનંગા મુગ્ધા** નાયિકા કહેવાય છે.

(૧૪) જે સ્ત્રીનો પતિ કામક્રીડા કરે અને સ્ત્રી શર્માઇ જાય કિંવા પલાયન કરી જવાનો પ્રયત્ન કરે તેને **લજ્જાપ્રાયા મુગ્ધા** નાયિકા કહેવાય છે.

(૧૫) જે સ્ત્રીના અંગમાં યૌવન અને કામનો પૂર્ણ સંચાર થયો હોય તેને **અરૂઢયૌવના મધ્યમા** નાયિકા કહેવાય છે.

(૧૬) જે સ્ત્રી પોતાના પ્રિયતમને હાસ્યવિલાસમાં ઠપકો આપે તેને **પ્રગલ્ભવચનામધ્યા** નાયિકા કહેવાય છે.

(૧૭) જે સ્ત્રી કામક્રીડામાં વિજળીના જેવી ચપળ અને હોશિયાર હોય તેને મનોભાવની અર્થાત્ **પ્રાદુર્ભૂતમનોભવામધ્યા** નાયિકા કહેવાય છે.

(૧૮) જે સ્ત્રી કામક્રીડાની અનેક રીત બુદ્ધિથી પ્રકાશિત કરે તેને **સુરતવિચિત્રામધ્યા** નાયિકા કહેવામાં આવે છે.

(૧૯) જે સ્ત્રી પોતાના પ્રિયતમની સકળ ઇચ્છા પરિપૂર્ણ કરે તેને **સમસ્તરસકોવિદા પ્રૌઢા** નાયિકા કહેવાય છે.

(૨૦) જે સ્ત્રી મોહ ઉપજાવનારી કળાથી ( અથવા સુંદરતાથી) પોતાના પતિના મનનું હરણ કરે તેને **વિચિત્રવિભ્રતા પ્રૌઢા** નાયિકા કહેવાય છે.

(૨૧) જે સ્ત્રી મનસા, વાચા અને કર્મણાથી પોતાના પતિને વશ કરી રાખે તેને **આક્રમિતા પ્રૌઢા** નાયિકા કહેવાય છે.

(૨૨) જે સ્ત્રી સર્વની શર્મનો ત્યાગ કરી નિર્ભયતાથી પોતાના પતિ સાથે તન્મય થઈ રહે છે તેને **લુબ્ધાપતિ પ્રૌઢા** નાયિકા કહેવાય છે.

(૨૩) જે સ્ત્રી પોતાના પતિના દોષ જોઇ તેને ક્રોધથી કઠોર વચન કહે તેને **અધીરા** નાયિકા કહેવાય છે.

(૨૪) જે સ્ત્રી પોતાના પતિનો દોષ જાણવામાં આવ્યા છતાં પણ તેને કઠોર વચનો ન કહે તથા તેનાપર ક્રોધ ન કરે તેને **ધીરા** નાયિકા કહેવાય છે.

(૨૫) જે સ્ત્રી પોતાના પતિનો દોષ જોઇને તેને એ સંબંધી સ્પષ્ટ નહિ કહેતાં મર્મમાં જ કહે તેને **ધીરાધીરા** નાયિકા કહેવાય છે.

(૨૬) જે સ્ત્રીના ગુણથી પતિ બંધાયલો હોય તેને **સ્વાધીન-પતિકા** નાયિકા કહેવાય છે.

(૨૭) જે સ્ત્રી પ્રિયતમની રાહ જોતી મનમાં શોચ કર્યા કરે તેને **ઉત્કંઠિતા** નાયિકા કહેવાય છે.

(૨૮) જે સ્ત્રી સુખશય્યા બિછાવીને સ્વામીની રાહ જોયા કરે તેને **વાસકસજ્જા** નાયિકા કહેવામાં આવે છે.

(૨૯) જે સ્ત્રી રીસ ચઢાવીને બેસે તથા પતિ આવીને મનાવે તો પણ અભિમાન કિંવા રોષનો ત્યાગ ન કરે તથા પતિના ગયા પછી પોતાના વ્યવહારનો પશ્ચાત્તાપ કરે તેને **અભિસંધિતા અર્થાત્ કલહાંતરિતા** નાયિકા કહેવાય છે.

(૩૦) જે સ્ત્રી બીજી સ્ત્રી પાસે ગયેલા પોતાના પતિને જોઇને પ્રેમનું ખંડન કરે તેને **ખંડિતા** નાયિકા કહેવાય છે.

(૩૧) જે સ્ત્રી પરદેશમાં ગયેલા પતિના વિયોગથી કામદેવથી દુઃખી થતી હોય તેને **પ્રોષિતપતિકા** નાયિકા કહેવાય છે.

(૩૨) પોતાનો પ્રિય સંકેત સ્થાને નહિ આવવાથી જે સ્ત્રી રીસાય તેને **વિપ્રલબ્ધા** નાયિકા કહેવાય છે.

(૩૩) જે સ્ત્રી પોતાના પ્રિયતમને (જારને) દૂતિના જેવાં વચનથી એટલે કે, પોતે પોતાની જાતે જ દૂતત્વપણું કરીને પ્રિયતમને સમજાવી મળીને પોતાનો ઉદ્દેશ સાધે તેને **સ્વયંદૂતિકા** નાયિકા કહેવાય છે.

(૩૪) જે સ્ત્રી કાંઇ બીજું (જૂદું) સમજાવે તથા બીજા ઠેકાણે જવાનો દાવપેચ લગાવે અર્થાત્ બીજું કોઇ જાણી શકે નહિ એવી ક્રિયા સમસ્યાથી કરી પ્રિયતમને સમજાવે તેને **સમસ્યાવધૂ** નાયિકા કહેવાય છે.

(૩૫) જે સ્ત્રી સખીથી ગુપ્ત રીતે મિત્ર સાથે મન લગાડે ને તે વાત તથા કોકશાસ્ત્ર કિંવા રતિશાસ્ત્રના સિદ્ધાંતાનુસાર કરેલી રતિક્રીડા

ગુપ્ત રાખે; છતાં તેની સખી ચિહ્નપરથી સઘળું સમજી જાય તેને **લક્ષિતા** નાયિકા કહેવાય છે.

(૩૬) જે સ્ત્રી પોતે કરેલી રતિક્રીડાને ગુપ્ત રાખી શકે તેને **રતિગુપ્તા** નાયિકા કહેવાય છે.

(૩૭) જે સ્ત્રી સ્વચ્છંદતાથી તથા નિર્લજ્જતાથી કામવિલાસની પ્રશંસા કર્યા કરે તેને **કુલટા** નાયિકા કહેવાય છે.

(૩૮) જે સ્ત્રી પોતાના પતિનું આગમન થયલું જાણી હવે કામક્રીડા થશે એમ વિચારી આનંદિતા થાય તેને **મુદિતા** નાયિકા કહેવાય છે.

(૩૯) જે સ્ત્રી સંકેત સ્થાને જતાં એ સ્થાનનો નાશ થયેલો જુએ અથવા તો ત્યાં તેના પ્રિયતમની મુલાકાત થાય નહિ તેને **અનુશયના** નાયિકા કહેવાય છે.

(૪૦) જે સ્ત્રી અવિવાહિતા અર્થાત્ કુમારિકા હોય તેને **અનુઢા** નાયિકા કહેવાય છે.

(૪૧) જે સ્ત્રી પોતાનાં પતિને બીજી સ્ત્રી પાસે જોઇને માન ધારે ને તે માન પોતાના પ્રિય સાથે સહજ ખિયાલમાં છોડી દે તેને **લઘુમાનવતી** નાયિકા કહેવાય છે.

(૪૨) જે સ્ત્રી પોતાના પતિના મુખથી બીજી સ્ત્રીની પ્રશંસા સાંભળી અત્યંત માન ધરે, અને પતિનો ઉપદેશ સાંભળી પોતાના માનનો ત્યાગ કરે તેને **મધ્યામાનવતી** નાયિકા કહેવાય છે.

(૪૩) પોતાના પતિને બીજી સ્ત્રી પાસે જઇ આવેલો જાણી જે સ્ત્રી માન ધરે અને પછીથી પતિનાં અત્યંત દીનતાપરિપૂર્ણ વચનો સાંભળી માનનો ત્યાગ કરે તેને **ગુરુમાનવતી** નાયિકા કહેવાય છે.

(૪૪) પ્રભાતકાળે જ પોતાનો પતિ પરદેશપ્રયાણ કરનાર છે એવું જાણી જે સ્ત્રી શોકાકુળ બની જાય તેને **પ્રવત્સપતિકા** નાયિકા કહેવાય છે.

(૪૫) જે સ્ત્રી પતિને બીજી સ્ત્રી પાસે જઇ આવેલો જાણી શોક કરે તેને **અન્યસંભોગદુઃખિત** નાયિકા કહેવાય છે.

(૪૬) જે સ્ત્રી પોતાના રૂપ કિંવા ગુણથી ગર્વ ધારણ કરે તેને **ગર્વિતા** નાયિકા કહેવાય છે.

(૪૭) જે સ્ત્રી પોતાના રૂપના ગર્વથી પતિની વાતનું ખંડન કરે તેને રૂપગર્વિતા નાયિકા કહેવાય છે.

(૪૮) જે સ્ત્રી પોતાના પતિના પૂર્ણ પ્રેમથી ગર્વિષ્ઠા બની જઇ જેની તેની સાથે લઢે તેને પ્રેમગર્વિતા નાયિકા કહેવાય છે.

(૪૯) જે સ્ત્રી પોતાના સઘળા મ્હોટા કુટુંબની લજ્જાનો ત્યાગ કરીને સમય વિના કામાતુર થઇ પતિનો સંગ કરે તેને કામગર્વિતા નાયિકા કહેવાય છે.

(૫૦) જે સ્ત્રી પતિથી અપમાનિત થવા છતાં રોષ નહિ કરતાં સરળ ભાવથી વર્તે તેને ઉત્તમા નાયિકા કહેવાય છે.

(૫૧) જે સ્ત્રી પતિના સામાન્ય દોષથી પણ રોષ ધરે અને પાછી અંતે રોષનો ત્યાગ કરે તેને મધ્યમા નાયિકા કહેવાય છે.

(૫૨) જે સ્ત્રી પોતાના પતિના સ્નેહને નિરંતર સારી રીતે નીભાવે તેને દિવ્યા નાયિકા કહેવાય છે.

(૫૩) જે સ્ત્રી પોતાના પતિના પ્રેમમાં મન લાવે કિંવા ન લાવે અર્થાત્ પતિ પ્રેમ કરે તો પોતે પ્રેમ કરે-અને પતિ પ્રેમ ન કરે તો પોતે પણ ન કરે તેને દિવ્યાદિવ્ય નાયિકા કહેવાય છે.

(૫૪) જે સ્ત્રી નિરંતર પતિના પ્રેમમાં નિયમશૂન્ય હોય તેને અદિવ્યા નાયિકા કહેવાય છે.

(૫૫) જે સ્ત્રી કાંઇ ક્રિયા કરીને અથવા તો મર્મમાં કિંવા સંકેતમાં કામદેવનાં ચિહ્નનું પતિને દર્શન કરાવે તેને ક્રિયાચતુરા (ક્રિયાવિદગ્ધા) નાયિકા કહેવાય છે.

(૫૬) જે સ્ત્રી વાતમાં ને વાતમાં પોતાનો ઉદ્દેશ પતિને જણાવી દે તેને મોહિની (વચનવિદગ્ધા) નાયિકા કહેવાય છે.

(૫૭) એક પતિને બે સ્ત્રીઓ હોય તેમાંની જે સ્ત્રી પતિને વિશેષ પ્રિય હોય તેને જ્યેષ્ઠા નાયિકા કહેવાય છે અને ઓછી વ્હાલી સ્ત્રીને કનિષ્ઠા નાયિકા કહેવાય છે.



# એકાદશ અધ્યાય.*

## ઋતુવર્ણન અને તેનું ફળાફળ.

द्वादशाद्वत्सरादूर्ध्वमापंचाशत्समाः स्त्रियः ।
दिनत्रयं मासि मासि प्रकृत्यैवार्तवं स्त्रवेत् ॥
आर्तवस्त्रावदिवसादृतुः षोडश रात्रयः ।
गर्भग्रहणयोग्यास्तु स एव समयः स्मृतः ॥

અર્થાત્—બાર વર્ષની ઉમ્મરથી પચાસ વર્ષની ઉમ્મર સૂધી સ્ત્રીને પ્રતિમાસે ત્રણદિવસ સૂધી આર્તવવહ્યા કરે છે, જેને રજોધર્મ કહેવામાં આવે છે. રુધિર વહેવાના પ્રથમ દિવસથી સોળ દિવસ સૂધી સ્ત્રીનો ઋતુકાળ કહેવાય છે એ ગર્ભધારણ કરવા યોગ્ય સમય છે.

સ્ત્રીઓની સ્વાભાવિક તંદુરસ્ત સ્થિતિમાં પ્રત્યેક માસે ગર્ભાશયમાંથી નિયમિત રીતે જે રક્તસ્રાવ થાય છે તેને ઋતુ કહેવામાં આવે છે. અંગ્રેજીમાં તેને Menstration કહે છે. જ્યારથી બાળિકા ઋતુમતી થાય છે ત્યારથી તેના યૌવનનો આરંભ થઇ ગયેલો ગણાય છે. આપણા હિન્દુસ્તાન દેશમાં સ્વાભાવિક રીતે ૧૨ થી ૧૪ વર્ષની ઉમ્મરની બાળિકા પ્રથમ ઋતુમતી થાય છે. દશ દશ વર્ષની બાળિકાઓ પણ ઋતુમતી થયાના દાખલા કોઈ કોઈ પ્રસંગે આપણા જાણવામાં આવે છે; કિન્તુ મુખ્યત્વે કરીને ચૌદ વર્ષની ઉમ્મર થતાં પૂર્વેજ બાળિકાની ઋતુનો આરંભ થઇ જાય છે. સામાન્યતઃ બારમા કે તેરમા વર્ષે પ્રથમ રજોદર્શન થાય છે. મહર્ષિ સુશ્રુષ એ મતને ટેકો આપતાં જણાવે છે કે, तद वर्षाद् द्वादशादूर्ध्वे याति पंचाशतः क्षयः । ઋતુનો બારમા વર્ષથી આરંભ થઇ તે પચાસમા વર્ષે બંધ થાય છે. હવે આપણે શીતપ્રધાન દેશોમાં જોઇશું તો ત્યાં પંદર વર્ષની સ્ત્રીઓ પ્રથમ ઋતુમતી થાય છે. આપણો દેશ ગરમ હોવાથી આપણા દેશમાં સ્ત્રીઓ ન્હાની ઉમ્મરે જ ઋતુમતી થાય છે, અને ઠંડા દેશોમાં મ્હોટી ઉમ્મરે સ્ત્રીઓ ઋતુમતી થાય છે.

---

*આ અધ્યાયનો ઘણોખરો ભાગ મૂળ સંસ્કૃત **રતિશાસ્ત્ર** ઉપરથી લખવામાં આવ્યો છે. **પ્રયોજક.**

સ્ત્રીની નવયુવાનીનો જ્યારે આરંભ થાય છે, તેની જનનેન્દ્રિય અને બીજા અવયવો જ્યારે વિકસિત થાય છે તથા તેનું શરીર જ્યારે સ્ફુર્તિમાં આવે છે ત્યારે દર અઠ્ઠાવીસ દિવસે યા તો એક મહિને સ્ત્રીઅંડ (Graafian vesicle) પૂર્ણાવસ્થાએ પહોંચે છે તથા ફૂટે છે અને સ્ત્રીબીજ (Ovum) સ્ત્રી અંડથી છૂટું પડી ફળવાહિનીના માર્ગેથી ગર્ભાશયમાં જાય છે. અંડાશયથી ગર્ભાશય સુધી પહોંચતાં તેને ચારથી આઠ દિવસ જેટલો સમય લાગે છે. એ સમયે ગર્ભાશય આરક્ત થાય છે, તથા તેના શ્લેષ્મ પડમાં લોહીનીનસો ફુટે છે, તથા લોહી યોનિ માર્ગે બ્હાર નીકળે છે, તેને જ આપણે આર્ત્તવ, ઋતુ કિંવા રજોદર્શન કહીએ છીએ. એ ઋતુ પચાસ વર્ષ સૂધી નિયમિત આવ્યા જ કરે છે. ત્યારપછી સ્ત્રીબીજ વિકાસ પામતું નથી, તથા આર્ત્તવ દેખાતું નથી. એવી સ્થિતિમાં પુરુષ સાથે સંભોગ કર્યા છતાં સ્ત્રી ગર્ભ ધારણ કરી શકતી નથી. જેવી રીતે શીતપ્રધાન પ્રદેશ કરતાં ગરમ દેશમાં સ્ત્રીને વહેલી ઋતુ આવે છે તેવી જ રીતે, અયશઆરામમાં રહેનાર વિલાસિની સ્ત્રીઓ પણ વહેલી ઋતુમતી થાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી જ શ્રીમંતાઇનાં રહેનાર બાળિકાઓ ગરીબ બાળિકાઓથી પહેલાં ઋતુમતી થતી જોવામાં આવે છે. કુદરતે સામાન્યતઃ પ્રજોત્પત્તિ માટે સ્ત્રીજાતિને બત્રીસ વર્ષનો સમય આપેલો છે. સગર્ભાવસ્થામાં તથા સ્તનપાનાવસ્થામાં ( ધાવણના વખતમાં ) સ્ત્રીબીજ છૂટું પડી ગર્ભસ્થાનમાં દાખલ થતું નથી અને તેથી સ્ત્રીને સામાન્યતઃ ઋતુ આવતી નથી. કસુવાવડ થયા પછી કિંવા ધાવતું બચ્ચું મરી ગયા પછી સ્ત્રીને જલ્દી ઋતુ આવે છે.

પ્રથમ ઋતુદર્શન સાથે જ સ્ત્રીજાતિમાં કેટલું શારીરિક અને માનસિક પરિવર્ત્તન થતું જોવામાં આવે છે. શરીર પુષ્ટ અને લાવણ્યયુક્ત બની જાય છે. જનન અવયવોમાં પૂર્ણતા આવે છે. શરીરમાં યૌવનનાં ચિહ્ન નજરે પડે છે. નિતંબપ્રદેશ વિસ્તૃત થાય છે અને બાળિકાસુલભ ચંચળતા દૂર થઇ શર્મનો સંચાર થાય છે. શ્રીમદ્ ભાનુ કવિ રસમંજરી નામના પોતાના ગ્રંથમાં અજ્ઞાત યૌવનાનાં લક્ષણો આવાં જ જણાવે છે.

પ્રથમ રજોદર્શન થાય છે ત્યારથી જ માસિકસ્રાવ નિયમિત શુરુ થાય છે એવો કાંઈ ચોક્કસ નિયમ નથી. ઘણી ખરી બાળિ-

કાઓ પ્રથમ ઋતુમતી થયા પછી કેટલાક મહિના સૂધી પાછી તેમની ઋતુ બંધ થઈ જાય છે, અને વળી પાછી નિયમિત ચાલૂ થાય છે. અથવા પ્રથમ દર્શન થયા પછી બે ત્રણ મહિના સૂધી નિયમિત સમયે અવસન્નતા (કલાન્તિ) જણાય છે અને બન્ને સ્તન, પીઠ તેમજ કમરમાં દરદ થાય છે; છતાં લોહી દેખાતું નથી. બે ત્રણ માસ સૂધી એમ થયા પછી નિયમિત ઋતુસ્રાવ થાય છે. ઘણી ખરી સ્ત્રીઓને ઋતુ આવવાના દિવસોમાં બે ત્રણ દિવસ પહેલાંથી કેટલાંક લક્ષણો થાય છે. જેમ કે શારીરિક થાક, બન્ને સ્તન, પીઠ અને કમરમાં દુઃખાવો, બન્ને જાંઘ, સાથળ અને કમરપર ભાર લાગ્યો હોય એવું દરદ વગેરે લક્ષણ થાય છે.

ઘણું કરીને ઋતુસ્રાવ ત્રણથી ચાર અગર ચારથી પાંચ દિવસમાં દેખાતો બંધ પડી જાય છે. તંદુરસ્તીમાં કશી હરકત નહિ આવ્યા છતાં એક જ સ્ત્રીને કોઇ વખતે ઋતુ થોડો વખત દેખાય છે ત્યારે કોઇ સમયે એ કરતાં વધારે વખત સૂધી દેખાય છે. કેટલીક સ્ત્રીઓને માત્ર અમુક કલાક સૂધી જ આર્તવ દેખાય છે ત્યારે કેટલીક સ્ત્રીઓને ચાર પાંચથી વધારે દિવસ સૂધી નાવણ દેખાય છે. આ વિષય પરત્વે પ્રાચીન આચાર્યોએ એવો અભિપ્રાય દર્શાવેલો છે કે સાધારણ રીતે બાર રાત્રિ સૂધી ઋતુ દેખાય છે, તથા ત્યાં સૂધી ઋતુના દિવસો ગણવા. સોળ રાત્રિ સૂધી ઋતુના દિવસ ગણવા એવો બીજાનો મત છે. શોણિત અને ગર્ભાશય શુદ્ધ હોય એવી સ્ત્રીના એક મહિના સૂધી ઋતુના દિવસો ગણવા, એવો પણ કેટલાકનો મત છે. આર્તવ બિલ્કુલ નહિ દેખાવા છતાં ઋતુ હોય છે એવું માનનાર વર્ગ પણ છે.[૧]

પ્રાચીન આચાર્યો ઋતુમતીનાં લક્ષણોનું એવું વર્ણન કરે છે કે, કરમાઇ ગયેલ પરંતુ પ્રસન્ન ચહેરાવળી, સ્તન તથા નિતંબના સ્ફુરણવાળી, સ્રસ્ત (નમ્ર અને સ્વચ્છ) નેત્રોવાળી તથા નમ્ર કુખવાળી, પુરુષની ઇચ્છા રાખનારી સ્ત્રીને ઋતુમતી સમજવી.[૨]

---

૧ ऋतुस्तु दृष्टार्तवो द्वादशरात्रं भवति षोडशरात्रमित्यन्ये शुद्धशोणितगर्भाशयायाः मासमपि तु केचित् तद्वदद्रष्टार्तवोप्यस्तीत्यपरे ।

૨ क्षामप्रसन्नवदनां स्फुरच्छ्रोणिपयोधरां स्रस्ताक्षिकुक्षिं पुंस्कामां विद्याद्-ऋतुमतीं स्त्रियं । અષ્ટાંગ સંગ્રહ.

સુશ્રુત જણાવે છે કે, પુષ્ટ અને પ્રસન્ન (મુખવાળી, શરીર, મ્હોં અને દાંત જાણે કે તરતજ ધોઇને સ્વચ્છ કર્યાં હોય એવા દેખાવવાળી, આર્દ્ર મનવાળી, પુરુષની ઇચ્છા રાખનારી, વાચાળ, કુખ, નેત્રો અને કેશ શિથિલ થઇ ગયા હોય એવી તથા જેના હાથ, પગ, સ્તન કમર, નાભિ, સાથળ, જઘન તથા નિતંબપ્રદેશમાં સ્ફુરણ થતું હોય એ સ્ત્રીને ઋતુમતી સમજવી.[1]

ઋતુશોણિતનું પ્રમાણ સર્વ સ્થળે સરખું આવતું નથી; તો પણ એક સાથે ૨ થી ૩ અથવા ૩ થી ૪ આંઉસ એટલે કે દશ તોલા કરતાં એકી વખતે વધારે હોતું નથી. આપણા દેશમાં એટલે કે સામાન્યતઃ ગ્રીષ્મકટિબંધવાળા દેશમાં ઉપર દર્શાવ્યું છે તે કરતાં કાંઇક વિશેષ પ્રમાણ આવે છે; છતાં કોઈ કોઇ સ્ત્રીને એક કે અડધા આંઉસથી વિશેષ ઋતુશોણિત આવતું નથી. વળી કેટલીક સ્ત્રીઓમાંથી વિશેષ રક્ત જતું જોવામાં આવે છે. સ્વાભાવિક રીતે ઘણીખરી સ્ત્રીઓને શીઆળા કરતાં ઉનાળામાં વિશેષ રક્ત જતું જોવામાં આવે છે; પરંતુ એથી કોઇ પણ પ્રકારના કષ્ટનો અનુભવ થતો નથી. મરચું, અથાણું, પાપડ, ચ્હા, કૉફી, મસાલાવાળા ખોરાક વગેરે પદાર્થોના વિશેષ સેવનથી, નિરંતર ભોગવિલાસ ભોગવવાથી, નાટકો વધારે જોવાથી, પુરુષના વિશેષ સહવાસથી અને ઋતુકાળમાં પણ પુરુષના પરિચયથી આર્તવના પ્રવાહમાં વૃદ્ધિ થવાનો સંભવ છે.

ઋતુના સઘળા દિવસોમાં એક સરખો આર્ત્તસ્રાવ થતો નથી. પ્રથમ તે અત્યંત સામાન્ય રૂપે દેખાય છે. ઘણી વખત તો સ્વચ્છ પ્રદરનો માત્ર ઝાંખો ગુલાબી જેવો રંગ જોઇને અને પ્રદરના પ્રવાહની કાંઇક વૃદ્ધિ જોઇને પણ યુવતીઓ દૂર બેસતી જોવામાં આવે છે. પછીથી ધીમે ધીમે એ પ્રવાહમાં વધારો થતો જાય છે. મુખ્યત્વે કરીને બીજા કે ત્રીજા દિવસે વિશેષ રકતસ્રાવ જોવામાં આવે છે, અને તે પછી ક્રમે ક્રમે ઓછો થતો જાય છે. વળી આર્તવની દરેક ક્ષણમાં અથવા જેને સ્ત્રીઓ ખળકો આવવો કહે છે તે દરેક

---

[1] पीनप्रसन्नवदनां प्रक्लिन्नात्ममुखद्विजां नरकामां प्रियकथां स्रस्तकुक्ष्याक्षिमूर्धजां । स्फुरद्भुजकुचश्रोणीनाभ्यूरुस्फिचं हर्षौत्सुक्यपरां चापि विद्याद् ऋतुमतीमिति ॥

ખળકાના સમયનાં એક સરખો જ રક્તસ્રાવ થાય એવો કાંઈ નિયમ નથી. કોઈક વખતે તે ટીપે ટીપે જ આવે છે, જ્યારે કોઈક વખતે તે કરતાં ઘણો વધારે પણ આવે છે. જેમ જેમ આર્તવના દિવસો પુરા થવા આવે તેમ તેમ થોડો સ્રાવ એક વખત દેખાયા પછી કેટલાક કલાક માટે બંધ થઇ પાછો પુનઃ દેખાય છે.

સ્વાભાવિક રીતે આર્તવનું લોહી શરીરના બીજા અવયવો-માંથી નીકળેલા લોહીની પેઠે જામી જતું નથી; પરંતુ જો રક્તસ્રાવ વધારે થાય છે તો પછી અંદરથી સ્વચ્છ લોહી પણ આવે છે તથા તે કદાચ ઠરી પણ જાય છે. આર્તવનું લોહી જામી જતું નથી તેનું મુખ્ય કારણ એ છે કે, આર્તવ ગર્ભાશયમાંથી નીકળે છે અને તેની સાથે ગર્ભાશય ગ્રીવા તેમજ વરાંગપથમાંનો શ્લેષ્મ (મ્યુકસ) પદાર્થ મળેલો હોય છે. એક એવો સિદ્ધાંત છે કે, રક્તની સાથે પસ એટલે પરુ અથવા શ્લેષ્મ (મ્યુકસ) મેળવવામાં આવ્યું હોય તો લોહીની તરલતા (પ્રવાહીપણું) જેવી ને તેવી જ હાલતમાં જાળવી શકાય છે; પરંતુ ગર્ભાશયનું રુધિર જેવું અંદરથી આવે તેવુંજ સ્પેકયુલમ (ગર્ભાશયવિસ્તારક નલિકાયંત્ર) મારફત સંગ્રહી લેવામાં આવ્યું હોય અને તેને ગ્રીવા કે વરાંગપથનો સ્પર્શ થવા દેવામાં ન આવે તો બીજા અવયવોના રુધિરની પેઠે જામી જાય છે. આર્તવના રુધિરમાં એક પ્રકારની વિચિત્ર ગંધ આવે છે.

ઋતુ સમયે સ્ત્રીને વિષયેચ્છા વિશેષ રહે છે. ઋતુ પહેલાં દશ દિવસ અથવા ઋતુ પછી દશ દિવસની અંદર ગર્ભ રહેવાની વિશેષ સંભાવના હોય છે.

## રજોદર્શનની તિથીનું ફળ.

સ્ત્રીઓ જ્યારે પ્રથમ ઋતુમતી થાય છે ત્યારે તે દિવસ, તિથી, નક્ષત્ર, માસ ઇત્યાદિથી કેવું ફળ પ્રાપ્ત થાય છે તેનો હવે પ્રાચીન મહાપુરુષોના મતાનુસાર ઉલ્લેખ કરવામાં આવે છે.

જો સ્ત્રી પડવાને દિવસે સ્ત્રી પ્રથમ ઋતુમતી થાય છે તો પવિત્ર જીવન ગુજારી સુખી થાય છે.

જો બીજને દિવસે પ્રથમ ઋતુમતી થાય છે તો તે ઉદાસ, શક્તિહીન રહે છે તથા દુઃખ ભોગવે છે.

ત્રીજને દિવસે પ્રથમ ઋતુમતી થાય છે તો પુત્રવતી નીવડે છે.

ચોથને દિવસે પ્રથમ ઋતુમતી થાય છે તો અવશ્ય વિધવા થાય છે.

પાંચમના દિવસે પ્રથમ ઋતુમતી થાય છે તો સૌભાગ્યવતી થાય છે.

છઠને દિવસે પ્રથમ ઋતુમતી થાય છે તો કાર્યનો નાશ કરે છે.

સાતમના દિવસે પ્રથમ ઋતુમતી થાય છે તો સારી પ્રજા થાય છે.

આઠમના દિવસે પ્રથમ ઋતુમતી થાય છે તો રાક્ષસી નીવડે છે.

નવમી તિથીના દિવસે પ્રથમ ઋતુમતી થાય છે તો વૈધવ્યનું કષ્ટ વેઠે છે.

દશમના દિવસે પ્રથમ ઋતુમતી થાય છે તો સુખ ભોગવે છે.

એકાદશીના દિવસે પ્રથમ ઋતુમતી થાય છે તો પવિત્રતામાં રહે છે.

બારશના દિવસે પ્રથમ ઋતુમતી થનાર સ્ત્રીનું મૃત્યુ નીપજે છે.

તેરશના દિવસે પ્રથમ ઋતુમતી થનાર સ્ત્રી નિરંતર પતિસુખ પામે છે. એવી સ્ત્રી વિધવા થતી નથી.

ચૌદશના દિવસે પ્રથમ ઋતુમતી થનાર સ્ત્રી નિર્ધન અને વ્યભિચારિણી થાય છે.

પૂર્ણિમાના દિવસે પ્રથમ ઋતુમતી થનાર સ્ત્રી પુષ્કળ લક્ષ્મી પામે છે તથા તેનાં સકળ દુઃખોનો નાશ થાય છે.

અમાવાસ્યાના દિવસે પ્રથમ ઋતુમતી થનાર સ્ત્રીરોગી અને કુલટા થાય છે.

*** આ તિથીઓમાં શુકલપક્ષ અને કૃષ્ણપક્ષનું ફળ (અમાવાસ્યા સિવાય) સમાન સમજવું.

## રજોદર્શનનું વારફળ.

જે સ્ત્રી રવિવારે પ્રથમ રજસ્વળા થાય છે તે પતિવંચિત થઇ વૈધવ્યનું દારુણ દુઃખ વેઠે છે.

જે સ્ત્રી સોમવારે પ્રથમ ઋતુમતી થાય છે તે પતિવ્રતા, સુશીલા થઈ પતિપ્રેમ પ્રાપ્ત કરે છે.

જે સ્ત્રી મંગળવારે પ્રથમ ઋતુમતી થાય છે તે કુલટા થાય છે એમાં કશો સંદેહ નથી.

જે સ્ત્રી સોમસૂત અર્થાત્ બુધવારે પ્રથમ ઋતુમતી થાય છે એ રમણી સંપૂર્ણ સુખ સૌભાગ્ય પામે છે.

જે સ્ત્રી બૃહસ્પતિવારે અર્થાત્ ગુરુવારે પ્રથમ ઋતુમતી થાય છે તેનો પતિ શ્રીમાન્ અને ધનવાન્ થાય છે.

જે સ્ત્રી શુક્રવારે પ્રથમ ઋતુવતી થાય છે તે બહુ પુત્રવતી થાય છે, તથા તેના પુત્રો દીર્ઘાયુષી થાય છે.

જે નારી પહેલ વહેલી શનિવારે ઋતુમતી થાય છે એ વંધ્યા થાય છે.

## રજોદર્શનનું માસફળ.

જે નારી કાર્તિક માસમાં પ્રથમ ઋતુવતી થાય છે તે પોતાના કુળનો નાશ કરે છે.

જે નારી માર્ગશીર્ષ માસમાં પ્રથમ ઋતુવતી થાય છે તે હમ્મેશાં સાધ્વી અને ધર્મશીલા થઈ રહે છે.

જે નારી પોષ માસમાં પ્રથમ ઋતુમતી થાય છે તે રતિવિહ્વળા થઇ રહે છે.

જે કામિની માઘ માસમાં પ્રથમ રજઃસ્વળા થાય છે તેને પતિવ્રતા સમજવામાં આવે છે.

જે નારી ફાલ્ગુન માસમાં પ્રથમ રજઃસ્વળા થાય છે તે બહુ પુત્રવતી થાય છે અને તેના પુત્રો દીર્ઘાયુષી થાય છે.

જે નારી ચૈત્ર માસમાં પ્રથમ રજોદર્શન કરે છે તે અવશ્ય મદનોન્માદિની થાય છે.

જે સુંદરી વૈશાખ માસમાં પ્રથમ ઋતુમતી થાય છે તે હમ્મેશાં હસમુખી અને પ્રિય વચનો ઉચ્ચારનારી થાય છે.

જે સ્ત્રી પવિત્ર આષાઢ માસમાં પ્રથમ ઋતુમતી થાય છે તે નારી ઐશ્વર્યશાલિની થઇને જીવન ધારણ કરે છે.

જે સ્ત્રી શ્રાવણ માસમાં પ્રથમ ઋતુવતી થાય છે તે ચિરદુઃખિની થાય છે અને તેનાં સંતાનો તરતજ મૃત્યુ પામે છે.

જે નારી ભાદ્ર માસમાં પ્રથમ ઋતુમતી થાય છે તે રોગી રહે છે.

જે નારી આશ્વિન માસમાં પ્રથમ ઋતુમતી થાય છે તે વંધ્યા રહે છે અને કદાચ તેને બાળક અવતરે છે તો તે જીવતું નથી.

## રજોદર્શનનું નક્ષત્રફળ.

અશ્વિની નક્ષત્ર ઘણું શુભપ્રદ છે. જે સુંદરી અશ્વિની નક્ષત્રમાં પ્રથમ ઋતુમતી થાય છે તે ઘણું સુખ ભોગવે છે અને પતિપ્રણયિની થાય છે.

જે નારી ભરણી નક્ષત્રમાં પ્રથમ ઋતુવતી થાય છે તે વિધવા થાય છે.

જે નારી કૃતિકા નક્ષત્રમાં પ્રથમ રજોદર્શન કરે છે તે દરિદ્રતામાં રહી સર્વદા દુઃખ ભોગવે છે.

જે નારી રોહિણી નક્ષત્રમાં પ્રથમ ઋતુવતી થાય છે તે વિધવા થાય છે.

જે નારી મૃગશિરા નક્ષત્રમાં પ્રથમ ઋતુવતી થાય છે તે પણ વિધવા થાય છે.

જે નારી આર્દ્રા નક્ષત્રમાં પ્રથમ રજઃસ્વળા થાય છે તેને વૈધવ્યનું દારુણ દુઃખ ભોગવવું પડે છે.

જે નારી પુનર્વસુ નક્ષત્રમાં પ્રથમ રજઃસ્વળા થાય છે તે શોકાતુર રહે છે.

જે નારી પુષ્યા નક્ષત્રમાં પ્રથમ ઋતુવતી થાય છે તે સુખશાલિની થાય છે.

જે નારી અશ્લેષા નક્ષત્રમાં પ્રથમ ઋતુવતી થાય છે તે ઐશ્વર્યશાલિની થઈ દીર્ઘાયુષ્ય ભોગવે છે.

જે નારી મઘા નક્ષત્રમાં પ્રથમ રજઃસ્વળા થાય છે તે શોકાતુર રહે છે.

જે નારી પૂર્વ ફાલ્ગુની નક્ષત્રમાં પ્રથમ રજઃસ્વળા થાય છે તે હતભાગિની પતિહીના થઇ રહે છે.

જે નારી ઉત્તર ફાલ્ગુની નક્ષત્રમાં પ્રથમ ઋતુમતી થાય છે તે ઘણું સુખ ભોગવે છે.

જે નારી હસ્તા નક્ષત્રમાં પ્રથમ રજઃસ્વળા થાય છે તે ઐશ્વર્ય-શાલિની અને પતિવલ્લભા થાય છે.

જે સ્ત્રી ચિત્રા નક્ષત્રમાં પ્રથમ રજઃસ્વળા થાય છે એ રમણી પણ હસ્તા નક્ષત્ર જેવું ફળ ભોગવે છે, અર્થાત્ તે ઐશ્વર્યશાલિની અને પતિવલ્લભા થાય છે.

જે સુંદરી સ્વાતિ, વિશાખા અને અનુરાધા નક્ષત્ર પૈકી કોઇ પણ નક્ષત્રમાં પ્રથમ ઋતુમતી થાય છે તેના પતિનું આયુષ્ય વૃદ્ધિં-ગત થાય છે.

જે સ્ત્રી જયેષ્ઠા નક્ષત્રમાં પ્રથમ રજઃસ્વળા થાય છે તે શોકાતુર રહે છે.

જે સુંદરી મુલા નક્ષત્રમાં પ્રથમ ઋતુમતી થાય છે તે ધન્ય-ધાન્યાદિથી સંપન્ન થઇ પોતાનું જીવન પસાર કરે છે.

જે સ્ત્રી ઉત્તરાષાઢા નક્ષત્રમાં પ્રથમ રજોદર્શન કરે છે તે પતિ-વ્રતા રહી હમ્મેશાં સુખ ભોગવે છે.

જે સ્ત્રી પૂર્વાષાઢા નક્ષત્રમાં પ્રથમ રજોદર્શન કરે છે તે વિધવા થાય છે.

જે નારી શ્રવણા નક્ષત્રમાં પ્રથમ ઋતુમતી થાય છે તે ધન્ય-ધાન્યાદિથી સંપન્ના થાય છે.

જે નારી ધનિષ્ઠા, શતભિષા અને ઉત્તર ભાદ્રપદ નક્ષત્રો પૈકી કોઇ પણ નક્ષત્રમાં પ્રથમ રજોદર્શન કરે છે તે સુખશાલિની થઈ રહે છે.

જે સ્ત્રી પૂર્વભાદ્રપદ નક્ષત્રમાં પ્રથમ ઋતુમતી થાય છે તે વિધવા થાય છે.

જે સુંદરી રેવતી નક્ષત્રમાં પ્રથમ રજઃસ્વળા થાય છે તે ધન-ધાન્યવતી થઇ રહે છે.

## રજોદર્શનનું દિવસ રાત્રિ અને સંધ્યાફળ.

જે સુંદરી દિવસે પ્રથમ ઋતુમતી થાય છે તેનું ઘણું કલ્યાણ થાય છે.

જે સુંદરી રાત્રિના સમયે પ્રથમ ઋતુમતી થાય છે તે પતિની પ્રણયિની થઈ પતિની મંગળકારિણી થાય છે.

જે સ્ત્રી પ્રાતઃસંધ્યા એ બન્ને સંધ્યાકાળે પ્રથમ ઋતુમતી થાય છે તે વંધ્યા થાય છે.

## ઋતુમતી સુંદરીનું કર્ત્તવ્ય.

રજઃસ્વળા કિંવા ઋતુમતી સ્ત્રીએ કેવી રીતે વર્તવું જોઇએ તથા પોતાના આચાર વિચાર કેવા રાખવા જોઇએ તે તરફ આજકાલ ઘણું દુર્લક્ષ્ય જોવામાં આવે છે એ અત્યંત ખેદનો વિષય છે. એ સંબંધી ભગવાન્ નાગાર્જુને જે ઉપદેશ આપેલો છે તેનું ગુજરાતી ભાષાંતર અત્રે આપવું અમે પ્રસંગોચિત ધારીએ છીએ. તેઓ જણાવે છે કે, સ્ત્રી રજસ્વળા થાય છે ત્યારે તેનું ગર્ભસ્થાન અને શરીર નિર્બળ બની જાય છે માટે નિમ્નલિખિત નિયમો પાળી શરીર તથા ગર્ભસ્થાન સાચવી સંતાનસુખ મેળવવું.

રજસ્વળા સ્ત્રીએ સર્વથી દૂર રહેવું જોઇએ. તેણે બનતાં સૂધી પોતાનું મ્હોં કોઇને બતાવવું જોઇએ નહિ તથા કોઈની સાથે નિરુપયોગી વાતચિત કરવી જોઇએ નહિ.

રજસ્વળા સ્ત્રીએ રજોદર્શન પ્રસંગે નવીન વસ્ત્રો બદલવાં નહિ, ન્હાવું નહિ, તેણે એક વસ્ત્ર ધારણ કરી ઘરના ખુણામાં સ્વસ્થતાથી બેસી રહેવું જોઇએ.

રજસ્વળા સ્ત્રીએ દિવસમાં માત્ર એક જ વખત માટીના વાસણમાં ભોજન કરવું, પૃથિવીપર ગરમ કામળ કિંવા ધાબળી નાખી તેનાપર શયન કરવું. તેણે પલંગપર સૂવું નહિ, પાનપટ્ટી ખાવી નહિ, ચંદન ચોપડવું નહિ, દિવસે ઉંઘવું નહિ, જળમાં જોવું નહિ, મદ્યપાન કિંવા અભક્ષ્યાભક્ષ્ય કરવું નહિ, અને વિશેષ ગરમ પાણીથી મ્હોં ધોવું નહિ.

ઋતુમતી સ્ત્રીએ ગોરસપાન કરવું નહિ, નેત્રોમાં અંજન કરવું નહિ, અગ્નિને સ્પર્શ કરવો નહિ, ચિતા પાસે જવું નહિ, ઉંચા આસને બેસવું નહિ, પવિત્ર સ્થાને જવું નહિ, કાંસાના કિંવા પત્થરના પાત્રમાં ભોજન કરવું નહિ, હસવું નહિ, દોરડાપર ઝૂલવું નહિ, ગૃહકાર્ય કરવું નહિ, અને જરૂર સિવાય બોલવું નહિ.

ત્રણ દિવસ સુધી ઋતુમતી સ્ત્રીએ આ ઉપદેશાનુસાર વર્તવું; કિન્તુ જ્યાં સૂધી ઋતુસ્રાવ થતો હોય ત્યાં સૂધી તેણે પતિને સ્પર્શ કરવો નહિ. આજકાલ ઋતુમતી સ્ત્રીઓ આ ઉપદેશાનુસાર નહિ વર્તતાં તેઓ ખાંડવા દળવાનું કામ કરે છે; એથી તેમનો અટકાવ થોડા દિવસમાં બંધ નહિ થતાં ઘણા દિવસ સૂધી આવ્યા કરે છે; માટે ઋતુમતી સ્ત્રીએ બનતા સૂધી વિશેષ શ્રમ કરવો નહિ.

# દ્વાદશ અધ્યાય.

## લાવણ્ય કિંવા સૌન્દર્ય.

વિશ્વસંસારમાં લાવણ્ય કિંવા સૌન્દર્ય પણ એક પરમોત્તમ વસ્તુ છે. એનો રૂપ સાથે જો કે સંબંધ તો છે; પરંતુ રૂપ બીજી વસ્તુ છે. રૂપનું વર્ણન પછીથી અમે કરીશું. સમસ્ત સંસારમાં સ્ત્રીપુરુષો એનાથી રહિત નથી. સર્વને પોતપોતાના સૌન્દર્યનું થોડું ઘણું અભિમાન હોય છે; કિન્તુ આ સૌન્દર્ય પૃથક્ પૃથક્ ભાવથી સર્વના હૃદયમાં નિવાસ કરે છે. સૌન્દર્ય ગુણને આધીન છે. પોતપોતાના ગુણથી સર્વ સુન્દર છે. મનુષ્યના જેવા આચાર વિચાર હોય છે તેવી જ સુન્દરતાનો પ્રકાશ એનામાં હોય છે; અર્થાત્ જે મનુષ્યના આચાર વિચાર શુદ્ધ હોય છે એની સુન્દરતા પણ શુદ્ધભાવમાં પ્રકાશિત થાય છે, અને જે મનુષ્યના આચાર વિચાર શુદ્ધ નથી હોતા એની સુન્દરતામાં પણ વિઘ્ન આવી પડે છે. જે મનુષ્ય અસત્કાર્ય (ખોટું) કાર્ય કરે છે એની સુન્દરતાથી પણ અન્યને ભય ઉપજે છે. એના દર્શનથી ચિત્તમાં એમ થાય છે કે, એ દૃષ્ટિથી દૂર જાય તો સારું. જે મનુષ્ય સત્કાર્ય કરે છે તેનામાં સુન્દરતા નથી હોતી તો પણ તેને સૌન્દર્યસંપન્ન સમજવામાં આવે છે. એના દર્શનથી ચિત્ત પ્રસન્ન થાય છે, અને ચિત્તમાં એવો વિચાર ઉપજે છે કે, એ મનુષ્ય હમ્મેશાં પોતાની દૃષ્ટિ પાસે જ રહે. આ નિયમનો વિચાર કરી પ્રત્યેક મનુષ્ય પોતાના ઉત્તમ ગુણોથી સુન્દરતા પ્રાપ્ત કરી શકે તેમ છે.

**'गुणा प्रधानतां यांति आकृतिर्न गरीयसी ।'**

જો મનુષ્ય પોતાના સદ્‌ગુણોથી યુક્ત રહે છે તો તેની સુન્દરતા મૃત્યુ સૂધી તેનો ત્યાગ કરતી નથી, અર્થાત્ એની સુન્દરતામાં પરિવર્ત્તન થતું નથી. રૂપની સુન્દરતા એવી છે કે, આજે જે રૂપવાન હોય છે તે કાલે કુરૂપ થઈ તિરસ્કારપાત્ર થાય છે. એક એના રૂપપર મોહિત થઇ તેનાપર મરી પડે છે ત્યારે બીજો માણસ એ રૂપ જોઈ તેનો તિરસ્કાર કરે છે. ભાવાર્થ એ છે કે, જેનું આચરણ ઉત્તમ છે એજ સંસારમાં સુન્દર છે, અને જેનું આચરણ દુષ્ટતાયુક્ત છે તે સુન્દરતાહીન છે. જે માણસ સારા માણસોમાં બેસે ઉઠે છે, સારા સારા ગ્રંથોનો અભ્યાસ કરે છે, સારો વ્યાપાર કરે છે, શુદ્ધરીતિથી આહાર વ્યવહાર કરે છે, કદાપિ પોતાના ઉત્તમ સ્વાભાવમાં પરિવર્ત્તન થવા દેતો નથી, અનિષ્ટ વાતો તરફ ધ્યાન આપતો નથી, ચિત્તને હમ્મેશાં પ્રસન્ન રાખે છે એ માણસને જ સર્વે સુન્દર માણસ સમજે છે; તથા જે માણસ નિરંતર ક્રોધયુક્ત રહે છે, મ્હોંમાંથી કટુવચનો ઉચ્ચારે છે, હમ્મેશાં ચિત્તને અપ્રસન્ન રાખે છે, નીચ મનુષ્યોમાં ઉઠે બેસે છે, તામસી ભોજન કરે છે, નશો કરે છે તેને જોઇ સર્વેને ભય ઉપજે છે. એની સુન્દરતા લોકોને બિલકુલ સારી લાગતી નથી. હવે અમે રૂપ સંબંધીનું વર્ણન કરીએ છીએ.

### રૂપ.

રૂપવાન્ થવું એ પણ સંસારમાં દુર્લભ છે. ભગવાન્ જેને રૂપ આપે છે તેનામાં રૂપ સાથે જ કેટલાક અવગુણો પણ હોય છે જેથી તેના રૂપને કલંક લાગે છે. એવું કોઇ રૂપવાન્ મનુષ્ય સંસારમાં નથી થયું કે જેણે શુભ ગુણોની સાથે પ્રતિષ્ઠા ન મેળવી હોય. ભગવાન્ રામચંદ્રજી જો કે શ્યામવર્ણ હતા તોપણ તેમનામાં રૂપની છટા હતી; અંગપ્રત્યંગ સુંદર અને ઘાટદાર હતું. મનોહર રૂપના કારણથી લોકો તેમને જોતાંની સાથે જ મોહિત થઇ જતા હતા, તથા તેમની પ્રશંસા કરતા હતા; છતાં રૂપની સાથે તેમનામાં શુભ ગુણો પણ હતા, તેથી તેમનામાં ઇશ્વરનો પૂર્ણ અંશ વિદ્યમાન છે એમ માનવામાં આવતું હતું. ભગવાન્ કૃષ્ણચંદ્ર પણ આવા જ પ્રકારના હતા. તેમના શત્રુઓ પણ તેમનો આદર કરતા હતા. જેના શરીરના સકળ અવયવો સુન્દર અને મનોહર

હોય છે તેને જ રૂપવાન્ કહેવામાં આવે છે. જે જે પુરુષો એવા રૂપવાન્ હતા તેમનાં નામ વિશ્વસંસારમાં વિખ્યાત થઈ ચુકયાં છે. જેવા કે રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન, શ્રીકૃષ્ણ, બળરામ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, શિવ, અશ્વિનોકુમાર વગેરે. રૂપમાં આજકાલ મુખને પ્રાધાન્ય આપવામાં આવે છે. જેનું મ્હોં દેખાવડું હોય છે એને જ અધુના રૂપવાન્ સમજવામાં આવે છે. મ્હોં જોતાં જ તેની સુંદરતાનો પરિચય પ્રાપ્ત થાય છે; પરંતુ રૂપવાન્ જ્યાં સૂધી તે બ્રહ્મચર્ય પાળી વીર્યનું રક્ષણ કરે છે ત્યાં સૂધી જ તેના રૂપને કાયમ રાખી શકે છે; કિન્તુ જ્યારે તે બ્રહ્મચર્યનો ભંગ કરે છે ત્યારે ધીમે ધીમે તેનું શારીરિક સૌન્દર્ય અદૃશ્ય થઈ જાય છે. તેનું મ્હોં મલિન બની જાય છે. રૂપ તથા બળનો સઘળો આધાર વીર્યપર રહેલો છે. વીર્યરક્ષણના પ્રભાવથી જ લક્ષ્મણજીએ મેઘનાદનો વધ કર્યો હતો, વીર્યરક્ષણના પ્રભાવથી જ હનુમાનજીએ સંસારમાં વિજયકીર્ત્તિ મેળવી હતી, વીર્યરક્ષણથી જ ભીષ્મપિતા અજેય હતા—જેમને જીતનાર કોઈ નહોતું. એ મહાત્માનું પ્રાતઃસ્મરણીય નામ બાળબ્રહ્મચારી તરીકે પ્રખ્યાત થયેલું છે. વીર્યરક્ષણથી જ સ્વામી શંકરાચાર્યજી વિદ્વાન્ તરીકે વિશ્વવિખ્યાત થયા હતા અર્થાત્ જે મનુષ્ય વીર્યનું સદૈવ સંરક્ષણ કરે છે તેનું નામ વિશ્વસંસારમાં અમર થાય છે. વીર્યનું રક્ષણ કરવાથી શારીરિક સૌન્દર્ય કિંવા રૂપનો નાશ થતો નથી. રૂપવાનને જોઇ સર્વનું ચિત્ત પ્રસન્ન થાય છે; છતાં સર્વ મનુષ્યોએ આ સ્થળે એટલી વાત અવશ્ય સ્મરણમાં રાખવાની જરૂર છે કે, રૂપની સાથે જેનામાં ગુણ નથી હોતા તે મનુષ્યનું રૂપ તેને કલંક બરાબર થાય છે. ગુણ હોય છે તો જ રૂપનું મૂલ્ય અંકાય છે. જે મનુષ્ય પોતાના રૂપને કાયમ રાખવાને ઇચ્છતું હોય તેણે કદાપિ કોઈ અસત્કાર્ય કરવું નહિ તથા નિરંતર વીર્યનું જીવની માફક રક્ષણ કરવું.

મુખ્યત્વે કરીને પુરુષો કરતાં સ્ત્રીઓમાં વિશેષ રૂપ જોવામાં આવે છે. આ વિષયનો ઉલ્લેખ કરતાં અમારે એમ જણાવવું જોઇએ કે, પુરુષો કરતાં સ્ત્રીઓ રૂપની વિશેષ અભિલાષા રાખે છે. જે સ્ત્રી રૂપવતી નથી હોતી તે બીજી રૂપવતી સ્ત્રીને જોઇ શર્માઇ જાય છે. રૂપવતી સ્ત્રીને વિશેષ વસ્ત્રાલંકારોના બાહ્યાડંબરની જરૂર રહેતી નથી; કેમ કે વસ્ત્રાલંકારોથી વિહીના હોવા છતાં પણ તે સુન્દરી દેખાય છે; કિન્તુ જે સ્ત્રીઓને ઇશ્વરે રૂપ

આપેલું નથી હોતું તે સર્વદા વસ્ત્રાલંકારોની વિશેષ લોલુપતા રાખતી જોવામાં આવે છે. તેઓ વસ્ત્રાલંકારો માટે પતિને ઘણું દુઃખ દે છે; પતિને નહિ કહેવા જેવાં વચનો કહી સંભળાવી પાપનો સંચય કરે છે. આવી પરિસ્થિતિમાં જેને પોતાનો ગૃહસંસાર ચલાવવામાં પણ ઘણી મુશ્કેલી અનુભવવી પડતી હોય તે, પત્નીની વસ્ત્રાલંકારપ્રિયતાને કેવી રીતે પૂર્ણ કરી શકે? તે પત્નીના અનુચિત વ્યવહારથી તેનાપર નારાજ થાય છે અને તેથી બન્નેને ઘણી અડચણ કિંવા કષ્ટ વેઠવું પડે છે. સાધારણતઃ એવો નિયમ છે કે, સ્ત્રી રૂપવતી હોય અથવા ન હોય; પરંતુ જે સ્ત્રી પોતાના પતિને સર્વ પ્રકારે પ્રસન્ન રાખે છે તથા પોતે પણ પોતાની સ્થિતિમાં પ્રસન્ન રહે છે તે તેના પતિની પ્રિયપાત્રી થઇ રહે છે. તેને તે પરમ રૂપવતી સમજીને તેના સહવાસથી સંતુષ્ટ રહે છે. આ પ્રેમ રૂપપર જતો નથી; કિન્તુ શીલ સ્વભાવપર પોતાનો અધિકાર કરે છે. જે સ્ત્રીનો પોતાના પતિપર પ્રેમ નથી હોતો તે ગમે એટલી રૂપવતી હોવા છતાં પતિના તિરસ્કારની પાત્રી થાય છે. તાત્પર્ય એ છે કે, સદ્‌ગુણોથી જ મનુષ્યજાતિનું રૂપ શોભે છે. શુભ ગુણોનો અધિકાર રૂપ કરતાં વિશેષ હોય છે. રૂપ પ્રાપ્ત થવું એ પોતાની આધીનતાની વાત નથી; પરંતુ શુભ ગુણો તો જે ઇચ્છે છે તે પ્રાપ્ત કરી શકે છે. પ્રાયઃ રૂપ ઉપર જ મનુષ્યો મોહિત થઇ જાય છે; પરંતુ કાળક્રમે તેઓ એ રૂપથી જ દૂર ભાગતા નજરે પડે છે; કેમ કે રૂપની સ્થિરતા નથી. એક એવો દુહો છે કે,

**'यौवन था जब रूप था, गाहक थे सब कोय ।**
**यौवन रूप गँवायके, बात न पूछे कोय ॥'**

લોકો મુખ્યત્વે કરીને કુવિચારથી જ રૂપપર મોહિત થઇ જાય છે, અને રૂપવાનના ચિત્તને અસ્થિર કરીને વિષય પ્રતિ આકર્ષે છે; એથી જ રૂપનો નાશ થાય છે. રૂપનો નાશ થવાથી પ્રેમમાં વિઘ્ન આવી પડે છે, અને પછીથી બન્ને વ્યક્તિનો વિયોગ થાય છે. જો આમ ન હોય તો પ્રેમ સર્વદા ચાલૂ રહે છે તથા તે સાથે રૂપ પણ કાયમ રહે છે. કવચિત્ એવું પણ જોવામાં આવે છે કે, જો કોઇનું એક અંગ મનોહર હોય છે તો એ અંગના કારણથી જ લોકો મોહિત થઇ જાય છે. સ્ત્રીઓના અંગની મનોહરતાપર એક એવો શ્લોક છે કેઃ—

'वाचि श्रीमाथुरीणां जनकजनपदस्थायिनीनां कटाक्षे ।
दन्ते गौडाङ्गनानां सुललितजघनेषूत्कलप्रेयसीनाम् ॥
तैलंगीनां नितम्बे सघनघनरुचौ केरलीकेशपाशे ।
कट्यां कार्णाटजानां स्फुरति रतिपतिर्गुर्जरीणां कुचेषु ॥'

તાત્પર્ય કે, મથુરા પ્રદેશ (વ્રજમંડળ) ની સ્ત્રીઓની વાણીમાં, જનકપુરના પ્રદેશની સ્ત્રીઓના કટાક્ષમાં, ગૌડ દેશની અંગનાઓના દાંતોમાં, અને ઉત્કલ પ્રદેશની સ્ત્રીઓનીજંઘાઓમાં, તૈલંગ દેશની સ્ત્રીઓના મનોહર નિતમ્બોમાં, માળવાદેશની સ્ત્રીઓના કૃષ્ણકેશકલાપમાં, કર્ણાટક દેશની સ્ત્રીઓના કટિભાગમાં તથા ગુજરાતની સ્ત્રીઓના સ્તનોમાં રતિપતિનું સ્ફુરણ હોય છે અર્થાત્ એમનાં એ અંગો મનોહર હોય છે.

સંસારમાં રૂપ વિચિત્ર વસ્તુ છે. રૂપથી બીજાનું મન રૂપવાન્ તરફ આકર્ષાય છે. તથા એના રૂપને જોવાની લાલસા થયા કરે છે. આવું રૂપ પરમાત્માની મહાન્ કૃપાથી જ પ્રાપ્ત થાય છે. પ્રાયઃ સર્વનું એક એક અંગ તો સારું હોય છે જ. અંગોની સુન્દરતાનો વિસ્તાર ઘણો છે. અત્રે સંક્ષિપ્તમાં માત્ર એ ચાર અંગનું વર્ણન કરીએ છીએ. સર્વાંગસુન્દર વ્યક્તિ તો વિશ્વમાં વિરલ જ હોય છે. વળી આખું મુખમંડળ પણ કોઈકનું જ સુન્દર હોય છે, કે જે સુન્દરતાનો એક મ્હોટો અંશ છે. મુખમંડળના ચારભાગમાં પહેલો શિર, બીજો, મસ્તક, ત્રીજો નાસિકા છે. બીજા ત્રીજા ભાગના મધ્યમાં નેત્ર અને કાન છે. ચોથો ભાગ મ્હોં છે. એ ચારે ભાગ સુન્દર હોય છે તો મ્હોં સુન્દર લાગે છે. શિરમાં કેશ પણ શોભાનું ચિહ્‌ન છે. કૃષ્ણવર્ણ સુંવાળા કેશ સારા ગણાય છે. સ્ત્રીઓનો કેશકલાપ એ તેમની સુન્દરતાનો મુખ્ય અંશ છે. શિર ગોળ તેમજ મ્હોટું સારું ગણાય છે. આ સંબંધી એક એવી હિન્દી કહેવત છે કે, 'શિર બડા સરદારકા અને પાઁવ બડા ગઁવારકા.' (સરદારનું શિર મ્હોટું અને ગમારનો પગ મ્હોટો) જેનું મસ્તક પ્રમાણસર અને વિશાળ હોય છે તે સુન્દર લેખાય છે; કિન્તુ વિશેષ ઉંચુ નીચું હોય છે તેને સારું કહી શકાતું નથી. આજકાલના કેટલાક યુવકો મસ્તકપર મ્હોટાવાળ રાખી બાહ્યાડંબરથી મસ્તકની શોભા વધારવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે. મસ્તક

એ મનુષ્યના ભાગ્યનો પરિચય કરાવનારું અંગ છે; એને વાળથી ઢાંકી દેવાનો પ્રયત્ન કરવો એ ભાગ્યોદયને ઢાંકી દેવાનો પ્રયત્ન કરવા જેવું છે ! જે પુરુષો મસ્તકની ઉપરના ભાગમાં વાળ રાખતા નથી તેમનું શિર સારું તેમજ સ્વસ્થ રહે છે.

નાસિકા ઉંચી હોય છે તો તેથી રૂપમાં મનોહરતા આવે છે. જેના મુખમંડળમાં નાક નથી હોતું તેને કાંઈ હોતું નથી એમ કહીએ તો તે સર્વથા સત્ય છે. ન્હાનું કિંવા ચપટું નાક સારું લાગતું નથી. વળી જો કાન બહુ મ્હોટા હોય છે તો તે પણ સારા લાગતા નથી. મ્હોટા કાનથી શારીરિક સૌન્દર્ય બગડે છે. મુખમંડળની શોભામાં કાન પણ મુખ્ય છે. કાન નથી હોતા તેને રૂપવાન્ ગણવામાં આવતું નથી. ઘણીખરી સ્ત્રીઓ કાનમાં વિશેષ અલંકારો પહેરી પોતાની પ્રાકૃતિક શોભાનો નાશ કરે છે. તેમના કાન નીચે લટકી પડી બેડોળ બની જાય છે, તથા તેથી તેમનું રૂપ ઓછું થાય છે. જે સ્ત્રી રૂપવતી હોય તેણે નિષ્પ્રયોજન એવા અલંકારો પહેરીને અંગની શોભા વધારવાનો વ્યર્થ પ્રયાસ શા માટે કરવો જોઇએ ? મુખમંડળમાં નેત્રો સર્વથી પ્રધાન અંગ છે. તેજસ્વી શ્યામવર્ણ નેત્રો જાદુ જેવા પ્રભાવવાળાં હોય છે. એવી રીતે કપોળની સુન્દરતાથી પણ મુખમંડળની શોભા છે. ગોળ અને ગુલાબરંગનું કપોળ સારું કહેવાય છે. ઓષ્ઠ પણ બિંબફળના જેવા રંગવાળા હોય છે તો સુન્દર લાગે છે. તાત્પર્ય એ છે કે, મુખમંડળના સકળ અવયવોની શોભાથી જ મુખની શોભા છે.

# ત્રયોદશ અધ્યાય.

## રતિ તથા પુરુષ કામવાસ.

पुराप्रृच्छन्मुनिर्गर्गो देवदेवं महेश्वरम् ।
अनुग्रहाय वदतां किन्नाम रतिरुच्यते ॥

અર્થાત્:—પૂર્વ સમયે ગર્ગમુનિ દેવાધિદેવ મહાદેવજીને પૂછવા લાગ્યા કે હે શિવ ! અનુગ્રહપૂર્વક કહો જોઇએ કે રતિ કોને કહે છે ?

આ પ્રશ્નના ઉત્તરમાં મહાદેવજીએ કહ્યું :—

**आनन्दाज्जायते विश्वं स एव रतिरुच्यते ।**
**स्त्रीपुंसा शृणु विप्रेन्द्र मनसो मेलनं रतिः ॥**

આ વિશ્વ ( સંસાર ) આનન્દથી ઉત્પન્ન થાય છે. એ આનન્દને રતિ કહે છે. હે વિપ્રેન્દ્ર ! સ્ત્રીપુરુષના માનસિક મિલનને રતિ કહેવામાં આવે છે.

હે દેવ ! જ્યાં મનનું મિલન નથી ત્યાં શું સુખ મળી શકે છે ? હે વત્સ ! પંડિતોએ માનસિક મિલન વગરના સંગમને શવસંગમ કહેલો છે; અર્થાત્ માનસિક મિલન સિવાય આનન્દ હોતો નથી અને આનદ સિવાય સહવાસ વૃથા છે; એથી એવા સહવાસને શવસંગમ કહેવામાં આવે છે. મનનું મિલન એજ રતિ છે. સ્ત્રી પુરુષના-યુગલમાં રતિ મુખ્ય છે.

**पूर्णिमायां वसेत्कामो हृदये पुंसि विद्धि वै ।**
**न स्पृशेद्धृदयं तस्मात् काकवंध्या भवेत्तु हि ॥**

પૂર્ણિમા તિથિએ પુરુષના હૃદયમાં કામ વાસ કરે છે; તેથી એ સ્થાનને સ્પર્શ કરવો નહિ. સ્પર્શ કરવાથી સ્ત્રી કાકવંધ્યા થાય છે; સ્ત્રીએ પૂર્ણિમાને દિવસે પુરુષથી પૃથક્ રહેવું.

**नाभेरूर्ध्वं वसेत्कामो पराहे शृणु मारिष ।**
**लालयेल्ललना तस्माद्रातिकामा मनस्विनी ॥**

હે મુને ! પૂર્ણિમાને બીજે દિવસે અર્થાત્ પ્રતિપદા તિથિએ કામ નાભિના ઉર્ધ્વભાગમાં વાસ કરે છે. રતિની ઇચ્છાવાળી લલના સ્ત્રીઓ એ સ્થાનનું લાલન કરવાથી આનન્દ પ્રાપ્ત કરી શકે છે.

**त्रिवलीमूलदेशे तु वसेत्कामः परेऽहनि ।**
**नाभेरधो बहिर्भागे वसेत्कामो परेद्यवि ॥**

દ્વિતીયા તિથિએ ત્રિવલીના મૂળદેશમાં કામ વાસ કરે છે. સ્પર્શવિધાનથી એ સ્થાનનું લાલન કરવાથી રમણી સુખ મેળવે છે, અને તૃતીયા તિથિએ નાભિની નીચેના ભાગમાં કામ વાસ કરે છે.

**मूलदेशोर्ध्वभागे तु वसेत्कामश्चतुर्थके ।**
**उत्क्रमेण ललना लालयेच्छृणु मानदः ॥**

ચતુર્થી તિથિએ મૂળદેશના ઉર્ધ્વભાગમાં કામ વાસ કરે છે. હે માનદ! એ તિથિએ લલનાએ ઉપરોક્ત ક્રમથી એ સ્થાનનું લાલન કરવું.

नाभिमूले वसेत्कामः पंचम्यां च तथैवहि ।
प्रसूतिकामना नारी तत्स्थानं परिलालयेत् ॥

પંચમી તિથિએ પુરુષના નાભિમૂળમાં કામ વાસ કરે છે. જે સ્ત્રીની સંતાન પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તે એ સ્થાનનું લાલન કરે.

षष्ठ्यां मध्ये वसेत्कामो निश्चयं विद्धि मानद ।
सुगन्धवासिता नारी सुवेशा परिलालयेत् ॥

હે માનદ! છઠના દિવસે મધ્યભાગમાં કામ અવશ્ય વાસ કરે છે. સુગંધથી સુવાસિત નારીએ સુન્દર વેષ ધારણ કરી લાલન કરવું.

सप्तम्यामग्रतः कामो वसेद्वत्स न संशयः ।
स्नाता च धौतवसना सालङ्कारा च सम्मुदा ॥

હે વત્સ! સપ્તમી તિથિએ કામ અગ્રભાગમાં વાસ કરે છે. એ દિવસે નારીએ સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્રો પહેરી આભૂષણસહિત પ્રસન્નતાપૂર્વક સુસજ્જિત થઈ પોતાના સ્વામીનો સંગ કરવો.

अष्टम्यामूरुबन्धे च वसेत्कामो हि वत्सक ।
शुद्धवेषाद्धि तत्स्थानं लालयेच्छुभदा सदा ॥

હે વત્સ! અષ્ટમી તિથિએ કામ ઊરુના મૂળદેશમાં વાસ કરે છે. સ્ત્રીએ શુદ્ધ વેષથી એ સ્થાનનું લાલન કરવું.

नवम्यां निवसेत्कामः कट्यां वत्स निशामय ।
दशम्यां कटिपार्श्वे च वसेत्कामो पतिप्रियः ॥

હે વત્સ! નવમી તિથિએ કામ કટિમાં વાસ કરે છે તથા દશમીએ પ્રિયપતિની કટિ પાસે કામ વાસ કરે છે.

एकादश्यां वसेत्कामो नितम्बे निश्चयं शृणु ।
द्वादश्यां शृणु विप्रेन्द्र लिंगपार्श्वे तथैव च ॥

નિશ્ચયપૂર્વક સાંભળો કે, એકાદશીના દિવસે નિતમ્બમાં અને દ્વાદશીના દિવસે લિંગ પાસે કામ વાસ કરે છે.

**त्रयोदश्या मूरुकेन्द्रे निवसेद्रातिवल्लभः ।**
**चतुर्दश्यां सर्वदेहे वसेत्कामो हि मानद ॥**

ત્રયોદશીના દિવસે ઉરુદ્રેન્દ્રમાં કામ વાસ કરે છે અને હે માનદ! ચતુર્દશીના દિવસે સમસ્ત દેહમાં કામદેવ વાસ કરે છે.

**अत्र यत्पंडितै प्रोक्तं ह्युपायं विधिपूर्वकम् ।**
**पालयेत्सर्वथा विप्र स्त्री वाथ पुरुषस्तथा ॥**

અત્રે પંડિતોએ જે ઉપાયો વિધિપૂર્વક કહ્યા છે તેનું હે વિપ્ર! સ્ત્રી તેમજ પુરુષે સર્વથા પાલન કરવું.

**पालनाद्धायुषो वृद्धिरारोग्यमतुलं तथा ।**
**सुसन्ततिसुखं नित्यं प्राप्नोति शृणु मानद ॥**

એ ઉપાયોનું વિવિધપૂર્વક પાલન કરવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે તથા અતુલ આરોગ્ય અને ઉત્તમ સંતતિસુખ સદૈવ પ્રાપ્ત થાય છે.

**पञ्चमी च शुभा षष्ठी सप्तमी नवमी पुनः ।**
**द्वितीया च तृतीया च चतुर्थी शुभदा तथा ॥**
**दशमी द्वादशी चैव तथा विप्र त्रयोदशी ।**
**चतुर्दशी शुभा प्रोक्ता पण्डितैर्विश्वदर्शिभिः ॥**

પંચમી, ષષ્ઠી, સપ્તમી, નવમી, દ્વિતીયા, તૃતીયા, ચતુર્થી, દશમી, દ્વાદશી તથા હે વિપ્ર! ત્રયોદશી, ચતુર્દશી વિશ્વદર્શી પંડિતોએ શુભ કહી છે.

પરંતુ આ ઉપરોક્ત લેખ રસિકજનોના પ્રમોદાર્થે ગર્ગશિવ-સંવાદદ્વારા કોઇએ લખી આપ્યો છે એવું અનુમાન થાય છે; કિન્તુ એ મુખ્ય છે કે, શીતકાળમાં રાત્રિના સમયે, ઉષ્ણકાળમાં મધ્યાન્હ-કાળે, વસન્તમાં રાત્રિ દિવસ, વર્ષાઋતુમાં વર્ષા સમયે, અને શરત્-કાળમાં સરોવર પાસે સ્ત્રી પુરુષોમાં કામદેવ વાસ કરે છે.

**કામવાસ.**

કોકશાસ્ત્ર તથા અન્ય કામવિષયક ગ્રંથોમાં કૃષ્ણપક્ષ અને શુક્લપક્ષભેદથી સર્વ તિથિઓમાં ક્રમશઃ ચંદ્રકળા અનુસાર કામ-દેવનો વાસ લખેલો છે. કૃષ્ણપક્ષમાં કામદેવ ઉપરના અંગમાંથી નીચે ઉતરે છે અને શુક્લપક્ષમાં નીચેનાં અંગોમાંથી ઉપર ચઢે છે.

અહીં કામવાસના વિષયમાં તિથિ જાણવા માટે ઘણા ભિન્નભિન્ન મત છે; પરંતુ જે દિવસે સ્ત્રી રજસ્વળા થાય એ દિવસને કૃષ્ણ-પક્ષની પ્રતિપદા માનવી એવો ઘણાખરા પંડિતોનો અભિપ્રાય છે. જે તિથિમાં જ્યાં કામનો વાસ હોય એ અંગને સ્પર્શ, મર્દન, ચુમ્બન વગેરે કરવાથી કામદેવમાં ચૈતન્ય ઉત્પન્ન થાય છે. કૃષ્ણપ્રતિપદા અને શુકલપૂર્ણિમાને દિવસે કામનો વાસ મસ્તકમાં સમજવો. કૃષ્ણદ્વિતીયા અને શુકલચતુર્દશીના દિવસે બન્ને નેત્રોમાં રતિપતિનો નિવાસ માનવો, કૃષ્ણતૃતીયા અને શુકલત્રયોદશીના દિવસે નીચેના ઓષ્ઠમાં, કૃષ્ણચતુર્થી અને શુકલદ્વાદશીના દિવસે કપોલમાં, કૃષ્ણપંચમી અને શુકલ એકાદશીને દિવસે કંઠમાં, કૃષ્ણપક્ષની ષષ્ઠી અને શુકલપક્ષની દશમીએ બગલમાં, કૃષ્ણ સપ્તમી અને શુકલ નવમીને દિવસે કુચોમાં, કૃષ્ણાષ્ટમી અને શુકલાષ્ટમીના દિવસે હૃદયમાં, કૃષ્ણનવમી અને શુકલસપ્તમીને દિવસે નાભિમાં, કૃષ્ણ દશમી અને શુકલષષ્ઠીને દિવસે કટિમાં, કૃષ્ણ એકાદશી અને શુકલ પંચમીને દિવસે યોનિમાં, કૃષ્ણદ્વાદશી તથા શુકલચતુર્થીને દિવસે બન્ને જંઘાઓમાં, કૃષ્ણત્રયોદશી અને શુકલતૃતીયાને દિવસે પગની પીંડીઓમાં, કૃષ્ણચતુર્દશી તથા શુકલદ્વિતીયાને દિવસે પગનાં તળીઆમાં અને કૃષ્ણઅમાવાસ્યા તથા શુકલપ્રતિપદાને દિવસે પગની આંગળીઓ નીચે કામદેવનો વાસ સમજવો. અહીં સ્ત્રીનું વામ (ડાબુ) અંગ પ્રધાન છે; એથી વામ અંગમાં કામને વિશેષ જાણવો. યદ્યપિ અત્રે શુકલપક્ષ અને કૃષ્ણપક્ષના કથનથી એવો નિશ્ચય થાય છે કે, જે દિવસે સ્ત્રી રજસ્વળા થાય છે એ દિવસને કૃષ્ણપ્રતિપદા સમજવો એ ઠીક નથી; કેમ કે, સોળ દિવસ સૂધી આર્તવનો કાળ ગણવામાં આવ્યો છે તેમાં પણ સંભોગ માટે તો દશ દિવસ જ ઉચિત માનવામાં આવ્યા છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં ત્રીસ દિવસ સૂધી કામવાસ લખવાની શી આવશ્યકતા છે? તથાપિ આજકાલના સમયાનુસાર અથવા પરોપકાર બુદ્ધિથી કામવાસ લખવાનું પૂર્વ રીતિ અનુસાર સર્વ તિથિઓમાં ઉચિત સમજવામાં આવ્યું છે. કામવાસ પ્રસંગે ચુંબન કયાં કરવું, મર્દન કયાં કરવું એ સઘળી હકીકત સ્પષ્ટતાથી લખવાની જરૂર નથી. કામવાસના દિવસોમાં સંભોગ કરવો જ એવી સલાહ અમે આપતા નથી. આ સઘળા

લેખ કામીજનોનું દિલ બહેલાવવા માટે જ પ્રાચીન પંડિતોએ લખેલા હોવા જોઈએ. જે લોકો બ્રહ્મચારી રહી વીર્યરક્ષણ કરે છે તથા યોગ્ય ઉમ્મરે માત્ર સંતાનોત્પત્તિના ઉદ્દેશથી જ પોતાની પત્ની સાથે સંભોગ કરે છે એમને આ કામવાસનું વર્ણન સામાન્ય જ લાગવું જોઇએ. પોતાની પત્ની સિવાય જે પરસ્ત્રીમાં આસક્ત રહે છે તે દુરાચારી અને મહાપાપી છે. વળી પોતાની પત્ની સાથે પણ વૃથા સંભોગ કરવો ઉચિત નથી. નિયમનો ભંગ કરી સ્ત્રી સાથે અતિસંભોગ કરવાથી વીર્યનો નાશ થઈ જાય છે અને તેથી મનુષ્યનું શારીરિક તેમજ માનસિક બળ ઓછું થાય છે. વીર્યની વિશેષતાથી પુત્ર અને રજની વિશેષતાથી કન્યા ઉત્પન્ન થાય છે; તેથી પ્રત્યેક પુરુષે વીર્યનું રક્ષણ અવશ્ય કરવું જોઇએ. પ્રાચીન ઋષિ મહાત્માઓનો એવો મત છે કે, સમસ્ત વર્ષમાં પુત્રની કામનાથી પોતાની પત્ની સાથે માત્ર એક વખત મૈથુન કરવું. આ સંબંધી અમે અન્યત્ર કેટલુંક ઉચિત વિવેચન કરેલું હોવાથી અત્રે તેનો પુનરુલ્લેખ થવા દેવાની જરૂર નથી. જે પુરુષો હમ્મેશાં સંભોગ કરે છે તેમની શક્તિ ઘટી જાય છે, તથા તેઓ રોગી બની જાય છે.

## મૈથુન દોષવર્ણન.

રજસ્વળા સ્ત્રીને ત્રણ દિવસ સુધી લોહી વહે છે. એવી સ્થિતિમાં જે પુરુષ અજ્ઞાનતાથી સંભોગ કરે છે એને ઉપદંશ (ગરમી)નો રોગ લાગુ પડે છે, અથવા તો બીજો કોઇ રોગ લાગુ પડે છે. ચાળીસ વર્ષની ઉમ્મરવાળી સ્ત્રી મુખ્યત્વે કરીને ગર્ભ ધારણ કરી શકતી નથી. જેનો વિવાહ સોળ વર્ષની ઉમ્મરે થયો હોય છે તથા અઢાર કિંવા વીસ વર્ષની ઉમ્મરમાં જેને સંતાન થાય છે તે સ્ત્રી પચાસ વર્ષની ઉમ્મર સુધી સંતાનોત્પત્તિ કરી શકે છે. એથી મ્હોટી ઉમ્મરની સ્ત્રી સાથે સંભોગ કરવો એ વિષપાન કરવા જેવું છે. વળી જે સ્ત્રી ઘણા કાળથી પુરુષ પાસે ન ગઈ હોય, કુરૂપા હોય, ક્રોધી હોય, રોગિણી હોય એની સાથે મૈથુન કરવું નહિ, તથા જે પુરુષ અજીર્ણનો રોગ ભોગવતો હોય, જે પુરુષનું શિર અને હૃદય નિર્બળ હોય, જે ભયથી વિહ્વળ હોય, જલંધર વગેરે રોગથી

રોગી હોય, પેટભરો હોય એવા પુરુષ સાથે સ્ત્રીએ મૈથુન કરવું નહિ. મૈથુનકર્મ કર્યા પછી કામધ્વજને શીતળ જળથી ધોવો નહિ તેમજ શીતળ જળ પીવું પણ નહિ. શીતળ જળ લાગવાથી કામધ્વજની શક્તિમાં બાધા ઉત્પન્ન થાય છે. શીતળ જળ પીવાથી શરદી ગરમીનો રોગ પ્રકટ થાય છે. જો આવશ્યકતા હોય તો કામધ્વજને ગરમ જળથી ધોવાનો અભ્યાસ રાખવો. સંભોગ કર્યા પછી જો તૃષા લાગે તો મસાલાવાળું ગરમ દૂધ પીવું. શીતળ જળ પીવાથી ક્વચિત્ અંગકમ્પન, જલંધર વગેરે થવાની સંભાવના રહે છે. ક્ષુધાતુર સ્થિતિમાં સંભોગ કરવાથી દૃષ્ટિ ક્ષીણ થઇ જાય છે. પેટ ભરીને જમ્યા પછી તરત સંભોગ કરવાથી વાતવિકાર, અંડવૃદ્ધિ વગેરે રોગ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. ક્ષીણ શરીર હોવા છતાં સંભોગ કરવાથી વિષમ રોગ પ્રકટ થઇ જાય છે. વિશેષ ખટાઇ ખાવાથી અને વિશેષ મૈથુન કરવાથી નેત્રોની જ્યોતી બળહિન થઈ જાય છે અને વાતવિકાર પ્રકટ થવાનો ભય રહે છે.

## રતિપ્રકાર.

સહવાસ કિંવા સંભોગમાં રતિ મુખ્ય છે. એ રતિને ત્રણ પ્રકારની સમજવી. ૧ ઉચ્ચ રતિ, ૨ નીચ રતિ અને ૩ સમ રતિ. ઉચ્ચ રતિમાં પુરુષ બળવાન્ અને સ્ત્રી નિર્બળ હોય છે, પરસ્પરમાં પ્રસન્નતા રહે છે; આવી અવસ્થામાં સંભોગ કરવાથી પુત્રની ઉત્પત્તિ સમજવી. નીચ રતિમાં પુરુષ નિર્બળ અને સ્ત્રી સબળ હોય છે; પરસ્પરમાં ઉદાસીનભાવ રહે છે અને કન્યાની ઉત્પત્તિ થાય છે. સમાન રતિમાં બંને સરખાં બળવાળાં હોય છે; પ્રીતિમાં હાનિ રહે છે તથા સંતાન નપુંસક થાય છે.

---

# ચતુર્દશ અધ્યાય.

## આસન-વિવરણ.

आसनानि च तावन्ति यावन्त्यो जीवजातयः ।
एतेषामखिलान्भेदान् विजानाति महेश्वरः ॥
चतुरशीतिलक्षाणि एकैकं समुदाहृतम् ।
ततः शिवेन पीठानां षोडशोनं शतंकृतम् ॥

(ભાવાર્થ) સમસ્ત સંસારમાં જેટલી જીવજાતિ છે તેટલાં જ આસન છે; પરંતુ તેના સઘળા ભેદને તો ભગવાન્ મહાદેવજી જ જાણે છે. એમણે ચોરાશી લાખ યોનિમાંથી સારભૂત ખેંચી કાઢી મનુષ્યોને સાધ્ય એવાં ચોરાશી આસન ઉપદિષ્ટ કર્યાં છે. તેનાં તથા બીજાં પણ કેટલાંક નામ અત્રે જણાવવામાં આવે છે.

૧ સિદ્ધાસન, ૨ પદ્માસન, ૩ દૃઢાસન, ૪ વીરાસન, ૫-૬ પવન મુક્તાસન તથા વામપાદપવન મુક્તાસન, ૭ ધીરાસન તથા દક્ષિણપાદ-ધીરાસન, ૮ દક્ષિણપાદપવન મુક્તાસન, ૯ વામ-દક્ષિણ શ્વાસગમનાગમન, ૧૦ પશ્ચિમતાનાસન, ૧૧ વાતાયનાસન, ૧૨ મયૂરાસન, ૧૩-૧૪ મત્સ્યેંદ્રાસન, ૧૫ અર્ધ પદ્માસન, ૧૬ કુકકુટાસન, ૧૭-૧૮ ગોરક્ષાસન-ભદ્રાસન, ૧૯ ઉર્ધ્વ પદ્માસન, ૨૦-૨૧ અર્ધ પાદાસન-પૂર્ણ પાદાસન, ૨૨ દક્ષિણાસન, ૨૩ શબાસન, ૨૪ અધ્વાસન-મકરાસન, ૨૫ વામ-દક્ષિણ પાદાસન, ૨૬ ધનુષાસન, ૨૭ દક્ષિણપાદ-શિરાસન, ૨૮-૨૯ દ્વિપાદ-શિરાસન, ૩૦ સ્થિરાસન, ૩૧ વૃક્ષાસન, ૩૨ અર્ધ વૃક્ષાસન, ૩૩ ચક્રાસન, ૩૪ તાડાસન, ૩૫ દક્ષિણ-વામ ચતુર્થાંશ પાદાસન, ૩૬ ઉર્ધ્વ ધનુશાસન, ૩૭ વામ-દક્ષિણ સિદ્ધાસન, ૩૮ સ્વસ્તિકાસન, ૩૯ સ્થિતવિવેકાસન, ૪૦ ઉત્થિત વિવેકાસન, ૪૧ દક્ષિણ-વામ તર્કાસન, ૪૨ પૂર્વ તર્કાસન, ૪૩ નિઃશ્વાસાસન, ૪૪ અર્ધ કૂર્માસન, ૪૫ ગરુડાસન, ૪૬ સિંહાસન તથા વ્યાઘ્રાસન, ૪૭ ત્રિકોણાસન, ૪૮ પ્રાર્થનાસન, ૪૯ દક્ષિણપાદ તથા વામપાદ ત્રિકોણાસન, ૫૦ પૂર્ણપાદ ત્રિકોણાસન, ૫૧ વામ-દક્ષિણભુજાસન, ૫૨ વામ-દક્ષિણ હસ્ત ભયંકરાસન, ૫૩ અંગુષ્ઠાસન, ૫૪ ઉત્કટાસન, ૫૫ વામ-અંગુષ્ઠાસન, ૫૬ જ્યેષ્ટિકાસન, ૫૭ વામ-દક્ષિણ અર્ધપાદાસન, ૫૮ હસ્તભુજાસન, ૫૯ વામ-દક્ષિણ હસ્ત ભુજાસન, ૬૦ વામ-દક્ષિણ વક્રાસન, ૬૧ વામ-દક્ષિણ જાન્વાસન, ૬૨ વામ-દક્ષિણ શાખાસન, ૬૩ ત્રિસ્તંભાસન, ૬૪ વામ-દક્ષિણપાદ અપાન ગમનાસન, ૬૫ વામ હસ્ત ચતુષ્કોણાસન, ૬૬ કૂર્માસન-ગોમુખાસન, ૬૭ ગર્ભાસન-ઉત્તાન કૂર્માસન, ૬૮-૬૯-૭૦ વૃક્ષાસન અને તેના અવાંતર ભેદો, ૭૧ દ્વિપાદપાર્શ્વાસન, ૭૨ કંદ પીડનાસન, ૭૩ પ્રૌઢાસન-દક્ષિણવામાર્ધપદ્માસન, ૭૪ ઉપધાનાસન, ૭૫ ઉર્ધ્વ-સંયુક્તપાદાસન, ૭૬ અર્ધશબાસન-પર્યંકાસન, ૭૭ ઉત્તાન

કૂર્માસન, ૭૩ ઉત્કટાસન, ૭૯ અપાનાસન તથા સમાનાસન, ૮૦ યોન્યાસન, ૮૧ મંડુકાસન–ઉત્તાનમંડુકાસન, ૮૨ પર્વતાસન, ૮૩ ચલબાસન, ૮૪ કોકિલાસન, ૮૫ લોલાસન (ઉત્તમાંગાસન), ૮૬ ઉષ્ટ્રાસન, ૮૭ હંસાસન, ૮૮ પ્રાણાસન, ૮૯ કાર્મૂકાસન, ૯૦ આનંદમંદિરાસન, ૯૧ ખંજનાસન, ૯૨ ક્ષેમાસન, ૯૩ ગ્રંથિભેદનાશન, ૯૪ સર્વાંગાસન, ૯૫ સમાનાસન, ૯૬ ભુજંગાસન, ૯૭ પવાનાસન, ૯૮ મત્સ્યાસન.



# પંચદશ અધ્યાય.

## સહવાસ–ગર્ભાધાન.

દિન પ્રતિદિન મનુષ્યજાતિમાં વિલાસ વધતો જાય છે એ કોઇ પણ રીતે હિતાવહ નથી. જે પ્રજા વિશેષ વિલાસી હોય છે તે પ્રજા વ્હેલી નિર્બળ બની જાય છે એ સિદ્ધાંત સર્વમાન્ય છે. સહવાસ સંબંધીનું શાસ્ત્રોક્ત વિવરણ રજૂ કરતાં પૂર્વે કેટલીક બીજી હકીકત લખવી પણ પ્રસંગોચિત જણાય છે. સ્ત્રીપુરુષ એકબીજાના સહવાસથી કિંવા સંભોગથી પ્રજોત્પત્તિ કરે છે; કિન્તુ અતિશય વિલાસિતાથી જે પ્રજા ઉત્પન્ન થાય છે તે અલ્પાયુ, નિર્બળ અને રોગી જ હોય છે; તેથી પ્રથમ પ્રત્યેક મનુષ્યે પોતાની ઇન્દ્રિયોને—પોતાની વિકારવૃત્તિને સંયમમાં રાખવાની આવશ્યકતા છે. વળી તેજ પ્રમાણે પુરુષ અને સ્ત્રી બન્ને એકબીજાને યોગ્ય હોવાં જોઇએ. જેવી રીતે પચાસ વર્ષના વૃદ્ધપતિથી નવયુવતી નારીનો ભવ બગડે છે તેવી જ રીતે નવયુવતી નારીનો સંસાર બાળક પતિથી પણ બગડે છે. શાસ્ત્રોક્ત સિદ્ધાંતાનુસાર સ્ત્રી જ્યારે સોળવર્ષની અને પુરુષ જ્યારે પચીસ વર્ષનો થાય છે ત્યારે જ તેમનું વીર્ય પરિપકવ થાય છે. પરિપકવ વીર્યના અભાવથી સુસંતતિ ઉત્પન્ન કરી શકાતી નથી. વળી માત્ર બીજમાંથી જ ફળ ઉત્પન્ન થવું સંભવિત નથી, તેમ માત્ર પૃથ્વી પણ ફળ પેદા કરવા માટે બસ નથી; કિન્તુ જ્યારે પૃથ્વી અને બીજની પરસ્પર વિરુદ્ધ પ્રકૃતિઓ ચુમ્બક શક્તિથી આકર્ષાય છે—જોડાય છે અને એકરસ થાય છે ત્યારે જ ત્રીજી વસ્તુને જન્મ આપવા

તેઓ કૃતેહમંદ નીવડે છે. આ સંમિલન સિવાય તૃતીય વ્યકિતની આશા રાખવી સર્વથા નિરર્થક છે; તે જ પ્રમાણે મનુષ્યજાતિની વૃદ્ધિ અર્થે એ વિરુદ્ધ પ્રકૃતિના સમાગમની આવશ્યકતા છે, તથા તે સ્ત્રી પુરુષમાં જૂદી જૂદી રીતે રહેલી છે. એ વિભિન્ન પ્રકૃતિઓ પ્રણયચુમ્બકથી આકર્ષાય છે, સંમિલિત થાય છે—એકમય થાય છે ત્યારે જ

**अन्तःकरण तत्वस्य दम्पत्योः स्नेहसंश्रयात् ।**
**आनन्दग्रंथिरेकोऽयमपत्यमिति बध्यते ॥**

દંપતિના ગાઢ સ્નેહના પરિણામમાં એ બન્નેના અંતઃકરણને બાંધનારી અલૌકિક આનંદરૂપ દોરી સંતતિના નામથી ઓળખાય છે.

આ રીતે જોવા જતાં મનુષ્યવૃદ્ધિનું મૂળ કારણ પ્રેમ છે. એ દંપતિ પ્રેમના બે પ્રકાર છે. એકને માનસિક, સાત્વિક નામથી ઓળખવામાં આવે છે. તે નિષ્કામ પ્રેમ (Platonic love) છે અને બીજો દૈહિક, સકામ, સ્થૂળ અથવા વિકારી નામથી ઓળખવામાં આવે છે. તેને અંગ્રેજીમાં (Animal or Physical love) કહેવામાં આવે છે. સાત્વિક પ્રેમ એ માનસિક વ્યાપાર અને સ્થૂળ પ્રેમ એ શારીરિક વ્યાપાર છે. સાત્વિક પ્રેમ સંતતિની માનસિક સ્થિતિને જન્મ આપે છે, ત્યારે સ્થૂળ પ્રેમ તેની શારીરિક સ્થિતિ ઉત્પન્ન કરે છે. આમ હોવાથી બળવાન્ તનમનવાળી સુસંતતિ ઉત્પન્ન કરવા માટે માનસિક અને સ્થૂળ એ બન્ને પ્રેમની અત્યંત આવશ્યકતા છે.

સાત્વિક પ્રેમમાં વિષયેચ્છાના અભાવથી વીર્ય ઉત્પન્ન થતું નથી; પરંતુ સ્થૂળ પ્રેમમાં વિષેચ્છા હોવાથી કામ પ્રકટ થાય છે અને તેનાથી વીર્ય ઉત્પન્ન થાય છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જો માત્ર સાત્વિક ભાવથી સંયોગ કરવામાં આવે છે તો વીર્યાભાવને લીધે ભાગ્યે જ પ્રજોત્પત્તિ થાય છે. વળી જો એકલા શારીરિક પ્રેમથી સંયોગ કરવામાં આવે છે તો વીર્યસ્ખલનથી પ્રજોત્પત્તિ થાય છે ખરી; પરંતુ તેની માનસિક શક્તિમાં ઘણી ન્યૂનતા રહે છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી રતિકેલીના વ્યવસાયમાં ઉપર દર્શાવેલા બન્ને પ્રકારના પ્રેમની આવશ્યકતા રહે છે.

નવાં પરણેલાં સ્ત્રી પુરુષો જ્યારે એકબીજાના સંબંધમાં આવે છે ત્યારે તેમના શરીરમાં કેટલીક વખતે ઘણો ફેરફાર જોવામાં આવે છે. કોઇ નબળું, અસ્વસ્થ અને ચિંતાતુર માણસ લગ્ન પછી બલિષ્ઠ, સ્વસ્થ અને આશાવંત થયેલું જોવામાં આવે છે તો કોઇ બલિષ્ઠ, સ્વસ્થ અને આશાવંત માણસ લગ્ન પછી નિર્બળ, અસ્વસ્થ અને નિરાશ જોવામાં આવે છે. આવો ફાયદો તેમજ ગેરફાયદો થવાનું કારણ સંભોગની કિંવા વિલાસની નિયમિતતા તથા અનિયમિતતા જ છે.

ડૉકટર હેન્ત્રી એલ. ગર્નસી પોતાના એક ઉપદેશાત્મક ગ્રંથમાં લખે છે કે, 'સ્ત્રીજાતિમાં વિષયલાલસા એટલી બધી નથી હોતી કે વારંવાર તે પુરુષને એ માટેની છૂટ આપવા લલચાય.' આ મત વિલાસી પુરુષોએ પોતાની નવયુવાવસ્થામાં અવશ્ય સ્મરણ રાખવા જેવો છે. પુરુષે પોતાની યુવાવસ્થાના કાળમાં સ્વેચ્છાચારિતાના બદલે વિવેક અને ધૈર્ય ધારણ કરવાની જરૂર છે. વિલાસી યુવકોની સતત પશુક્રિયા અને ક્રૂરવૃત્તિથી કેટલીક વખત સ્ત્રીજાતિનું સકળ જીવન સંકટમય બની જાય છે અથવા તો અકાળે જ તેના જીવનનો અંત આવી જાય છે. પુરુષના પશુવત્ વ્યવહારથી જે સ્ત્રીને કોઇપણ પ્રકારનો આચકો લાગે છે તે સ્ત્રી પછીથી ઘણા કાળ સૂધી પુરુષના સહવાસ માટે લલચાતી નથી.

મિસિસ ઈ. બી. ડફી ભાર દઇને એમ જણાવે છે કે, 'પચાસ પુરુષમાં એવો એક પણ પુરુષ નહિ હોય કે જે તેના લગ્નના પ્રથમ વર્ષમાં વિશેષ મદનમદમર્દન ક્રિયા કર્યા સિવાય રહ્યો હોય. આ અતિયોગ તેની વિષયી પ્રકૃતિને લીધે થતો હોય એવું માનવાનું નથી; કિન્તુ વિષય સંબંધીની અજ્ઞાનતા જ એ અતિયોગનું મુખ્ય કારણ હોય છે.'

જે સ્ત્રી પુરુષો પોતાને તથા પોતાની પ્રજાને તંદુરસ્ત, મજબૂતઅને દીર્ઘાયુષી કરવાને ઇચ્છતાં હોય તેમના માટે સંયોગ સંબંધી કેટલાક નિયમ અત્યંત અગત્યના છે. જેટલી જરૂર આહાર નિદ્રામાં નિયમિતતા રાખવાની છે તેથી પણ વિશેષ જરૂર વિષયવ્યવહારમાં વિવેક રાખવાની છે; છતાં આ નિયમો સર્વને એક સરખી રીતે લાગુ પાડી શકાય તેમ નથી. જે એકના માટે હિતકારક હોય છે તે અન્યના માટે અહિતકારક પણ થઈ પડે છે.

વિષયની લગામ એક વખત ઢીલી મૂકી દેવાથી તેને દિવસે દિવસે વિશેષ ઉત્તેજન મળતું જાય છે, અને અંતે તે આપણા પોતાનાપર સંપૂર્ણ આધિપત્ય મેળવે છે; કિન્તુ તેને સંયમમાં રાખવાથી અર્થાત્ તેનો વિવેક પૂર્વક ઉપયોગ કર્યાથી તે આપણને અતિશય ઉપયોગી થઈ પડે છે. યુવાન્ સ્ત્રી પુરુષો પોતાની ઉછરતી ઉમ્મરમાં વિષયમર્યાદાનું કેટલું બધું ઉલ્લંઘન કરે છે તે તેમને શુરુઆતમાં માલૂમ પડતું નથી; પરંતુ જેમ જેમ સમય પસાર થતો જાય છે તેમ તેમ તેઓ પોતાની ભવિષ્યમાં થયેલી ભૂલ સમજતાં જાય છે. અનેક વિદ્વાન્ ડૉકટરોનો એવો અભિપ્રાય છે કે, જો અત્યંત બળવાન્ અને નિરોગી મનુષ્ય હમ્મેશાં એક વખત સંયોગ કરે છે તો પણ તે તંદુરસ્ત રહી શકતો નથી. અત્યંત બળવાન્ પુરુષને માટે અઠવાડીઆમાં એક વખતનો સંયોગ જ માફકસર ગણાય છે. નિર્બળ અને રોગી સ્ત્રી પુરુષોને માટે આથી વિશેષ સમયના અંતરના જરૂર છે. પોતાનું તથા પોતાની પ્રજાનું હિત ઇચ્છનાર તંદુરસ્ત તથા મજબૂત દંપતિએ એક પક્ષ (પંદર દિવસ) અથવા તો એક માસથી ઓછી મુદતે સંયોગ કરવો એ કોઈ પણ રીતે સલાહકારક નથી. જો કે શુરુઆતમાં કેટલાકને આ નિયમ ઘણો કઠિન લાગશે; પરંતુ જો પ્રથમથી જ તેઓ સંયમી થઇ આવી ટેવ પાડશે તો ધીમે ધીમે તેમને કોઇ પણ રીતની મુશ્કેલી જણાશે નહિ; કિન્તુ જેઓ આ નિયમ પાળી ન શકે તથા વિષયેચ્છા રોકી ન શકે એવા માણસોએ વહેલામાં વહેલો દર અઠવાડીએ એક વખત સંયોગ કરવો. આ નિયમ યુવાન્ સ્ત્રી પુરુષોને જ લાગુ પડે છે.

પંદર વર્ષથી ન્હાની ઉમ્મરની સ્ત્રી અને વીસ વર્ષથી ન્હાની ઉમ્મરના પુરુષ વચ્ચે કદાપિ સંયોગ થવો જોઇએ નહિ. આ નિયમનું ઉલ્લંઘન કરવાથી સ્ત્રી તેમજ પુરુષ–ઉભયને ઘણું નુકસાન થાય છે. એકવીસથી પચીસ વર્ષની અંદરના પુરુષ માટે અને સોળથી વીસ વર્ષની અંદરની સ્ત્રી માટે પંદર દિવસની મુદત સહિતસલામત છે. કેટલાંક સ્ત્રી પુરુષો છ માસ અથવા તો એક વર્ષ સૂધી ઇન્દ્રિયનિગ્રહ કરે છે એ સર્વથા પ્રશંસનીય છે. એટલી મુદત પછી જો સંયોગ કરવામાં આવે છે તો પુષ્કળ વીર્યના આવિ-

ર્ભાવથી સત્વર સુસંતતિ ઉત્પન્ન થાય છે, તથા તે દીર્ઘાયુષી થાય છે.

સંભોગ કર્યા પછી જો મન ઉલ્લાસમાં રહે, શરીરમાં સ્ફુર્તિ તથા ચૈતન્ય રહે, વ્યાયામની અભિરૂચિ થાય તથા જનનેન્દ્રિય પ્રફુલ્લિત રહે તો એમ સમજવું કે, સંભોગની આવશ્યકતા હતી, તથા તે આવશ્યકતા યોગ્ય રીતે પૂરી પાડવામાં આવી છે; કિન્તુ સંભોગ પછી બેચેની તેમજ અશક્તિ માલૂમ પડે તો એમ ચોક્કસ સમજવું કે, અયોગ્ય સમયે સંભોગ કરી શારીરિક તેમજ માનસિક સ્થિતિને નુકસાન પહોંચાડવામાં આવ્યું છે. સાત દિવસના અંતરે સંભોગ કરવાથી જો આવી નુકસાનકારિણી સ્થિતિનો અનુભવ થાય તો એ સમયને વિશેષ લંબાવવા તરફ પ્રત્યેક વ્યક્તિએ કાળજી રાખવી અત્યંત જરૂરની છે. નિર્બળ અને રોગી મનુષ્ય તો જેમ બને તેમ વિશેષ સમય સૂધી ઇન્દ્રિયનિગ્રહ કરે એમાં જ એનું કલ્યાણ છે.

સંયોગ સમયે દંપતિએ કેવી સ્થિતિમાં રહેવું જોઇએ તત્સંબંધી કેટલુંક પ્રાસંગિક વિવેચન અત્રે કરવું ઉચિત ધારીએ છીએ. જો માણસ સીધું કે ટટાર ઉભું રહે છે તો તેના પ્રત્યેક સ્નાયુને શ્રમ પહોંચે છે. બેસવાથી થોડા સ્નાયુની ક્રિયા ચાલતી હોવાથી તેને થોડો શ્રમ પહોંચે છે; કિન્તુ સૂઇ રહેવાથી સ્નાયુઓને બિલકુલ શ્રમ વેઠવો નહિ પડતો હોવાથી આખા શરીરને આરામ મળે છે. ઉપર અમે એમ જણાવી ચુકયા છીએ કે, સંભોગ સમયે શરીરની સઘળી શકિત એક જ ક્રિયા કરતી હોવાથી જો સંયોગ ઉભા રહીને કરવામાં આવે છે તો શરીરને બમણી શકિતનો ઉપયોગ કરવો પડે છે. એથી કેટલીક વખત પુરુષને આચકો પણ લાગે છે. આવી સ્થિતિમાં સંભોગ કર્યા પછી કેટલાક પુરુષોનું શરીર બબ્બે દિવસ સૂધી ધ્રુજ્યા કર્યું હોય એવાં પણ કેટલાંક ઉદાહરણો જોવામાં આવ્યાં છે. આવા અનુચિત કષ્ટદાયક સંભોગથી બરડા તથા કમરમાં અસાધ્ય વ્યાધિ થવાનો પણ ભય રહેલો છે.

સંભોગ સમયે શક્તિને કૃત્રિમ ઉપાયોથી ઉત્તેજિત કરવા માટે કિંવા ક્ષણિક આનંદ અનુભવવા માટે, દારુ, અફીણ, ભાંગ,

ગાંજો, કોકેઇન વગેરે માદક પદાર્થોનું સેવન કદાપિ કરવું જોઇએ નહિ. નૈસર્ગિક પ્રેમ જ જનનેન્દ્રિયને ઉશ્કેરવા માટે બસ છે. સંભોગ સમયે સુરાપાન કરવાથી જે ગર્ભ રહે છે તેની માનસિક અને શારીરિક સ્થિતિ ઘણી નિર્બળ નિવડે છે. ગર્ભની ઉત્પત્તિ થવા માટે વીર્ય સ્ખલિત થતી વખતે જનનેન્દ્રિયને પાછી ખેંચી લેવી કિંવા ચળિત થયેલા વીર્યને રોકવું એ ઘણું નુકસાનકારક છે. એમ કરવાથી ઇન્દ્રિયના સ્નાયુ તથા જ્ઞાનતંતુ નિર્બળ બની જાય છે, અને પુરુષ ક્રમે કમતાકાત—શકિતશૂન્ય બની જાય છે. ગર્ભોત્પત્તિ અટકાવવા, ચેપી રોગથી મુકત રહેવા અથવા આનંદ માટે સંભોગ સમયે રબ્બરની કોથળીનો ઉપયોગ કરવાથી પુરુષને વીર્યસ્રાવ અને સ્ત્રીને પ્રદરનો વ્યાધિ લાગુ પડે છે.

હવે કયો સમય સંભોગ માટે ઉચિત છે એ સંબંધી ભગવાન્ નાગાર્જુને શાસ્ત્રીય પદ્ધતિથી જે વર્ણ કરેલું છે તેનો અત્રે ઉલ્લેખ કરવામાં આવે છે.

સ્ત્રી જ્યારે ઋતુમતી થાય, ત્યારે ત્રણ દિવસ સૂધી તેના શરીરને સ્પર્શ કરવો જોઇએ નહિ. પ્રથમ દિવસે શાસ્ત્રો તેને ચાંડાલિની કહે છે, બીજે દિવસે પાપિણી કહે છે અને ત્રીજા દિવસે કુલટા કહે છે. ચોથા દિવસે તેની સાથે સંભોગ કરવો. જે પુરુષ ઋતુમતી સ્ત્રીને તેની ઋતુના ત્રણ દિવસમાં સ્પર્શ કરે છે તે મહાપાપી છે, કેમ કે તેનું શુક્ર નિરર્થક જાય છે. એ દિવસોમાં સ્ત્રીની યોનિમાંથી લોહી વહેતું હોવાથી પુરુષનું વીર્ય સ્થિર રહી શકતું નથી. એવી સ્થિતિમાં સંભોગ કરવાથી કેટલાક અસાધ્ય રોગો પણ થાય છે. શાસ્ત્રોમાં જે વાર, તિથિ વગેરેનો સંભોગ માટે નિષેધ કરવામાં આવ્યો છે એ સમયે કોઇએ કદાપિ સંભોગ કરવો જોઇએ નહિ. નાગાર્જુન મહાત્મા જણાવે છે કેઃ—

એકાદશીના દિવસે જો કોઈ સંભોગ કરે છે તો તેનું આયુષ્ય ઘટે છે; વળી તે સાથે અમાવાસ્યા અને પૂર્ણિમાના દિવસોનો પણ ત્યાગ કરવો જોઇએ.

જો કોઈ યાત્રાનો દિવસ કિંવા તહેવારનો પવિત્ર દિવસ હોય તો એવા દિવસે સંભોગ કરવો નહિ, તેજ પ્રમાણે ચૌદશ, આઠમ, રવિવાર અને સંક્રાતિના દિવસે સુદ્ધાં સંભોગ કરવો નહિ.

ઋતુકાળ પછી સોળ દિવસ સૂધી સ્ત્રીનું ગર્ભસ્થાન ખુલ્લું રહે છે; તેથી એ સમયે પુરુષે સંભોગ કરવો. તેમાં પણ ઉપર દર્શાવેલા દિવસોનો ત્યાગ કરવો. ઋતુકાળથી ચોથો દિવસ, અગીઆરમો દિવસ અને તેરમો દિવસ એમ છ દિવસ ત્યાગ કરી બાકીના દિવસોએ સંભોગ કરવામાં અડચણ નથી.

મઘા અને મુળ નક્ષત્રમાં જેઓ ઋતુવિહાર કરે છે તેમની ઉમ્મર ઘટે છે, વળી જ્યેષ્ટા, મઘા, મુળ, અશ્લેષા, રેવતિ, કૃતિકા, અશ્વિની અને ત્રણ ઉત્તરા નક્ષત્ર પણ નિન્દિત છે. પાંચે પર્વના દિવસોનો ત્યાગ કરવો જોઇએ.

અમાવાસ્યાને દિવસે સ્ત્રીઓના શરીરમાં રસની વિશેષતા રહે છે; પૂર્ણિમાના દિવસે જેવી રીતે ચંદ્ર ખીલે છે તેમ એ રસ ખીલે છે અર્થાત્ વધે છે. એ દિવસે જો પુરુષ સંભોગ કરે છે તો તેના વીર્યનો નાશ થાય છે. એવા વીર્યથી જો કદાચ ગર્ભ રહે છે તો દુર્બળ, રોગી અને અલ્પાયુ સંતાન થાય છે.

ઋતુમતી કિંવા રજસ્વળા સ્ત્રીની સાથે તેના રજોદર્શનના પ્રથમ ત્રણ દિવસમાં જો સંભોગ કરવામાં આવે તો તેનું પરિણામ પણ ઉપર પ્રમાણે સમજવું; કેમ કે એ ત્રણ દિવસમાં રક્તસ્રાવ થતો હોવાથી વીર્ય તેમાં ઘસડાઈ જાય છે. ઋતુદર્શન પછી સ્ત્રી ચોથા દિવસે શુદ્ધ થાય છે; માટે એ દિવસથી ઉપર દર્શાવ્યા પ્રમાણે તેની સાથે વિહાર કરવો. જે મનુષ્યો મદોન્મત્ત બની જઇને કિંવા અજ્ઞાનતાને આધીન થઇને પશુના જેવું નિન્દનીય આચરણ આચરે છે તથા જેઓ શાસ્ત્રના ઉપદેશ તરફ દુર્લક્ષ્ય કરી સ્વેચ્છાનુસાર વર્તે છે તેમને અધમાધમ ગણવામાં આવે છે.

જે પુરુષો દિવસે સંભોગ કરે છે તેઓ મૂર્ખતાથી પોતાનું આયુષ્ય ઓછું કરે છે. એવા પુરુષોનાં સંતાનો પણ દુર્ભાગી થાય છે. રાત્રિનો સમય જ વિહાર માટે વ્યાજબી ગણવામાં આવેલો છે. શાસ્ત્રમાં જે સમયનો વિહાર માટે ઉલ્લેખ કર્યો છે તે અત્રે જણાવવામાં આવે છે.

જેઓ રાત્રિના પ્રથમ પ્રહરમાં સંભોગ કિંવા વિહાર કરે છે તેમનાં સંતાનો અલ્પ કાળમાં જ મરી જાય છે, જેઓ બીજા પ્રહરમાં વિહાર કરે છે તેમનાં સંતાન દરિદ્ર, ભાગ્યહીન અને

બુદ્ધિહીન થાય છે. જેઓ ત્રીજા પ્રહરમાં વિહાર કરે છે તેમનાં સંતાનો દુષ્ટ અને દુ:ખી થાય છે તથા ચોથા પ્રહરમાં જેઓ વિહાર કરે છે તેમનાં સંતાનો, બળવાન્, બુદ્ધિવાન્, ભક્તિવાન્, આયુષ્યવાન્, દીર્ઘાયુષી અને શ્રીમંત થાય છે. કન્યા થાય છે તો તે સતી સાધ્વી પતિપ્રેમપરાયણા થાય છે અને પુત્ર ઉપજે છે તો તે બન્ને કુળને તારનાર સદાચારસંપન્ન થાય છે.*

વિહાર કરતી વખતે ઋતુઓ સંબંધીનું જ્ઞાન હોવાની ઘણી જરૂર રહે છે; શિશિર, હેમન્ત, વસન્ત, વર્ષા, શરદ્ અને ગ્રીષ્મ ઋતુ ક્રમશ: એક બીજીથી ઉતરતી છે. શીતકાળમાં જઠરાગ્નિ પ્રબળ હોય છે તેથી પૌષ્ટિક પદાર્થનું પાચન સત્વર થઈ જાય છે, તેથી શિશિરઋતુમાં મનુષ્ય વિશેષ વીર્યવાન્ હોય છે; માટે એ ઋતુ વિહાર કિંવા સંયોગ માટે શ્રેષ્ઠ છે. જે સમયે વનસ્પતિમાં નવો મ્હોર, ફૂલ, ફળ તથા પાન આવે છે તે વખતે હવામાં ઑક્સિજન (પ્રાણવાયુ)નું પ્રમાણ વિશેષ હોય છે; તેથી વિહાર માટે એ ઋતુ પણ સારી છે. ગ્રીષ્મઋતુમાં લોહી તથા વીર્યની સ્થિતિ ગરમીને લીધે સારી હોતી નથી તેથી એ સમયે જેમ બને તેમ લાંબી મુદતે વિહાર કરવો. વર્ષાઋતુમાં જે સમયે વિદ્યુત ચમકે છે એ સમય વિહાર માટે સારો છે એવો અભિપ્રાય કેટલાક આધુનિક ડૉકટરો દર્શાવે છે. પોતાના આ અભિપ્રાયના સમર્થનમાં તેઓ કહે છે કે, વિજળિક પ્રવાહથી વાતાવરણ શુદ્ધ હોય છે, શરીરમાં સ્ફુર્તિ હોય છે અને તેથી કામ પ્રકટ થાય છે. પેટ ભરીને જમ્યા પછી તરત સંયોગ કરવો એ નુકસાનકારક છે. જમ્યા

* કેટલાક અર્વાચીન પાશ્ચાત્ય વિદ્વાનો તથા ડૉકટરો આ મતથી વિરુદ્ધ મત દર્શાવે છે. તેઓ જણાવે છે કે, સૂર્યોદય થયા પછી સ્હવારના ૭ થી ૧૦ વાગ્યા સુધી કે જે સમયે સૂર્યનાં કિરણો અને વિજળિક પ્રવાહોથી વાતાવરણની શુદ્ધિ થયેલી હોય છે, વાયુલહરિયો આહ્લાદકારક હોય છે, તન મન પ્રફુલ્લિત અને સ્વસ્થ હોય છે તે સમય જ આ ક્રિયાને માટે ઉત્તમ છે. રાત્રે વિહાર કરવાનો મત ભારતવર્ષમાં દીર્ઘકાળથી પ્રચલિત હોવાથી આવો વિરુદ્ધ અભિપ્રાય જાણી કેટલાંક માણસો વિસ્મિત બની જશે, તથા કેટલાંક માણસોને એ કુદરત વિરુદ્ધ લાગશે; પરંતુ જેઓ હાલના નવીન વિદ્યુચ્છાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર અને ખગોળશાસ્ત્રના અભ્યાસીઓ છે તેઓ આ નિયમને જ ઉત્તમ નિયમ તરીકે પ્રમાણિત કરે છે.

પ્રયોજક.

પછી તરત એ વિષયનો વિચાર સુદ્ધાં કરવો જોઇએ નહિ; કેમ કે પાચનક્રિયા માટે અમુક વિદ્યુત્‌બળની જરૂર છે; તેથી જો એ બળ વિષયનો વિચાર કરવામાં કિંવા કામની ઉત્તેજનામાં વપરાઇ જાય તો પાચનક્રિયા મંદ પડી જાય છે, એટલું જ નહિ પરંતુ સર્વાંગ નિશ્ચેતન બની જઇ હૃદયને ધોકો પહોંચે છે. એક ફ્રેંચ લેખકે આ વિષય પરત્વે એક ઉદાહરણ આપેલું છે. એક પુરુષે યથેચ્છ આહાર કરી સુરાપાન કર્યું હતું. પછીથી તે એક વારાંગનાને ત્યાં ગયો હતો. ત્યાં એ વારાંગનાના પાસામાંથી તે મૃત્યુ પામેલો મળી આવ્યો હતો. તે સિવાય ફ્રાન્સના એક માર્શલનું આવા જ કારણથી અકાળ મૃત્યુ થયું હતું. એથી કોઇપણ પક્ષનું મન ઉશ્કેરાયલું અથવા ચિંતાતુર હોય, શરીર અસ્વસ્થ યા તો શ્રમિત થઈ ગયેલું હોય, તથા સંપૂર્ણ ભોજન કરેલું હોય એવા સમયે વિહાર બિલ્કુલ કરવો નહિ.

સંયોગ અથવા વિહાર વખતે સાંસારિક ઉપાધિઓથી મન નિવૃત્ત હોવું જોઇએ. તન મનમાં સ્ફુર્તિ, શુદ્ધ વાતાવરણ, એકાંત તથા રમણીય સ્થળ, નિર્મળ શરીર, પ્રસન્ન ચિત્ત અને ઉચ્ચ મનોવૃત્તિ હોવી જોઇએ. ઉંઘ લીધા પછી સંયોગ કરવો એ ઉત્તમ છે; કેમ કે એ સમયે ચિત્ત પ્રસન્ન અને શરીર સુસ્થ હોય છે. સંયોગ કરી રહ્યા પછી સ્નાન, પૌષ્ટિક ખોરાક અને શાન્ત નિદ્રાની ઘણી જરૂર છે.

જે સ્ત્રી પુરુષો એક જ બિછાનામાં સૂઈ રહે છે તેમનું મન વિષય તરફ વિશેષ લલચાય છે. જેટલો સંયમ રાખવો જોઇએ તેટલો સંયમ તેઓ રાખી શકતાં નથી. આ અનર્થની ગંભીરતાને આજકાલ લક્ષ્યમાં લેવામાં આવતી નથી એ ઘણા ખેદનો વિષય છે. રાત્રે છ કે આઠ કલાક સૂધી સ્ત્રી પુરુષને એક બીજાનાં અંગનો સ્પર્શ થવાથી દંપતીનાં ચુમ્બકતત્વ (magnetisnv) સમાન થઈ જાય છે અને તેથી તેમનો એક બીજા પ્રત્યેનો પ્રેમ અને આકર્ષણ ઓછું થઈ જાય છે. વળી પ્રાણિશાસ્ત્રનો એક એવો નિયમ છે કે, સાથે સૂઈ રહેનાર બે માણસોમાં એક જણ પોતાની શકિતનો વ્યય કરે છે તથા બીજું તેનું આકર્ષણ કિંવા શોષણ કરી શકિત મેળવે છે. આમ હોવાથી સાથે સૂઇ રહેનાર બે

વ્યકિતમાં જે વ્યકિત પોતાના તંતુબળને બ્હાર કાઢે છે, અર્થાત્ શકિતનો વ્યય કરે છે તે અસ્વસ્થતાથી શય્યામાં આળોટયા કરે છે; તેને શાન્તિદાયિની નિદ્રા આવતી નથી. વળી સ્હવારે તે ચ્હીડાઉ, ઉદાસ અને અસ્વસ્થ જોવામાં આવે છે. જે વ્યકિત એ તંતુબળનો સંચય કરે છે તેને ગાઢ નિદ્રા આવતી હોઇ સ્હવારે શય્યાત્યાગ કર્યા પછી તે શાન્ત અને પ્રફુલ્લચિત્ત જોવામાં આવે છે; વસ્તુ-સ્થિતિ આવી હોવાથી પ્રારંભથી જ પતિપત્ની જૂદી જૂદી શય્યામાં સૂઈ રહેવાનો અભ્યાસ રાખવો જોઇએ, અસ્તુ.

## રજોદર્શનના આરંભથી ૧૬ દિવસ સૂધીનું શાસ્ત્રીયફળ.

જો રજોદર્શનના પહેલા અથવા બીજા દિવસે ગર્ભ રહે છે તો મરેલું બાળક અવતરે છે, ત્રીજા દિવસે રોગી સંતતિ થાય છે અને આયુષ્ય ઘણું થોડું હોય છે. ચોથા દિવસે ગર્ભમાં રહેલું બાળક દરિદ્રી થાય છે. રજોદર્શન પછી પાંચમા દિવસે જો ગર્ભ રહે છે તો બાળક સર્વ પ્રકારનું સુખ પામે છે. તે બળવાન્ ધૈર્ય-વાન્ અને કીર્તિશાળી થાય છે. છઠા દિવસે ગર્ભ રહે છે તો બાળક ગુણવાન્ અને બુદ્ધિવાન્ થાય છે. જો સાતમા દિવસે ગર્ભ રહ્યો હોય છે તો તે નિષ્ફળ થાય છે—કદાચ ગર્ભપાત્ થાય છે. યા તો મરેલું બાળક અવતરે છે. આઠમા દિવસે ગર્ભ રહે છે તો સ્ત્રી સર્વદા સૌભાગ્યવતી રહે છે અને બાળક સર્વ પ્રકારનું સુખ પામે છે; એ બાળક ધનવાન્ થઈ પિતાના યશની વૃદ્ધિ કરે છે. જો નવમા દિવસે ગર્ભ રહે છે તોપણ ભાગ્યશાળી બાળક જન્મે છે. દશમા દિવસે ગર્ભ રહે તો શ્રેષ્ઠાદપિશ્રેષ્ઠ સંતાન નીવડે છે. એકા-દશીનો દિવસ ત્યાજ્ય ગણાય છે. બારમા દિવસે ગર્ભમાં રહેનાર પુત્ર પુરુષજાતિમાં ઉત્તમ થાય છે, તથા તે અપાર સુખ ભોગવી શકે છે. જો તેરમા દિવસે ગર્ભ રહે છે તો મહાપાપિણી પુત્રી ઉત્પન્ન થાય છે. ચૌદમા દિવસે ગર્ભ રહે છે તો બુદ્ધિશાળી બાળક ઉત્પન્ન થાય છે. પંદરમા દિવસે ગર્ભ રહે છે તો સાધ્વી કન્યા જન્મે છે. સોળમા દિવસે ગર્ભ રહેવાથી જે સંતાન થાય છે તે અતિ પ્રતાપશાળી નીવડે છે.

## ઇચ્છાનુરૂપ પુત્ર પુત્રી પ્રાપ્ત કરવાનો ઉપાય.

| રજોદર્શન પછી સહવાસનો દિવસ. | પુત્ર પુત્રી અને તેના ગુણાવગુણ. |
|---|---|
| ચોથો. | ઘણા પુત્ર ઉત્પન્ન થાય. |
| પાંચમો. | કુટલા પુત્રીઓ ઉત્પન્ન થાય. |
| છઠ્ઠો. | ભિક્ષુક અને દરિદ્ર પુત્ર ઉત્પન્ન થાય. |
| સાતમો. | કુળકલંકિની કન્યા ઉત્પન્ન થાય. |
| આઠમો | ભાગ્યશાળી પુત્ર ઉત્પન્ન થાય. |
| નવમો. | શુભાચરણવાળી પુત્રી ઉત્પન્ન થાય. |
| દશમો. | શ્રેષ્ઠ પુત્ર ઉત્પન્ન થાય. |
| અગીઆરમો. | પુત્રી ઉત્પન્ન થાય. |
| બારમો. | જીતેન્દ્રિય તથા સત્યવાદી પુત્ર ઉત્પન્ન થાય. |
| તેરમો. | પુત્ર કિંવા પુત્રી ઉત્પન્ન થાય; છતાં બન્ને ઉત્તમ ગુણવાળાં હોય છે. |
| ચૌદમો. | ભાગ્યશાળી પુત્ર ઉત્પન્ન થાય. |
| પંદરમો. | ધર્માચારિણી પુત્રી ઉત્પન્ન થાય. |
| સોળમો. | મહાબળવાન્ પુત્ર ઉત્પન્ન થાય. |

### કાળ ફળ માહાત્મ્ય.

તરૂણ કાળમાં જો શંખિની સ્ત્રી ગર્ભવતી થાય તો ભાગ્યશાળી સંતાન પેદા થાય તથા તેઓ સુખી થાય.

મહેન્દ્રકાળમાં જો હસ્તિની સ્ત્રી ગર્ભવતી થાય છે તો દેવાંશી બાળક જન્મે છે.

જયેષ્ઠા કાળમાં જો પદ્મિની સ્ત્રી ગર્ભવતી થાય છે તો તેને ઘણા પુત્રો જન્મે છે તથા તેનું સઘળું દુઃખ દૂર થઇ જાય છે.

વરૂણ કાળમાં જો પદ્મિની સ્ત્રી સગર્ભા થાય છે તો તેની વંશવૃદ્ધિ કરે એવી કન્યાઓ જન્મે છે. એજ કાળમાં જો હસ્તિનીને ગર્ભ રહે છે તો કુલટા કન્યા ઉત્પન્ન થાય છે અને પુત્ર ઉત્પન્ન થાય છે તો તે વ્યભિચારી નીવડે છે

ચિત્રિણી સ્ત્રી જો અલક્ષ (વિરુદ્ધ) કાળમાં સગર્ભા થાય છે તો તેને ઘણા દુઃખી પુત્રો જન્મે છે તથા તેનો સકળ શ્રમ નિરર્થક થઇ જાય છે.

### ગર્ભમાં પુત્ર હોય તો તેનાં લક્ષણોઃ—

જો ગર્ભમાં પુત્ર હોય છે તો સ્ત્રીનાં નરવાચક અંગ મ્હોટાં થાય છે. જમણી આંખ અને જાંઘો મ્હોટી વધે છે, જમણા સ્તનમાં પ્રથમ દૂધ આવે છે, શૌર્યવીર્યની વાર્ત્તાઓ તે લક્ષ્યપૂર્વક સાંભળે છે, તેનું મ્હોં નિરંતર પ્રસન્ન રહે છે, સ્વપ્નમાં તે પુરુષને જુએ છે, આવાં લક્ષણવાળી સગર્ભા સ્ત્રીને પુત્ર જન્મે છે.

### ગર્ભમાં પુત્રી હોય તો તેનાં લક્ષણોઃ—

સ્ત્રીનું ડાબું અંગ વધે છે, મીઠી વસ્તુઓ ખાવાની રૂચિ થાય છે. જે કાર્ય ઉમંગથી કરવા જેવું હોય છે તે કરવા જતાં પ્રથમ ડાબો પગ ઉપડે છે, ને હમ્મેશાં ચિંતાતુર રહે છે, આવાં લક્ષણવાળી સગર્ભા સ્ત્રીને પુત્રી જન્મે છે.

---

## ષષ્ઠદશ અધ્યાય.

### ગર્ભવર્ણન અને સગર્ભા સુંદરીનું કર્ત્તવ્ય.

### ૧ ગર્ભલક્ષણ.

ચરકસંહિતામાં મહર્ષિ આત્રેયે ગર્ભનાં નિમ્નલિખિત લક્ષણોનું વર્ણન કરેલું છે.

" પ્રથમ ઋતુ બંધ થાય છે, મ્હોંમાં લાળ છુટે છે, અન્ન ઉપરથી રૂચિ ઉડી જાય છે, નેત્રોમાં ગ્લાનિ દેખાય છે, સ્તનદ્વયમાં દૂધ દેખાય છે, ઓષ્ઠ તથા સ્તનદ્વય ઘણા કાળાશ પડતા થઈ જાય છે, બન્ને પગ શોષાય છે, અસવદ્વારનો વિસ્તાર થાય છે. આ સર્વ લક્ષણો ક્રમે ક્રમે પ્રકાશ પામતાં જાય છે."*

---

* *Signs and Symptoms of Pregnancy* :—"Absence of Menstruation, Morning Sickness, Heartburn, Costiveness, Palpitation of the Heart, Swelling of the Feet and Legs, Milk in the Breasts, Darkening of the Areola around the Nipple &c."

*General Habits during Pregnancy* :—Diet :—"The diet should be simple. nutritious, and easy of digestion. Stimulating drinks–wines, ardent spirits, ale, porter, strong tea & coffee–are generally, heartful both to the mother and the fœtus."

*See Lady's Manual, by Dr. Ruddock, M. D. P. 123 to 132.*

આ સમયે ગર્ભિણીએ અતિ સાવધનતાથી આહારવિહાર કરવો જોઇએ તથા પ્રસંગાનુકૂળ વસ્ત્રો પહેરવાં જોઇએ. એવી સ્થિતિમાં કદાપિ કોઇપણ પ્રકારની ઉત્તેજક વસ્તુનું સેવન કરવું નહિ. પરિશ્રમ જેમ બને તેમ ઓછો કરવો, ગૃહકાર્યમાં ધ્યાન આપી પવિત્રતામાં અને શાંતિમાં રહેવું.

જે કારણોથી ગર્ભમાંના બાળકને વિવિધ પ્રકારની પીડા, તેના અંગની વિકૃતિ અથવા તો તેનું અકાળ મૃત્યુ થાય છે તે સંબંધી મહર્ષિ આત્રેય ભગવાને જે હકીકત લખી છે તેનું ગુજરાતી ભાષાંતર અત્રે આપવામાં આવે છે. જેમ કે:—

"गर्भोपघातकरास्त्विमे भावा भवन्ति।"

"ગર્ભિણીએ ઉંચે બેસવું નહિ, ખડબચડી જગ્યાએ કિંવા કઠિન આસનપર કદાપિ તેણે બેસવું હિતકર નથી. તેણે મળમૂત્રના વેગનો કદાપિ અટકાવ કરવો નહિ અને તીક્ષ્ણ ઔષધ કિંવા પથ્યનો ઉપયોગ કરવો નહિ. તેણે તદ્દન થોડું અથવા બહુ વધારે ખાવું નહિ, ગાડી વગેરેમાં બેસવું નહિ, શરીરને બહુ હલાવવું નહિ, અપ્રિય શબ્દો સાંભળવા નહિ, અપ્રિય તથા ભયંકર દેખાવો જોવા નહિ, શારીરિક તથા માનસિક પરિશ્રમ કરવો નહિ, કોઈ ભારે વસ્તુ ઉંચકવી નહિ, બહુ ચાલવું નહિ તથા રાત્રે ઉજાગરો કરવો નહિ. જો આ સઘળાં કાર્યો સગર્ભા સ્ત્રી કરે છે તો તેથી ઘણીખરી વખતે ગર્ભપાત થાય છે."*

* Abortion-miscarraige—causes :—" Over-reaching, as in hanging and picture; falls and blows; talking a false step in going up or down stairs; lifting heavy weights; long walks, horse-back exercise, or riding in carriages over rough roads, climbing steep or difficult steps, dancing, late hours; tight garments, indigestible food. purgatives; violent Mental emotions, as in care, anger, grief, fight & etc."

*(See Lady's Manual, by Dr. Ruddock, M. D., P. 172.)*

"I may again remark that every kind of agitating exercise, such as riding in a carraige with rapidity on uneven roads violent mental emotion, will sometimes be followed by an immediate effect upon the system; and Convulsions, hæmorrhage or a miscarriage may eusue"

*(See Hints to Mothers, by Dr. Bull. M. D. P. 41)*

"ગર્ભવતી સ્ત્રીએ ગાડીગાડાંમાં બેસવું નહિ, રાત્રે ઉજાગરો કરવો નહિ, નૃત્ય કરવું નહિ, ભારે પદાર્થ ઉંચકવો નહિ, બહુ થોડું તેમજ બહુ વધારે ખાવું નહિ, માંસ જમવું નહિ તથા માદક વસ્તુનું સેવન કરવું નહિ."†

સુશ્રુતસંહિતામાં લખેલું છે કેઃ--

"ગર્ભિણીએ ઋતુના પ્રથમ દિવસથી પ્રસન્નચિત્ત, સ્વચ્છ રહેવું જોઇએ, સુકાં વસ્ત્રો પહેરવાં જોઇએ, ધર્મમાં તથા દેવદ્વીજમાં ભક્તિભાવ ધરાવવો જોઇએ. તેણે મલિન, વિકૃત અને અંગહીન વ્યકિતનું દર્શન કરવું જોઇએ નહિ, કિંવા તેને સ્પર્શ પણ કરવો જોઇએ નહિ. દુર્ગંધમય પદાર્થોનો ઉપયોગ કરવો નહિ તથા જે સર્વ પદાર્થો જોતાં અંતરમાં ભય ઉપજતો હોય અને ઘૃણા થતી હોય એવો કોઇપણ પદાર્થ જોવો નહિ. ચિત્તને ચિંતાતુર બનાવી દે એવા સર્વ આલાપથી વિરત રહેવું જોઇએ તથા કદાપિ દૂષિત અન્નનું ભોજન કરવું જોઇએ નહિ. બ્હાર ફરવા જવું નહિ, દૂરદેશમાં જવું નહિ, નિર્જનગૃહમાં રહેવું નહિ અને સ્મશાનમાં કદાપિ પગ સુદ્ધાં મૂકવો જોઇએ નહિ. ક્રોધ અને ભયનાં કારણોનો તેણે સર્વદા ત્યાગ કરવો. તેણે ભાર ઉંચકવાની કે મ્હોટેથી બૂમો પાડવાની ક્રિયા કે જેનાથી ગર્ભ નાસ થવાની સંભાવના છે તે કદાપિ કરવી નહિ. સગર્ભાસ્થિતિમાં તેલ વગેરેનું સર્વદા મર્દન કરવું નહિ અને શક્તિ

† "Crowded assemblies, however, of all kinds, public spectacles, and large parties–in short, everything calculated to rouse strong feelings, to depress the mind, or excite the passions–ought to be sedulously avoided. From a neglect of this precaution, miscarrage is a very friquent occurrence among young married women of the present day. The visiting, the large dinner parties, immoderate dancing, late hours, and the like, so common in modern society, and often persued night after night, by exciting and exhausting the system, produce this accident as the inevitable result."

*(See Hints to Mothers by Dr. Bull M. D. P. 30)*

ઉપરાંત પરિશ્રમ કરવો નહિ. તેણે કોમળ તેમજ સુખકર શય્યામાં સૂઈ રહેવું જોઈએ. સાધારણતઃ પ્રસવકાળ સૂધી તેણે આ નિયમાનુસાર વર્તવું.

હવે પોતાને ગર્ભ રહ્યો છે એ સ્ત્રીજાતિથી કેવી રીતે જાણી શકાય છે એ સંબંધી થોડું પ્રાસંગિક વર્ણન કરી અમે અન્ય વિષયની અવતારણા કરીશું. હરેક સ્ત્રીએ પોતાને ગર્ભ રહ્યો છે કે નહિ એ જાણવાની અતિશય અગત્ય છે. જે સ્ત્રીઓના ગર્ભાશયમાં કોઈ પણ પ્રકારનું દર્દ હોતું નથી તેઓ નિમ્નલિખિત હકીકત લક્ષ્યમાં રાખશે તો પોતાને ગર્ભ રહ્યો છે કે કેમ એ પ્રશ્નનો ઘણા ભાગે નિર્ણય કરી શકશે.

જ્યારે સ્ત્રીબીજ અંડાશયથી ફળવાહિની મારફત ગર્ભાશય તરફ જાય છે ત્યારે નિયમિત કૃમિવત્ ગતિ થવા માંડે છે, કે જેની સ્ત્રીઓને બિલકુલ ખબર પડતી નથી, પરંતુ જ્યારે સ્ત્રીબીજ ગર્ભમુખ પસાર કરે છે ત્યારે સ્ત્રીબીજને વિશેષ પ્રતિરોધ જણાય છે, તથા તેની ચૈતન્યશક્તિ પણ ગર્ભાશય તથા ફળવાહિની કરતાં વિશેષ હોય છે. આમ હોવાથી સ્નાયુઓને સંકોચાવું પડે છે, તેથી સ્ત્રીઓને તે વખતે બોજો, નડતર અથવા તો કરાંજવા (નીચે બહુ બળ કરવા) જેવી અસર થાય છે, અને પાછી તરત જ શાન્તિ થઈ જાય છે. ઋતુ બંધ થયા પછી થોડા દિવસ સૂધી આ ચિહ્નપર ધ્યાન રાખવામાં આવે તો કેટલીક સ્ત્રીઓ સ્ત્રીબીજ ક્યારે બ્હાર નીકળી જાય છે એ વિષેનો નિર્ણય કરી શકે છે, અને આ વખતથી તે બીજી વખત છેટે બેસે ત્યાં સુધી તેને ગર્ભ રહેતો નથી; પરંતુ જેમને પ્રદર અથવા આર્તવ સંબંધી દર્દ થયેલું હોય છે તેમનામાં આ ભાગની ચૈતન્યશકિત ઘણી ઓછી થઇ જવાથી ગર્ભાશયને ઘણો થોડો સંકોચ કરવો પડે છે, તથા સ્ત્રીબીજને થોડી નડતર આવે છે; જેથી કરાંજવાની અસર જણાતી નથી. તંદુરસ્ત સ્ત્રીઓને પણ એ તરફ ખાસ લક્ષ્ય આપ્યા સિવાય ખબર પડતી નથી, તથા તેઓ ગર્ભ સંબંધી નિશ્ચય કરી શકતી નથી; તેથી ગર્ભનો નિશ્ચય કરવા માટે આવી સ્ત્રીઓને એક બીજી સૂચના કરવી જરૂરની વિચારીએ છીએ. ઘણી સ્ત્રીઓને ઋતુ બંધ થયા પછી થોડા દિવસ સૂધી પોતાનું વસ્ત્ર

બરાબર તપાસવાથી તેનાપર લોહીથી ખરડાએલું સ્ત્રીબીજ માલૂમ પડી આવે છે. તેનો દેખાવ શ્લેષ્મથી જામી ગયેલા કણપર એક બે લોહીનાં ટીપાંઓ બાઝો ગયાં હોય એવો લાગે છે. આવી રીતે અટકાવ વખતે જ્યાર સ્ત્રીબીજ બહાર નીકળે છે એ સમયે જો પ્રત્યેક સ્ત્રી પોતાનાં વસ્ત્ર બરાબર તપાસવાની ટેવ રાખે તો કયા સમયે સ્ત્રીબીજ બહાર નીકળે છે તે તેનાથી જાણી શકાય છે, તથા જે વખતે વસ્ત્રપર એ સ્ત્રીબીજ જોવામાં ન આવે ત્યારે પોતાને ગર્ભ રહ્યો છે એવો નિર્ણય તે કરી શકે તેમ છે. ઘણા પ્રકારમાં ઋતુ બંધ થયા પછી પાંચમા છઠ્ઠા અથવા તો સાતમા દિવસે સ્ત્રીબીજ બહાર દેખાય છે. કોઇ વખતે આ મુદતમાં બે ત્રણ દિવસ વધારે ઓછા પણ થાય છે. આ પ્રકાર બરાબર લક્ષ્યમાં રાખવાથી પોતાને ગર્ભ રહ્યો છે કે કેમ તે વિષે પ્રત્યેક સ્ત્રી ચોક્કસ નિર્ણય કરી શકશે.

ગર્ભિણી રમણીના આહાર વિહાર વગેરે દોષથી સંતાનનું જે જે અંગ વિકૃત થાય છે, કિંવા ઉત્કટ રોગગ્રસ્ત થાય છે એ સંબંધી મહર્ષિ આત્રેયે સવિસ્તર વર્ણન કરેલું છે. સંક્ષિપ્તમાં અમે અત્ર તેનો ઉલ્લેખ કરીએ છીએ.

" જો ગર્ભિણી હાથ પગ તથા પોતાનાં બીજાં અંગ પહોળાં કરીને સૂઈ રહે છે તો ઉન્મત્ત સંતાન પ્રસવ કરે છે."

" જે સગર્ભા સ્ત્રી સર્વદા વચનોથી કિંવા શરીર સંચાલનથી ઝગડો કરે છે એ સ્ત્રીને હિસ્ટિરિયાના રોગવાળું સંતાન થાય છે."

" જે સ્ત્રી ગર્ભાવસ્થામાં સર્વદા પુરુષનો સહવાસ રાખે છે અર્થાત્ સંભોગ કિંવા કામક્રીડા કરે છે તેને કાણું, ખોડું, વિકલાંગ નિર્લજ્જ અથવા સ્ત્રૈણ ( સ્ત્રીને અત્યંત વશીભૂત ) બાળક જન્મે છે."

" જે સગર્ભા સ્ત્રી સર્વદા શોકપરાયણ અર્થાત્ ચિંતાતુર રહે છે તેને બ્હીકણ, દુર્બળ અને અલ્પાયુ બાળક અવતરે છે."

" જે સ્ત્રી ગર્ભાવસ્થામાં નિરંતર પરદ્રવ્યની અભિલાષા રાખે છે એ સ્ત્રીનું બાળક બીજાઓને દુઃખ દેનાર, અત્યંત ઇર્ષ્યાવાન્ અને સ્ત્રૈણ નીવડે છે."

“ જે ગર્ભિણી ચોરી કરનારી હોય છે તેનું બાળક અલ્પ પરિશ્રમથી કલાન્ત થઇ જાય છે તથા નિરંતર કલહ કરે છે અને ખોટાં કામ કરે છે.”

“ જે સગર્ભા સ્ત્રી ક્રોધશીલા અર્થાત્ ક્રોધી હોય છે તેનુ બાળક ક્રોધી અને કપટી થાય છે.”

“ જે સ્ત્રી ગર્ભાવસ્થામાં પુષ્કળ ઊંઘે છે તેને મૂર્ખ અને આળસુ બાળક અવતરે છે.”

“ જે સ્ત્રી ગર્ભાવસ્થામાં મદ્યપાન કરે છે તે સ્ત્રીને અસ્થિર ચિત્તવાળું બાળક જન્મે છે.”

“ જે ગર્ભિણી અભક્ષ્યાભક્ષ્ય કરે છે તે જે બાળકને જન્મ આપે છે એ ક્ષણે ક્ષણે નેત્રોની પલકના પલકારા મારે છે, અને તેનાં નેત્રોમાં પીડા થાય છે.”

“ ગર્ભાવસ્થામાં જે સ્ત્રી મધુર પદાર્થો ખાય છે એ સ્ત્રી બોબડા અને સ્થૂળ બાળકને જન્મ આપે છે.”

“ ગર્ભાવસ્થામાં જે સ્ત્રી સર્વદા અમ્લરસનું ભક્ષણ કરે છે એ સ્ત્રીને વિવિધ પ્રકારના ચર્મરોગવાળું અને ચક્ષુરોગવાળું બાળક અવતરે છે.”

“ ગર્ભાવસ્થામાં હુમ્મેશાં લવણરસનું ભક્ષણ કરવામાં આવે છે તો સ્ત્રીને, ચર્મની લોલતા અને કેશની પકવતાવાળું બાળક જન્મે છે.”*

“ ગર્ભાવસ્થામાં જે સ્ત્રી નિરંતર ઝાલ દ્રવ્ય ભક્ષણ કરે છે એ સ્ત્રીને અતિ દુર્બળ, થોડા વીર્યવાળું કિંવા અનપત્ય ( જેનામાં

---

* “ *Dr. Thomas Bull, M. D.* Says;—“ Still there is abundant evidence to prove that the indulgence by the mother in luxurious and unwholesome articles of diet not only injures her health, but seriously interferes with the growth and vigour of her offspring. ” ( See Hints to Mothers, P. 26.)

સંતાનોત્પાદનની શકિત ન હોય એવું ) તથા વિવિધ પ્રકારના ચર્મરોગવાળું બાળક થાય છે." †

" જે સગર્ભા સ્ત્રી હમ્મેશાં તિક્તરસનું ભક્ષણ કરે છે એ સ્ત્રીને દુર્બળ તથા ક્ષયરોગગ્રસ્ત સંતાન થાય છે."

" જે સ્ત્રી ગર્ભાવસ્થામાં સદા કષાયરક્ષનું ભક્ષણ કરે છે તેના સંતાનને વિવિધ પ્રકારના રોગ થાય છે."

" તારતમ્ય એ છે કે, જે સ્ત્રીની સર્વોત્તમ સંતાનો પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે ગર્ભસંચારના પ્રથમ દિવસથી જ સર્વ પ્રકારના શાસ્ત્રોક્ત નિયમને અનુસરીને વર્તવું, તથા પોતાનું મન પવિત્ર તેમજ શાન્ત રાખવું."

સુશ્રુતસંહિતામાં લખેલું છે કે:-" ગર્ભસંચારના પ્રથમ દિવસથી જ માતાએ આ નિયમો પાળવા† ગર્ભિણીએ કદાપિ ભારે

---

† આ સંબંધી ડૉક્ટર મેરિમેને એક દૃષ્ટાન્ત લખ્યું છે:—

" એક ગર્ભવતી રમણી અતિશય આદુ ખાતી હતી. તેના સંતાનનો પ્રસવ થયા પછી એમ માલૂમ પડ્યું કે, એ સંતાન ઘણું દુર્બળ છે. તથા તેના શરીરપર ચર્મરોગ પ્રકાશિત થયેલો છે. એ સંતાન માત્ર થોડા દિવસ માટે જ જીવતું રહ્યું હતું."

Dr. Merriman gives the following striking example of the fatal effects of such indulgence upon the child;—"A young woman married to a ginger bread maker took a fancy, during her first pregnency, to chew ginger. The quantity of this spice which she thus consumed was estimated at several pounds. She went her full time, and had a favourable labour but the child was small and meagre, its skin was discoloured; and rough, much resembling the furfuraceous desquamation that takes place after scartalina. The child continued in an ill state of health for several weeks, and then died."

*(See Hints to Mothers, by Dr. Bull, M. D. P. 27.)*

† "Thus a woman may consider herself a mother, not only from the birth of her child, but even from the moment of conception. From that important epoch her duties commence-duties amongst the most sacred and dignified which humanity is called upon to perform." "But if this careful management be important for the mother's health, it is equally so for the health of the child."

*(See Hints to Mothers. by Dr. Bull, M. D., P. 16.)*

પડતો ખોરાક ખાવો નહિ, તેનો પોષાક સુંદર અને સ્વાભાવિક હોવો જોઇએ તથા પોષાકથી તેને કોઈપણ પ્રકારનું કષ્ટ વેઠવું પડે નહિ એવી સંભાળ રાખવી જોઇએ. તેણે કોઇપણ ઉત્તેજક પદાર્થ ખાવો નહિ, રાત્રે ઉજાગરો કરવો નહિ, મળમૂત્રનો વેગ રોકવો નહિ તથા તેણે હમ્મેશાં ધર્માલાપ અને ધર્માનુષ્ઠાન કરવાં."

આ વિષય સંબંધી સુવિખ્યાત ડૉકટર ટૅનર પોતાના 'બાળ-ચિકિત્સા' નામક ગ્રંથમાં લખે છે કેઃ—

"ગર્ભિણીનો ખોરાક હલકો, માફકસર અને પુષ્ટિકર હોવો જોઇએ; સગર્ભાવસ્થામાં કોઇ પણ પ્રકારનો ભારે ખોરાક ખાવો જોઇએ નહિ તથા માદકદ્રવ્યનો ઉપયોગ કરવો જોઇએ નહિ. જો અસ્વાભાવિક આહાર માટે ગર્ભિણીની રુચિ થાય તો પણ તેને તેવો ખોરાક આપવો નહિ. ગર્ભિણીનો પોષાક પાતળો અને લઘુ હોવો જોઇએ. આ સ્થિતિમાં સ્વાસ્થ્યરક્ષાના સકળ નિયમ તેણે પાળવા જોઇએ. તેણે કષ્ટ ન થાય એવો સામાન્ય શારીરિક પરિશ્રમ કરવો જોઇએ."

"ગર્ભવતી રમણીએ નિયમિત રીતે સ્નાન કરી શરીર સ્વચ્છ રાખવું જોઇએ, તથા તેણે પોતાની સઘળી માનસિક પ્રવૃત્તિને સંયમમાં રાખવી જોઇએ. તેણે કોઈ પણ રિપુને પ્રશ્રય આપવો જોઇએ નહિ. તેણે સૂસ્થ તથા પવિત્ર મનથી ગૃહકાર્યમાં નિયુક્ત રહેવું તથા આશા વિશ્વાસમાં પોતાનો સમય પસાર કરવો."

વિખ્યાત સિવિલ સર્જન્ ડૉકટર શ્રીયુત ધર્મદાસ બસુ મહોદય પોતાના 'સ્વાસ્થ્યરક્ષા અને સાધારણ સ્વાસ્થ્યતત્વ' નામક ગ્રંથમાં લખે છે કેઃ—

"ગર્ભવતી સ્ત્રીએ મળમૂત્રનો વેગ ધારણ કરવો જોઇએ નહિ. તેનું કારણ એ છે કે, મૂત્રાશય અને મલાશય અધિક પૂર્ણ હોય છે તો જરાયુના ઉપર દબાણ થાય છે, અને તેથી એ યંત્રની વૃદ્ધિમાં વ્યાઘાત થાય છે. પેપણદ્વારા વિવિધ પ્રકારની વેદના ઉપસ્થિત થાય છે, જરાયુસ્થાનચ્યૂત થાય છે અને કેટલીક વખત મળમૂત્રનો ત્યાગ સુદ્ધાં કરી શકાતો નથી."

"ગર્ભવતી સ્ત્રીએ ઘોડાપર બેસીને કે ગાડીમાં બેસીને ભ્રમણ કરવું નહિ; એમ કરવાથી ઘણું નુકસાન થવાનો સંભવ છે. તે

સિવાય એકાએક મ્હોટો કૂદકો મારવાથી, ઉદરમાં આઘાત લાગવાથી અને બહુ વખત સૂધી પગે ચાલવાથી પણ ગર્ભપાત થવાનો સંભવ રહે છે.”

“ગર્ભવતી રમણીએ ગૃહકાર્યમાં જ વ્યસ્ત રહેવું. તદ્દન બેસી રહેવાથી સ્વાસ્થ્યભંગ થાય છે. ઘણીખરી વખતે એવું જ જોવામાં આવે છે કે જે સ્ત્રીઓ ગર્ભાવસ્થામાં પણ ગૃહકાર્યમાં નિયુક્ત રહે છે તેઓ યથાસમયે નિર્વિઘ્ને સંતાનનું મ્હોં જોઇ શકે છે, અને જે સ્ત્રીઓ આળસુ બની જઈ બેસી રહેવામાં જ પોતાનો કાળ પસાર કરે છે તેમને પ્રવસકાળ વખતે ઘણી વેદના વેઠવી પડે છે. એવી સ્ત્રીઓ માટે ક્વચિત્ પ્રસવ પ્રસંગે ઔષધ તેમજ અન્ય કઠિન ઉપાયોનો પણ ઉપયોગ કરવો પડે છે.”

“ગર્ભવતી સ્ત્રીએ કોઇ પણ કારણે વિશેષ ઉજાગરો કરવો નહિ. ઉજાગરો કરવાથી પિત્તવૃદ્ધિ, માથું દુખવું, ક્ષુધા મંદ પડી જવી અને મળમૂત્રની અનિયમિતતા થવી વગેરે વેઠવું પડે છે.”

ચરક, સુશ્રુત વગેરે આયુર્વેદ ગ્રંથોમાં તેમજ પુરાણ અને સંહિતામાં સર્વત્ર લખેલું છે કે, “શિશુ, બાળક અને યુવકો જે સઘળા ઉત્કટ દુરારોગ્ય વ્યાધિ, અંગવિકૃતિ અથવા કોઇ માનસિક વિકૃતિ કિંવા કોઇ દુર્બળતાદ્વારા આક્રાન્ત થાય છે તે તેમનાં પિતા માતા (મુખ્યત્વે કરીને માતા)થી જ થાય છે. ગર્ભસંચાર થતી વખતે તથા જરાયુજીવનમાં જ પિતા માતાદ્વારા જ દુઃખ કિંવા રોગનું બીજ બાળકના દેહમાં અંકુરિત થાય છે. પછીથી બાળકનો જન્મ થતાં તેનું શરીર જેમ જેમ વધતું જાય છે તેમ તેમ તેનો રોગ પણ વધતો જાય છે, તથા બાહ્ય જગત્ના કોઇ કારણવશાત્ એ રોગ કિંવા વિકૃતિ ભયંકર સ્વરૂપ ધારણ કરે છે.” તાત્પર્ય એ છે કે, બાળક પિતા માતામાંથી માત્ર તેના અવયવ અને વર્ણને જ પ્રાપ્ત નહિ કરતાં તેમના સ્વભાવ, ચારિત્ર, સ્વાસ્થ્ય તથા સર્વ પ્રકારના શારીરિક અને માનસિક વ્યાધિ તથા વિકૃતિ થોડા કે વધારે પ્રમાણમાં પ્રાપ્ત કરે છે.

આ સંબંધી વિખ્યાત ડૉકટર બુલ્ એમ. ડી, મ્હોદયે લખ્યું છે કેઃ—

“માતા ગર્ભાવસ્થામાં જે કોઈ માનસિક ચંચળતાથી વ્યથિત થાય છે, તેનાથી સંતાનની ભાવી શક્તિ અને પ્રકૃતિને નુકસાન

પહોંચે છે. ઘણાં સંતાનો પોતાના શૈશવ અને બાલ્યકાળમાં મસ્તિષ્કની પીડાથી પીડાતાં જોવામાં આવે છે. એ સઘળી પીડાનું બીજ શિશુએ તેના જરાયુજીવનમાં જ પ્રાપ્ત કરેલું મુખ્યત્વે કરીને જોવામાં આવે છે."*

સુશ્રુત સંહિતામાં લખેલું છે કેઃ—

"માતાના આહારવિહાર વગેરે કારણોથી તેના (માતાના) સ્વાસ્થ્યને કોઇ પણ પ્રકારનું અનિષ્ટ કદાચ ન થાય; પરંતુ તેથી સંતાનને ગંભીર પીડા કિંવા તેના અંગની વિકૃતિ થાય છે."‡

---

* Observation and daily experience prove the fact, that any serious mental disturbance to which the mother may be exposed during the pregnant state, will tell upon the future constitutional vigour and mental health of her-off spring. A sudden guest of passion, or indeed any violent mental emotion, will sometimes be followed by an immediate effect upon the system; and convulsions hœmorrhage, or a miscarriage may ensue. But where there is habitual indulgence in a life of excitement, or some cause of a depressing character constantly operating upon the system of the mother, the constitution of the child, both, mental and physical, will almost invariably suffer. The predisposition which some children manifest to convulsions and head affections, during infancy and childhood, very frequently has its origin in the foregoing causes; and such cases are continually coming under the eye of the medical man."

[*(See Hints to Mothers, by Dr. Thomas Bull, M. D. P. 41.)*

‡ "It is very true, notwithstanding the violation of all physical laws, and even with woman the subjects of incurable disease, children apparently the finest and healthy are sometimes born; after a lapse of few months, however, or at most of a few years, disease shows itself in very many of these children, the seeds of which, it is evident enough, were deeply sown in the system before birth."

*( See Ditto. P. 17. )*

આ અધ્યાયમાં અત્યાર સૂધી માત્ર ગર્ભિણી સુંદરીનું જ કર્ત્તવ્ય અને ગર્ભવર્ણન દર્શાવવામાં આવ્યું છે; પરંતુ સ્ત્રી જ્યારે ગર્ભિણી હોય ત્યારે પતિ પત્નીએ એકબીજાની સાથે કેવા વ્યવહાર રાખવો, કેવી રીતે એકબીજાની સાથે ક્યારે વિહાર કરવો એ દર્શાવવાની જરૂર છે.

જો આપણે પશુ પક્ષી તથા અન્ય પ્રાણિવર્ગ તરફ જોઈશું તો આપણને માલૂમ પડશે કે, માદાને ગર્ભ રહ્યા પછી નર તેની પાસે જતો નથી. આ સમયે સ્વાભાવિક રીતે જ માદામાં વિષયેચ્છા શાન્ત હોય છે, તથા જ્યાં સૂધી માદા બચ્ચાંને જન્મ આપતી નથી ત્યાં સૂધી તે નર પાસે જતી નથી; તેમજ નર માદાની મરજી સિવાય તેની સાથે સંયોગ કરતો નથી. ગર્ભ રહ્યા પછી પતિપત્નીએ વ્યવહાર કેવો રાખવો જોઈએ એ સમજાવવા માટે આ ઉદાહરણ જ ઘણું ઉત્તમ છે. જ્યારે હલકી પંક્તિનાં પશુ પ્રાણિઓમાં મૈથુન સમયે માદાની મરજી પૂછાય છે ત્યારે પછી ઉત્તમોત્તમ મનુષ્યવર્ગમાં સ્ત્રી, પુરુષની ક્ષણિક ઉત્તેજનાને આધીન થાય એ શું લજ્જાયુક્ત નથી? સ્વભાવતઃ સ્ત્રીજાતિ શરમાળ તથા પરતંત્ર હોવાથી પુરુષ ગમે એટલી હદ ઓળંગી જતો હોય તો પણ લાચારીથી તેને એના તાબે થવું પડે છે, અને પરિણામે રોગગ્રસ્ત થવું પડે છે. ગર્ભવતી સ્ત્રીમાં કુદરતી રીતે જ વિષયેચ્છા શાન્ત હોય છે અને તેથી આ વિષયમાં સઘળો દોષ પુરુષનો જ હોય છે.

ગર્ભવતી સ્ત્રીને પોતાના તેમજ સંતાનના જીવનનું પોષણ કરવાનું હોવાથી તેની શક્તિનો ઉપયોગ બન્ને માર્ગે થાય છે. આમ હોવાથી જ આવા પ્રસંગે જો વિષયસુખ ભોગવવામાં આવે છે તો તેની શક્તિ જતી રહે છે; એટલું જ નહિ પણ તેથી ગર્ભને જોઈતું પોષણ મળતું નથી. પરિણામે ગર્ભના અવયવોનો જોઈએ એટલો વિકાસ નહિ થવાથી સંતાન નિર્બળ તથા નિર્માલ્ય અવસ્થામાં જ જન્મ ધારણ કરે છે. ગર્ભના મગજનો વિકાસ અને બાંધો માતાના માનસિક બળ અને માનસિક સ્થિતિપર આધાર રાખે છે; તેથી ગર્ભાધાન વખતે વિષયભોગ ભોગવવાથી કિંવા એ વિષયમાં આસક્તિ રાખવાથી જે સંતાન જન્મે છે તે વિષયલંપટ

નીવડે છે. વળી કેટલીક વખત તો સગર્ભા સુંદરી સાથે સંભોગ કરવાથી ગર્ભપાત પણ થાય છે, અને ગર્ભાશયમાં પ્રાણહારક વ્યાધિ થઇ આવે છે. સૃટિનિમાંગુકર્તાએ ગર્ભાધાનનો શાન્ત સમય માતાને પોતાની ઉચ્ચપ્રકૃતિથી અને મહાન્શક્તિથી ગર્ભનું સિંચન કરી તેનું પોષણ કરવા માટે જ કૃપાભાવે આપેલો છે. જે સ્ત્રી પુરુષો ઇશ્વરના આ ગંભીર ઉદ્દેશને નહિ સમજતાં ગર્ભાધાન સમયે વિષયમાં જ રચ્યાંપચ્યાં રહે છે તેઓ એ પરમકૃપાળુ પિતાનાં ગુન્હેગાર છે.

ગર્ભ રહ્યા પછી સ્ત્રી પુરુષે કેવો વ્યવહાર રાખવો એ વિષય પરત્વે વિદ્વાન ડૉકટરોમાં પણ મતભેદ જોવામાં આવે છે. ડૉકટર જ્યૉર્જ એચ. નેફિસ્ જણાવે છે કે, "સગર્ભા સ્ત્રીએ ઋતુસ્રાવનો નિયમિત જે સમય આવતો હોય તે સમયે પુરુષ સાથે વિહાર કરવો જોઇએ નહિ; કેમ કે તેથી ગર્ભપાત થવાનો સંભવ રહે છે, અને માતાની જીંદગી પણ જોખમમાં રહે છે; પરંતુ એનો મત પાછો એવો છે કે, ગર્ભવતી સ્ત્રીનો ઋતુસ્રાવનો નિયમિત સમય છોડી દેવામાં આવે (અર્થાત્ એ સમયે ઇંદ્રિયનિગ્રહ કરવામાં આવે) અને બાકીના ગર્ભાધાનના તમામ સમયમાં કોઇ પણ સમયે સંભાળ તથા વિવેકથી સંભોગ કરવામાં આવે તો તેથી કાંઈ અનિષ્ટ થતું નથી; પરંતુ એ ડૉકટર વળી આ સાધારણ નિયમમાં એક એવો અપવાદ જણાવે છે કે, જેને એક વખત કસુવાવડ થઇ ગઇ હોય તેણે બીજી વખત તેમ નહિ થવા દેવા સર્વ પ્રકારે સંભાળ રાખવી જોઇએ, અને તેથી એવી સ્ત્રીએ ગર્ભ રહ્યા પછી શુરુઆતના પાંચ મહિના સૂધી સંભોગ કરવો જોઇએ નહિ. તેણે જૂદાં જ સૂઇ રહેવું જોઇએ. આ મુદત પછી સંભોગ કરવામાં આવે તો કાંઈ અડચણ નથી. વળી એ ડૉકટર વિશેષમાં એમ જણાવે છે કે, કસુવાવડ થયા પછી એક મહિના સૂધી સ્ત્રીએ સંભોગ કરવો જોઇએ નહિ. જો આ ઉપયોગી સૂચનાનુસાર વર્તવામાં આવતું નથી તો ઘણી વખતે ગર્ભાશયનાં ગંભીર દર્દો સ્ત્રીજાતિને ભોગવવાં પડે છે.

ડૉકટર જૉન્ કૉવૅન્નો એવો અભિપ્રાય છે કે, સગર્ભાવસ્થામાં અને સ્તનપાન અવસ્થામાં સ્ત્રી પુરુષનો વિષયવ્યવહાર થવો જોઇએ નહિ. ડૉકટર જૉન્ પૅન્કોસ્ટ પણ એવું કહે છે કે, ગર્ભાવસ્થામાં વિષયવ્યવહાર કરવો જોઇએ નહિ; કેમકે તેથી ગર્ભાશયને ઘણું

દુઃખ થાય છે, લોહીનો જમાવ થાય છે અને મજ્જાતંતુને ઘણું નુકસાન પહોંચે છે.

ડૉકટર ઍડવર્ડ બી. ફ્રૂટ્ એમ. ડી. એવો અભિપ્રાય પ્રદર્શિત કરે છે કે, ગર્ભાવસ્થામાં વિશેષ રતિક્રીડા કરવાથી વિષયી સંતતિ જન્મે છે, એટલું જ નહિ પરંતુ માત્ર વિષયનો વિચાર કરવાથી પણ આવું પરિણામ આવવાની સંભાવના રહે છે. સગર્ભાવસ્થામાં સ્ત્રીજાતિએ કામોત્તેજક કિંવા વિલાસવર્દ્ધક ખાનપાનનો પરિત્યાગ કરવો જોઇએ. વળી એ સાથે તે એમ પણ જણાવે છે કે. ગર્ભવતી સ્ત્રીને અત્યંત વિષયેચ્છા થઇ આવે તથા પોતાના ચિત્તને તે સંયમમાં ન રાખી શકે તો તેની ઇચ્છા તૃપ્ત કરવી જોઇએ; નહિ તો બાળક પણ વિષયી થઇ જવાનો સંભવ છે. વળી ડૉકટર ફ્રૂટના મત પ્રમાણે બાળકના જન્મ પછી બે કે ત્રણ વર્ષ પૂર્ણ ન થાય ત્યાં સૂધી તેની માતાને પુનઃ ગર્ભ રહેવો જોઇએ નહિ, અને કેટલીક વખત સ્ત્રી પોતાની ગૂમાવેલી શક્તિ પાછી મેળવી શકે એટલા માટે દરેક બાળક વચ્ચે પાંચ વર્ષનું અંતર રહેવાની ખાસ જરૂર છે. વળી ગર્ભાશયમાં કદાપિ અત્યંત આવેશથી સંભોગ ન કરવો જોઇએ. તેમ કરવાથી ગર્ભ સ્થાનભ્રષ્ટ થઇ જાય છે, અથવા તેના અવયવ વક્ર થઇ જાય છે. એથી કોઇ વખત કદાચ ગર્ભપાત પણ થાય છે. એ જ ડૉકટર કહે છે કે ધાવણના વખતમાં સ્ત્રી ગર્ભવતી ન થાય તત્સંબંધીની ખાસ સંભાળ રાખવી જોઇએ.

આ સઘળા ભિન્ન ભિન્ન અભિપ્રાયપરથી માલૂમ પડશે કે, વિદ્વાન્ ડૉકટરોનો ઘણોખરો વર્ગ ગર્ભાવસ્થામાં અને સ્તનપાનની અવસ્થામાં સંભોગ કરવાની મના કરે છે. અમે પણ ડૉ. કૉવૅનૂના અભિપ્રાયને વિશેષ વજનદાર સમજીએ છીએ.

પોતાની ગૂમાવેલી શક્તિ પુનઃ પ્રાપ્ત કરવા માટે પુરુષને આ અમૂલ્ય સુયોગ છે. પુરુષ ઇન્દ્રયનિગ્રહ કયાં સૂધી કરી શકે છે તેની પરીક્ષા આ ગંભીર પ્રસંગે જ થાય છે. પ્રત્યેક દંપતિએ આવા પ્રસંગે માનસિક અને શારીરિક સ્વચ્છતામાં રહી, ધાર્મિક વિચારોને સ્થાન આપી સુસંતતિ ઉત્પન્ન કરવી જોઇએ. કેટલાક વિષયી પુરુષો પ્રસવ થયા પછી થોડા દિવસ વીતે છે એટલે સ્ત્રી

સાથે સંભોગ કરે છે; જેથી કરી પરાધીના સ્ત્રીને ગર્ભાશયનાં ગંભીર વ્યાધિઓનો ભોગ થવું પડે છે. આવા પુરુષોએ ધ્યાનમાં રાખવું જોઈએ કે, પ્રસૂતિ પછી સ્ત્રીના ઉત્પત્તિ અવયવને મૂળ સ્થિતિમાં આવતાં દોઢથી ત્રણ માસ જેટલો સમય લાગે છે. વળી કસુવાવડ થયા પછી પણ પુરુષે આ નિયમ ધ્યાનમાં રાખવાની જરૂર છે. ગર્ભાવસ્થામાં કિંવા સ્તનપાનની અવસ્થામાં કોઈ પણ સમયે સંભોગ કરવો બિલ્કુલ સલાહકારક નથી; ઉલટું તેથી ગંભીર હાનિ થવાનો સંભવ રહે છે.



# સપ્તદશ અધ્યાય.

## ગર્ભનો અદ્‌ભુત ભેદ અને ગર્ભાવસ્થામાં તેની સ્થિતિ.

"This living bit of jelly has no nerves, yet it feels; has no luhgs, yet it breathes; no stomach, yet it digests; is without hands, yet it works."

*Dr. Kellogg. M. D.*

અર્થાત્:—શરબત જેવા આ જીવિત બિંદુમાં (ગર્ભબીજમાં) જ્ઞાનતંતુઓ નહિ હોવા છતાં તેને જ્ઞાન છે; તેમાં ફેફસાં હોતાં નથી; છતાં તે શ્વાસોચ્છવાસ લે છે, તેમાં હોજરી હોતી નથી છતાં તે પાચન કરે છે; તેને હાથ હોતા નથી; છતાં તે કામ કરે છે.

*Man the Masterhiece.*

મનુષ્યનું શરીર પ્રારંભમાં એક બિન્દુ, એક પ્રવાહી ટીપું અથવા તો બરફનો એક ન્હાનો કણ હોય છે, અને તેમાંથી ક્રમાન્વયે આશ્ચર્યયુકત રચનાવાળું મનુષ્ય બને છે.

એક મનુષ્યના ઇંડામાં ભાવી બાળકનું બીજ રહે છે. આપણી પૃથ્વીપરના મહાન્‌પુરુષો અને સ્ત્રીઓની ઉત્પત્તિ એ અદ્‌ભુત ઇંડામાંથી જ થઇ હતી અને થયા જ કરે છે. એ ઇંડાની લંબાઇ પ્રથમ $\frac{1}{120}$ ઇંચ હોય છે. આપણી આંગળીના એક નખપર એવાં એક હજાર ઇંડા શમાઈ શકે તેમ છે. એવા એક અતિ સૂક્ષ્મ ઇંડામાં મિતાહારી કે નશાબાજ, સચ્ચરિત્ર કે કુકર્મી, શાન્ત કે

તામસી, સદ્દગુણી કે દુર્ગુણી તથા ઉચ્ચ કિંવા નીચ સ્વભાવના પુરુષનું શરીર ઉત્પન્ન થાય છે. એ સૂક્ષ્મ ઇંડુ અપકવ અવસ્થામાં હોય છે ત્યારથી જ તેને ક્ષય, ગંડમાળ, બુદ્ધિભ્રમ, કુરૂપ શરીર એવા વિકાર તથા દોષ લાગેલા હોય છે!

ગર્ભ ધારણ થતાંની સાથે જ અર્થાત્ સ્ત્રીઅંડમાં શુક્રજંતુ પ્રવેશ કરે છે કે તરત જ જીવ ઉત્પન્ન થાય છે. જીવની ઉત્પત્તિ થવા માટે પુરુષની અંડપેશીમાં સજીવ તથા ચપળ જંતુ હોવો જોઇએ. તે સિવાય ગર્ભ રહી શકતો નથી; કિન્તુ ગર્ભધારણ થતાંની સાથે જ નૂતનજીવની સંસારયાત્રાનો આરંભ થઈ ગયેલો સમજવો જોઇએ. ગર્ભધારણની સાથે તેના સૂક્ષ્મ આત્માનો અને સ્થૂળ શરીરનો સંબંધ થઇને શરીરની સાથે જ આત્માની આકૃતિ, પ્રકૃતિ અને વિકૃતિનો સંકોચ કે વિકાસ થતો જોવામાં આવે છે. તાત્પર્ય એ છે કે, ગર્ભધારણ થયા પછી તેના અંદરના જીવનું જેવી રીતે શરીર બંધાય છે તેવી જ રીતે સારી ખોટી પ્રકૃતિનું બંધારણ પણ તેમાં બંધાય છે.

સ્ત્રીના કમળમાં જે નવો જીવ ઉત્પન્ન થાય છે તે નવીન જીવ ઉત્પન્ન થવાની અદ્દભુત ક્રિયા તથા એ જીવ વધવાની આશ્ચર્યજનક કૃતિ—એ બન્ને ક્રિયાઓને જો માતા પિતા બરાબર સમજી શકે તો સંતાનોત્પત્તિ કરવાના કાર્યમાં ઘણો સુધારો થઈ શકે. માતાના લોહીમાંથી ગર્ભના શરીરનું પોષણ થાય છે એ વાર્તા પ્રત્યેક માતાએ લક્ષ્યમાં રાખવાની જરૂર છે. એક બારીક બિંદુમાંથી જ સર્વાંશે મનુષ્ય આકૃતિનું બાળક નવ મહિનામાં તૈયાર થાય છે; પરંતુ આ નવા જીવની વૃદ્ધિ કેવી રીતે થાય છે? શું એ સૂક્ષ્મબિંદુ જેટલા ગર્ભમાં પોષણ પ્રાપ્ત કરવાના અવયવો છે? શું એ નવીન સૂક્ષ્મ જીવનામાં આરંભથી જ જ્ઞાનતંતુઓ હોય છે? શું તેને ફેફસાં હોય છે? માતાના રુધિરનું પોષણ લેવા માટે શું એ નવા જીવમાં પાચન કરનારા અવયવો હોય છે? તેને શું હાથ પગ હોય છે? હા, ગર્ભધારણની સાથે જ એ નૂતન જીવમાં આ સર્વ અવયવો તૈયાર હોય છે. આકાર નહિ હોવા છતાં એ સર્વ અવયવો તેમાં મોજુદ હોય છે. કેમ કે એ અવયવો ન હોય તો બાળક સઘળા શરીરના કે આત્માના ગુણદોષ કિંવા વિકારો શી રીતે ગ્રહણ કરી શકે? આ વિષયની સત્યતા સાબિત કરવા માટે આ અધ્યાયના

મથાળે અમે માનનીય ડૉ. કેલૉગનાં વચનો ટાંકેલાં છે. આ આશ્ચર્યયુક્ત ભેદ લક્ષ્યમાં રાખીને જો ગર્ભધારણ કરનારી માતાઓ ગર્ભસ્થ સંતાનનું પોષણ કરવાની પ્રવૃત્તિ કરે તો તેઓ પોતાનાં સંતાનોનું ભવિષ્ય ઘણાખરા અંશે સુધારી શકે એ નિસ્સંદેહ છે. મનુષ્યજાતિના અર્વાચીન કાળના અનિયમિત વર્તનમાં ગર્ભાધાનની ક્રિયા નિશ્ચિત નહિ હોવાથી માતા પિતાઓ ગર્ભાધાન સંસ્કારના પાળવા યોગ્ય ચોક્કસ નિયમો શુરુઆતથી પાળી શકે નહિ એ બનવા જેવું છે; પરંતુ નૂતન જીવ ઉત્પન્ન થયા પછી અર્થાત્ ગર્ભ રહ્યો છે એવી ખાત્રી થયા પછી માતા પિતાઓ અને મુખ્યત્વે કરીને માતાઓ ચોક્કસ નિયમો પાળીને પોતાનાં સંતાનોનું શારીરિક અને આત્મિક બંધારણ સુધારી શકે.

માતા જ સંતાનનું ગર્ભાવસ્થામાં પ્રથમથી છેવટ સૂધી પાલન કરનાર છે. તેના ખાનપાન અને પોષણપર જ ગર્ભનો સઘળો આધાર રહે છે; માટે ગર્ભધારણની સાથે જ માતાએ પોતાના ખાનપાન તેમજ વર્તનમાં સુધારો કરી ઉત્તમ સંતાનની જન્મદાયિની થવું જોઇએ; ખરું જ કહેલું છે કે,

"જનની ! જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર."

## ગર્ભવૃદ્ધિ.

એક તત્વવેત્તા જણાવે છે કે, "The proper Study of Mankind is Man." અર્થાત્ માણસનો (તેના શરીરનો) અભ્યાસ એ જ મનુષ્યજાતિનો યોગ્ય અભ્યાસ છે. ગર્ભાવસ્થામાં ગર્ભની વૃદ્ધિ કેવી રીતે થાય છે એ અદ્ભુત તેમજ આશ્ચર્યયુક્ત ક્રિયા પ્રત્યેક સ્ત્રીએ--માતાએ સમજી રાખવી જોઇએ. જ્યાં સૂધી એ વિષયનું ખરું જ્ઞાન ન હોય ત્યાં સૂધી કોઈ પણ સ્ત્રી માતા થવાને યોગ્ય નથી. સ્ત્રી નવ માહિના સૂધી પોતાના પેટમાં ગર્ભનો ભાર ઉંચકે છે; કિન્તુ એ ગર્ભ શી વસ્તુ છે, તેનું પોષણ અને વૃદ્ધિ કેવી રીતે થાય છે વગેરે હકીકત જો તે જાણતી ન હોય તો તે કાંઈ સામાન્ય શોકનો વિષય ન કહેવાય.

ઉપર અમે જણાવી ચુકયા છીએ કે ગર્ભની શુરુઆત એક જીવવાળા સૂક્ષ્મ ઇંડાથી થાય છે. એ ઇંડુ સ્ત્રીના ગર્ભાશયની એક

પેશીમાં હોય છે. ત્યાંથી તે અંડાશય તથા ગર્ભાશયની વચ્ચેની નળીના મ્હોંપર આવે છે. ત્યાં એ પેશી ફુટે છે તથા તેમાંનું ઇંડુ એક અઠવાડીઆ સૂધી ત્યાં રહે છે. આઠ દિવસ પછી ધીમે ધીમે તે ગર્ભસ્થાનની કોથળીમાં (કમળમાં) આવવા માંડે છે. ત્યાં આવીને તે ગર્ભસ્થાનની પોકળ થેલીની એક બાજૂએ ચોંટે છે. ત્યાં એ ઇંડાની આસપાસ એ કોથળીની બારીક ત્વચા વધવા માંડીને એ ઇંડાને ઢાંકવાનું શુરુ કરે છે તથા ચોક્કસ મુદતે એ ત્વચા તે ઇંડાની આજૂબાજૂ ફરી વળીને ઇંડાને બંધ કરી દે છે. આવી રીતે એ ઇંડુ કમળથી છૂટું પરંતુ કમળની પોલાણમાં કમળના એક ભાગને વળગેલી નરમ મખમલ જેવી થેલીમાં અદ્ધર લટકતું થાય છે તથા તેમાં એ વધે છે.

ગર્ભધારણ થતાંની સાથે જ ગર્ભાશયની શ્લેષ્મ ત્વચા ત્વરાથી વધવા માંડે છે. એ ત્વચા જાડી ફુલેલી તથા તાંબા જેવા રાતા વર્ણની હોય છે. ગર્ભાશયની આ વધવા માંડેલી ત્વચાની ઘડીઓ પડીને ગર્ભસ્થાનના પોલાણમાં લંબાતી જાય છે, તથા તે ત્વચાપર સૂક્ષ્મ ગર્ભને આરંભમાં પુષ્કળ પોષકરસ પૂરો પાડનારી ગર્ભાશયની નલિકાઓ પણ મ્હોટી મ્હોટી હોય છે; તેથી તેનાં ઉઘાડાં મ્હોંડાં, ન્હાનાં ન્હાનાં છિદ્રોની માફક સ્પષ્ટ દેખાય છે. આ શ્લેષ્મ ત્વચાની રક્તવાહિનીઓ પણ મ્હોટી હોઇને તેની સંખ્યા સુદ્ધાં વધે છે, તથા તે અધિક ઘટ બનતી જાય છે, તથા એક ઘટ અને વિસ્તારવાળું જાળું બંધાય છે.

આવી રીતે ગર્ભાશયના અંદરના અંગને એક જાડું પરંતુ નરમ મખમલ જેવું અને રક્તવાહિનીઓથી ભરપૂર અસ્તર ગર્ભાશયની અંદર મૂળત્વચાનું જ બને છે. આ અસ્તરને વલિત્વચા અથવા અંગ્રેજીમાં 'ડેસીડયૂઆ વ્હીરા' કહે છે.

ગર્ભાશયના પોલા ભાગમાં આ વલિત્વચાની બે ઘડીઓ વચ્ચેના ખાંચામાં ગર્ભધારણ પામેલું ઇંડુ પ્રથમ જણાવ્યા પ્રમાણે ચોંટે છે તથા ત્વચા વિશેષ ત્વરાથી વધીને આ સજીવ ઇંડાને ઘેરી લે છે, જેથી એ ગર્ભનું ઇંડું ગર્ભાશયના બીજા ભાગો કરતાં તદ્દન અલગ પડીને ગર્ભાશયના પોલાણમાં આ નવી બનેલી ત્વચાની કોથળીમાં લટકે છે. વલિત્વચાની આ કોથળી વધીને લાંબી થાય છે. આ બીજી વલિત્વચાને અંગ્રેજીમાં 'ડેસીડયૂઆ ફલેકસા' કહે છે.

આ મુદત દરમ્યાન ઇંડું ઘણું મ્હોટું થાય છે તથા તેના પ્રમાણમાં પોષકરસની તેને વિશેષ જરૂર પડે છે. એ પોષકરસ તેને મળે એટલા માટે એવી રચના થયેલી છે કે, એ ઇંડાના ઉપરના અંગની સપાટીમાં ઝીણાં તંતુઓ ઉત્પન્ન થાય છે તથા તે વધીને તળીઆની વલિત્વચાની ઘડીમાં પ્રવેશ કરે છે. ત્યાંથી નલિકામાંના પોષકરસને શોષી લઇને ઇંડાને આપે છે. આવી રીતે કેટલીક મુદત સૂધી ઇંડાનું પોષણ થાય છે.

બીજા માસના અંત સમયે વલિત્વચાના એ ખાંચામાંનું ઇંડું ચોંટવાની જગ્યા છોડી દે છે, એટલે બીજા ઠેકાણાના તે ઉપરના તંતુઓ ધીમે ધીમે નાશ પામે છે; કિન્તુ ઉપલી જગ્યાના તંતુઓ મ્હોટા તથા એકત્ર થઇને અને ત્યાંની ત્વચામાં મળી જઇને તેનું એક નાળ બનવા માંડે છે. એ નાળને અંગ્રેજીમાં 'પ્લેસેન્ટા' કહેવામાં આવે છે. આ સમયે એ ગર્ભના ઇંડામાં એકાએક મહાન્ ફેરફાર થાય છે. આ ફેરફાર એવો છે કે, એમાં વિભાગ થવા લાગે છે. પ્રથમ અંદરના ઇંડામાં મધ્યમાં એક ઉભી ફાટ પડે છે તથા તે ફાટ ધીમે ધીમે પહોળી થઇને તેના બે અર્ધગોળ વિભાગ થઇ જાય છે. આ ઉભી ફાટની મધ્ય ભાગમાં છેદ કરનારી એક આડી ફાટ પડે છે, અને તેથી બેમાંથી ચાર સમાન ભાગ થાય છે. આ વિભાગ થવાની ક્રિયા આવા ક્રમથી ચાલૂ જ રહે છે, અને તેથી ચારમાંથી સોળ, સોળમાંથી ચોસઠ અને અસંખ્ય સૂક્ષ્મ ગોળ વિભાગ થતાં એક સીતાફળ જેવો ગોળો બને છે. આ વિભાગો જેમ જેમ વધે છે તેમ તેમ તે કદમાં અતિ સૂક્ષ્મ બનતા જાય છે. એ ગોળ વિભાગોની બાજૂઓ એકબીજાની સાથે ચોંટીને એક જીવ થાય છે, તથા તે વિભાગોની વચ્ચેની જગ્યા એક પ્રકારના પારદર્શક પદાર્થથી ભરેલી હોય છે. આ પછી બીજો એક જાણુવા જેવો ફેરફાર થાય છે. એ ફેરફાર એવો છે કે, એમાં અંગોત્પાદક ચર્મની ઉત્પત્તિ થાય છે. અંગોત્પાદક ચર્મ એટલે ગર્ભનાં અંગો ઉત્પન્ન કરનારી ચર્મક્રિયા. આ ચર્મનાં બે પડ છે. એક અંદરનું અને બીજું બહારનું. આ સમયે ઇંડાનો આકાર એક ગોળ કોથળી જેવો હોય છે. આ કોથળીમાં એકની અંદર બીજું અને બીજાની સાથે ચોંટેલું ત્રીજું—એવા ત્રણ પડ હોય છે. પ્રથમનું બહારનું પડ કાંઈ પણ પરમાણું (પદાર્થ) વગરનું સાદું આચ્છાદન

હોય છે. તેની અંદરનું બીજું પડ તે પરમાણુયુક્ત અંગોત્પાદક ચર્મનું બાહ્ય પડ અને ત્રીજું પડ તે પરમાણુયુક્ત અંગોત્પાદક ચર્મનું અંતરપડ હોય છે.

ગર્ભઅંડની આ વિભાગ થવાની તેમજ અંગોત્પાદક ચર્મની ક્રિયા વડે ઈંડાના પદાર્થમાં એવો ફેરફાર થાય છે કે, પ્રથમ એ ઈંડું, ધોળો, ચીકણો અને તેલ જેવાં પરમાણુયુકત એક સાદો ગોળો હોય છે; તેને હવે આકાર અને ઇન્દ્રિયો પ્રાપ્ત થવા લાગે છે. અંગોત્પાદક ચર્મની ઉત્પત્તિની સાથે ગર્ભના શરીરમાં આકાર થવા લાગે છે. અવયવ ઉત્પન્ન થવાની શુરુઆતના ચિહ્‌ન તરીકે એ અંગોત્પાદક ચર્મનું પડ ઘટ તથા જાડું થાય છે, તથા તેમાં અંડાકૃતિનું એક ટપકું દેખાય છે. ગર્ભને આકાર તથા ઇન્દ્રિયો નિમ્નલિખિતક્રમથી થાય છેઃ—

(૧) ઇંડાના પ્રથમ ગોળ વિભાગ થવાથી અંગોત્પાદક ચર્મ ઉત્પન્ન થાય છે અને તેને એક અંદર અને એક બહાર એવાં બે પડ હોય છે.

(૨) અંગોત્પાદક ચર્મના બાહ્ય પડના આગલા અસ્તર વડે મસ્તક તથા કરોડ રજ્જુનાં સ્રોત બને છે અને પાછલા અસ્તર વડે ઉદરની પોલ બને છે.

(૩) અંગોત્પાદક ચર્મના અંદરના પડથી આંતરડાંની નળી બને છે.

(૪) અંતે અંગોત્પાદક ચર્મના બાહ્ય પડથી મસ્તક, બરડાની કરોડ રજ્જુ તથા તેમાંથી નીકળનારી વાતવાહિની નળીઓ, હાડપિંજર, જ્ઞાનેન્દ્રિયો, ત્વચા તથા સ્નાયુ એ સર્વ ઉત્પન્ન થાય છે. છેવટે અંગોત્પાદક ચર્મમાંથી જ ફાંટા નીકળીને તેમાંથી હાથ પગ બને છે.

અંગોત્પાદક ચર્મના બાહ્ય પડમાંથી જ એક ઘડી (પડ) નીકળીને તેમાંથી ગર્ભના ઉપર એક અસ્તર બને છે. તેને અંગ્રેજીમાં 'અમનીયૉન' કહે છે. એ અસ્તરના અંદરના ભાગમાંથી એક પ્રકારનો પ્રવાહી રસ ઝરે છે અને એ જ ગર્ભોદક છે કે જેમાં ગર્ભની થેલી નવ માસ સૂધી તરતી રહે છે.

અંગોત્પાદક ચર્મના અંદરના પડમાંથી એક બીજું અસ્તર બને છે જેને અંગ્રેજીમાં 'એલેન્ટૉઇસ' કહે છે. તે પૂર્ણ થાય છે એટલે ગર્ભને ચારે બાજૂએથી પૂરી લે છે અને તે એક અંગથી અંતરના અસ્તરને ચોંટે છે, તથા બીજા અંગથી ઇંડાના બહારના અસ્તરને ચોંટે છે. આ રીતે ગર્ભનું જે બ્હારનું અસ્તર બને છે તેને જરાયુ કહે છે. અંગ્રેજીમાં તેને 'કોરીયન' કહે છે.

જરાયુમાં સૂક્ષ્મતંતુઓ નીકળે છે. તે કેટલોક સમય ગયા પછી એકત્રિત થઈને ગર્ભાશયની અંદરની વલિત્વચાને ચોંટે છે, અને તેમાંથી નાળ (પ્લેસેન્ટા) બને છે. આ નાળ મારફત માતાના શરીરના લોહીનું પોષકતત્વ ગર્ભને પહોંચે છે, અને તેથી ગર્ભને પોષણ મળે છે એ વાર્ત્તા અમે પ્રથમ જણાવી ચુકયા છીએ.

ગર્ભનાળનો એક છેડો કે જે ગર્ભની નાભિમાં હોય છે તેનો બીજો છેડો ગર્ભાશયમાં હોય છે. ગર્ભની નાભિમાં આ છેડો એક પેશીમાં હોય છે, અને એ પેશીમાં પ્રથમ અવસ્થામાં ગર્ભના પોષણ માટે એક પ્રકારના પ્રવાહી રસનો સંચય થાય છે. પાછળથી ધીમે ધીમે એ પેશી ન્હાની થતી જાય છે. ત્રણ માસનો ગર્ભ થયા પછી એ પેશી અદૃશ્ય થાય છે. ગર્ભનાળનો જે છેડો ગર્ભાશયમાં હોય છે તેમાં રક્તવાહિનીઓ એકત્ર થઇને તેમાંથી બે ધમનીઓ અને એક શીરા નીકળે છે, તથા તેની આસપાસ અસ્તર હોય છે. આ અસ્તર, બે ધમનીઓ તથા શીરા એકત્ર થઇને એક ગર્ભનાળ બનેલી હોય છે. આ બે ધમનીઓ તથા શીરાનો સંબંધ ગર્ભના હૃદય સાથે થયેલો હોય છે. નાળમાંથી શીરાદ્વારા શુદ્ધ, લાલ તથા પોષણ યોગ્ય લોહી ગર્ભના હૃદયમાં જઇને ત્યાંથી ગર્ભના સર્વાંગમાં ફેલાય છે. ગર્ભના શરીરનું અશુદ્ધ (કાળું) લોહી ઉપરની બે ધમનીઓદ્વારા નાળકંદમાં પાછું આવીને ત્યાં જ તે શુદ્ધ બનીને પોષણયોગ્ય બને છે.

માતાના શરીરમાંથી ગર્ભના શરીરમાં અથવા ગર્ભના શરીરમાંથી માતાના શરીરમાં લોહી પ્રત્યક્ષ જતું જણાતું નથી; પરંતુ જ્યારે ગર્ભનું રુધિરાભિસરણ તથા જીવન એ મા તરફથી જ માત્ર સ્વતંત્રરીતે ચાલે છે ત્યારે નાળનો સંબંધ ગર્ભાશય સાથે થાય છે. ત્યારથી તે પ્રસવ વખતે નાળ તૂટે છે ત્યાં સૂધી ગર્ભને માતા તર-

ફથી જ પોષકદ્રવ્ય મળે છે; જેથી માતાના ગર્ભાશયમાંની અને નાળકંદમાંની રક્તવાહિનીઓનો નિકટ સંબંધ હોવાને લીધે પરસ્પરના શુદ્ધ તથા અશુદ્ધ લોહીનું લેવું દેવું ચાલે છે.

ગર્ભનાળનો આકાર ગોળ હોઈ તેને બે ચપટાં અંગ હોય છે. તેના મધ્યભાગમાંની વધારેમાં વધારે જાડાઈ એકથી બે ઇંચ જેટલી હોય છે, અને તેનો ઘેરાવો આઠ ઇંચ હોય છે. એ નાળનો એક ચપટો છેડો ગર્ભાશયની અંદરના કોઈ પણ એક ભાગમાં ચોંટેલો હોય છે. આ ગર્ભનાળચું થોડા દિવસના ઉપયોગ માટે જ બનેલું હોય છે. એ નાળચું ગર્ભના કે માતાના શરીરનો કોઇ અવયવ ગણાતું નથી; કેમ કે પ્રસવની સાથે એ નાળચું ખસી પડે છે.

ગર્ભાશયમાં ગર્ભની સ્થિતિ, વૃદ્ધિ, પોષણ તથા તેના અંગોનું વર્ણન કરવામાં આવ્યું છે. હવે ગર્ભસ્થાનની અંદરનો ગર્ભ પ્રત્યેક માસમાં કેટલો વધે છે, તથા દરેક માસમાં તેનાં કયાં કયાં અંગો ઉત્પન્ન થાય છે તેનું ટૂંક વર્ણન અત્રે કરવામાં આવે છે.

પહેલું અઠવાડીઉં એ ગર્ભનો આરંભકાળ છે; એ સમયે તેની સ્થિતિ એક પ્રવાહી બિંદુ જેવી હોય છે. પહેલા અઠવાડીઆને અંતે આ પારદર્શક જળબિંદુમાંથી અપારદર્શક એક બિંદુ માલૂમ પડે છે. બીજા અઠવાડીઆમાં ગર્ભનું વજન લગભગ અડધી ચણોઠી જેટલું હોય છે. આ અઠવાડીઆની આખરે ગર્ભનું ટપકું ખુલ્લી આંખે દેખી શકાય એવડું હોય છે. ત્રીજા અઠવાડીઆમાં ગર્ભનો આકાર લગભગ વટાણા જેવડો હોય છે, તથા તેમાં પાણીલો રસ ભરેલો હોય છે, અને તેના મધ્યભાગમાં એક અપારદર્શક બિંદુ માલૂમ પડે છે. એકવીસમા દિવસે ગર્ભ વાલના આકાર જેવડો થાય છે તથા તેનું વજન ચાર ઘઉં ભાર હોય છે. આ સમયે ગર્ભમાં કરોડરજ્જુનાં હાડકાં, હૃદય, મગજ વગેરેની રચનાનો આરંભ થાય છે. ચોથા અઠવાડીઆમાં અર્થાત્ એક મહિને ગર્ભ એક મ્હોટી બગઈ જેવડો હોય છે, તથા તેનો આકાર એક ચેળ (કીડાના) જેવો વાંકો હોય છે. તેની લંબાઇ $\frac{1}{2}$ ઇંચ હોય છે. હાથ પગ ફુટેલા હોતા નથી તથા માથું બીજા ભાગના પ્રમાણમાં મ્હોટું હોય છે.

પાંચમાં તથા છઠ્ઠા આઠવાડીઆમાં માથું શરીરના પ્રમાણમાં ઘણું મ્હોટું હોય છે. આંખોને ઠેકાણે બે બાજૂમાં બે કાળાં ટપકાં

દેખાય છે, તથા હૃદયનો આકાર મ્હોટા માણસ જેવો લાગે છે. સાતમા અઠવાડીએ હાંસડીનું તથા નીચેના જડબાનું હાડકું બંધાવા લાગે છે, પાંસળીઓ રચાવા માંડે છે, હૃદયનો આકાર વિશેષ પૂર્ણ થાય છે, મગજ વધારે મ્હોટું થાય છે, તથા હાથપગ ફુટે છે. આંખો અને કાન વિશેષ સ્પષ્ટ દેખાય છે. ફેફસાંની પેશીઓ માત્ર રેખા જેટલી જણાય છે. શ્વાસનળી એક નાજુક દોરા જેવી દેખાય છે. પણ યકૃત ( લિવર ) વધારે મ્હોટું હોય છે. મૂત્રપિંડો તથા તેના અસ્તરો તૈયાર થાય છે. જનનેન્દ્રિયનો આરંભ પણ આ સમયે થાય છે; છતાં બાળક નરજાતિનું છે કે નારીજાતિનું તેની આ સમયે ખબર પડતી નથી. ગર્ભની લંબાઇ આ સમયે ½ ઇંચ હોય છે.

બીજા માસની આખરે હાથ પગ અને પંઝા સ્પષ્ટ દેખાય છે; પરંતુ આંગળીઓ દેખાતી નથી; નેત્રોના ડોળા બહાર પડતા જણાય છે; પરંતુ પાંપણો અપૂર્ણ હોય છે. નાક બરાબર ઉંચું આવેલું દેખાતું નથી, તથા મ્હોં પહોળું હોય છે. ગર્ભની લંબાઇ ૧॥ થી ૨ ઇંચની હોય છે, તથા વજન એકથી બે રૂપિયાભાર હોય છે. આખા ગર્ભના વજનનો ½ ભાર ફક્ત માથામાં જ હોય છે.

સાઠથી સીત્તેર દિવસ વચ્ચે ગર્ભ જલ્દી વધે છે, અને સર્વ ભાગ પૂર્ણતાને પામે છે, નેત્રો મ્હોટાં જણાય છે, પાંપણો દેખાવા લાગે છે, નાક ઉંચું તરી આવે છે, મ્હોં મ્હોટું થાય છે, કાનનો બ્હારનો આકાર રચાય છે, મગજ નરમ માવા જેવું બને છે, ગળાનો ઘાટ સ્પષ્ટ દેખાય છે તથા હૃદય સંપૂર્ણ બની જાય છે.

ત્રણ માસ પૂર્ણ થતાં પોપચાં પૂર્ણ તથા સ્પષ્ટ જણાય છે; પરંતુ તે નીચેલાં હોય છે. બન્ને ઓષ્ઠ મળી જાય છે, કપાળ તેમજ નાક સ્પષ્ટ દેખાય છે. જાતિદર્શક અવયવ સ્પષ્ટ માલૂમ પડે છે. હૃદય વેગથી ધડકે છે. મ્હોટી રક્તવાહિનીઓમાં લાલ લોહી વહે છે. હાથ પગની આંગળીઓ સ્પષ્ટ દેખાય છે, સ્નાયુ તૈયાર થવા લાગે છે, તથા પગની પીંડીઓ બંધાવા માંડે છે. આ સમયે ગર્ભની લંબાઇ ત્રણથી ચાર ઇંચ જેટલી હોય છે, તથા તેનું વજન પાંચથી દશતોલા જેટલું હોય છે.

ચોથા માસમાં માસ આખરના દિવસોમાં ગર્ભ જેટલી ત્વરાથી વધે છે તેટલી ત્વરાથી આરંભના દિવસોમાં વધતો નથી. તેની

લંબાઇ ૬ થી ૮ ઇંચની હોય છે, તથા વજન પંદરથી વીસ તોલા જેટલું હોય છે આ મહિનામાં ચહેરો વિશેષ લાંબો થાય છે; કિન્તુ હજી સૂધી તેનું સ્વરૂપ અપૂર્ણ હોય છે. નેત્રો, નાક તથા મ્હોં બંધ હોય છે. ચામડીનો રંગ ગુલાબ જેવો હોય છે. આ માસમાં જન્મેલો ગર્ભ થોડા કલાક સૂધી જ જીવે છે.

પાંચમા માસમાં ગર્ભ આઠથી દશ ઇંચ લાંબો હોઇ તેનું વજન ૨૦ થી ૨૭ાા તોલા સૂધીનું હોય છે.

છઠ્ઠા માસમાં ગર્ભની લંબાઈ બારથી સાડાબાર ઇંચ જેટલી હોય છે, તથા તેનું વજન આશરે એક રતલ હોય છે. આ મહિનામાં તેના મસ્તકપર વાળ થાય છે, નેત્રો મીંચેલાં જ જણાય છે તથા ભમરો અને પોપચાંને ઘણા જ કોમળ વાળ આવેલા દેખાય છે.

સાતમા મહિનામાં દરેક અવયવ કદમાં વિશેષ મ્હોટા તથા સંપૂર્ણ દેખાય છે. હાડકાં બહુધા બની જાય છે. ગર્ભની લંબાઈ લગભગ બારથી ચૌદ ઇંચ જેટલી હોય છે તથા વજન ૨ાા થી ૩ રતલ જેટલું હોય છે. આ મહિનામાં અવતરેલું બાળક શ્વાસોચ્છવાસ લઈ શકે છે, રોઈ શકે છે તથા ધાવી શકે છે તેમજ વિશેષ કાળજીપૂર્વક ઉછેરવાથી મ્હોટું થાય છે. તે એટલું બધું નિબળ હોય છે કે, ન્હાવાના તેમજ કપડાં પહેરવાના શ્રમને સહન કરી શકતું નથી. વચ્ચે વચ્ચે ધાવવા માટે તે જાગી ઉઠે છે અને બાકીનો સઘળો વખત ઉંઘવામાં જ પસાર કરે છે. તેના શરીરમાં ગરમીનું પ્રમાણ એટલું બધું ઓછું હોય છે કે, તેને ગરમ કપડાંમાં વીંટાળી રાખીને માતાના પડખામાં અથવા બીજા કોઇના ખોળામાં રાખવું પડે છે, જેથી બીજાની ગરમી ( હુંફ ) બાળકને લાગીને તે ગરમ રહે તો વધારે સારું.

આઠમા મહિનામાં ગર્ભની લંબાઇ કરતાં જાડાઇ વધે છે. લંબાઇ લગભગ સોળથી અઢાર ઇંચની હોય છે, તથા વજન ચારથી પાંચ શેર જેટલું હોય છે. ચામડીનો રંગ ઘણો લાલ થયેલો હોય છે, તથા તે ઉપર એક પ્રકારનો ચીકણો રસ ખરડાયેલો હોય છે.

નવમા માસમાં એટલે કે પૂરા દિવસોમાં ગર્ભ ૧૯ થી ૨૩ ઇંચ લાંબો હોય છે તથા તેનું વજન છ શેરથી નવશેર જેટલું હોય છે. વાળ જેવી સૂક્ષ્મી રક્તવાહિનીઓમાંથી લોહી વહેવા માંડે છે તથા ચામડીમાં પરસેવો આવવા લાગે છે.

# અષ્ટાદશ અધ્યાય.

## માતાપિતાના આચાર વિચારની ગર્ભપર અસર.

"The whole of the function of reproduction and sex is quite as much mental as bodily. It relates as much to the brain cortex and the minds as to the organs of sex and generation." પ્રૉ૦ ક્લાઉસ્ટન્.

" બાળકોની ઉત્પત્તિ અને જાતિની સમસ્ત ક્રિયા શરીર સાથે જેટલો સંબંધ રાખે છે એટલો જ સંબંધ મન સાથે રાખે છે. તે ક્રિયા નર અને નારીના અવયવો સાથે તેમજ બચ્ચું ઉત્પન્ન કરવાની ક્રિયા સાથે જેટલો સંબંધ રાખે છે તેટલો જ સંબંધ ઉપલા ભેજાં અને મન સાથે રાખે છે.

માનસિકશાસ્ત્રીઓ ( Psychologists ) આ વિષયપરત્વે શી શી દલીલો રજૂ કરે છે તે આપણે પ્રથમ તપાસીએ. કેટલાક માનસિકશાસ્ત્રીઓનું કહેવું એવું છે કે, એક વસ્તુનો આકાર બનવો અથવા એક અવયવ ઉત્પન્ન થવો એનું મૂળ કારણ તેમાં સમાયલી ગુપ્ત મનશકિતપર આધાર રાખે છે. કેટલાંક જીવજંતુ તેમજ જનાવરો તરફ દૃષ્ટિ ફેરવવામાં આવશે તો માલૂમ પડશે કે તેમના આકાર અને અવયવ મનની ચોકકસ અસરથી જ ઉત્પન્ન થયેલા હોવા જોઇએ. એક વાઘ અથવા વરુનો વિક્રાળ દેખાવ ફાડી ખાવાનાં અંગોથી બનેલો હોય છે ત્યારે એક બકરું તેમજ ગાય શાન્ત દેખાવ પ્રમાણે ગરીબ દેખાય છે.

જંગલમાં રહેતાં કેટલાંક જાનવરોએ આત્મસંરક્ષણાર્થે ભય રહેતો હોવાથી પોતાની માનસિક અસરથી શીંગડા ઉત્પન્ન કરેલાં છે. એક જંગલી ગાયનાં શીંગડાં મ્હોટાં હોય છે; પરંતુ પાળેલી ગાયને શીંગડાની થોડી જરૂર હોવાથી તેનાં શીંગડાં ન્હાનાં હોય છે. જો એ પાળેલી ગાયને પાછી જંગલમાં રાખવામાં આવે છે તો તેનાં શીંગડાં પાછાં મ્હોટાં થાય છે.

'Kallima parallecta' નામનું પતંગીઉં સર્વાંશે વૃક્ષના પાંદડાને મળતા આકારનું હોય છે. આ પતંગીઉં ઝાડના

પાંદડાંની એવી તો આશ્ચર્યજનક નકલ કરે છે કે, જો આપણે ઝાડપાસે ઉભા રહીએ તો તેને ઝાડનું એક પાંદડું જ સમજીએ. જો આપણે ઝાડનું પાંદડું તથા એ પતંગીઆની પાંખ લઇને સૂક્ષ્મ દૃષ્ટિથી તેની પરીક્ષા કરીએ તો માલૂમ પડી આવે કે, ઝાડના પાંદડાંને દોરી જેવી જેટલી નસો હોય છે તેટલી જ નસો આ પતંગીઆની પાંખમાં હોય છે! આવી તાદૃશ્ય નકલ કરવાનું પ્રયોજન એટલું જ છે કે, એ પતંગીઆને બીજાં પક્ષીઓ ખાઈ જાય છે; તેથી સ્વસંરક્ષણાર્થે પાંદડાંની નકલ કરીને તે ઝાડપર બેસે છે; જેથી પક્ષીઓ તેને પણ પાંદડું જ સમજે છે. કેટલાંક પક્ષીઓ આવા પતંગીઆને પાંદડાંમાંથી શોધી કાઢી ખાઈ જવા માટે પોતાની આંખને તેજી બનાવે છે; કેમ કે જેમની આંખ વિશેષ તેજી હોય છે તેઓ સહેલાઈથી પોતાનું ગુજરાન કરી શકે છે.

અમેરિકામાં ઇલોપ્સ (Elops) નામના ઝેરી સાપ હોય છે. તેમની રગો ઘણી ખેંચાણકારક હોય છે. આ સાપ ઝેરી હોવાથી જે પક્ષીઓ સાપ ખાનારાં હોય છે તેઓ આવા સાપને ખાઈ જતાં નથી. બીજા 'ઇરીથોલેમ્પ્રસ' નામના સાપ હોય છે તેઓ ઝેરી હોતા નથી; તેથી સર્પભક્ષક પક્ષીઓ પોતાને ખાઇ ન જાય એવા હેતુથી તેઓ 'ઇલોપ્સ' જાતિના ઝેરી સાપોની આબેહુબ નકલ કરે છે. કેટલાંક પેટે ચાલનારાં જીવજંતુઓને પોતાની સલામતીને માટે પગની જરૂર પડે છે ત્યારે પગ પેદા થાય છે. જે કોઇ જીવવાળી વસ્તુને પોતાના ગુજરાન તેમજ રક્ષણ માટે જે ચોક્કસ અવયવની જરૂર પડે છે, અને તે મેળવવાની ઇચ્છા થાય છે તે અવયવો ધીમે ધીમે ઉત્પન્ન થાય છે; કિન્તુ જ્યારે એ અવયવોની જરૂર રહેતી નથી ત્યારે તે નીકળી જાય છે. ખોદકામથી પ્રાચીન વસ્તુઓની શોધખોળ કરવામાં આવતાં એક બાર પગનો ઘોડો મળી આવ્યો હતો; જેથી માનસિકશાસ્ત્રીઓ એવા અનુમાનપર આવ્યા છે કે પહેલાં ઘોડાને બાર પગ હતા; પરંતુ ધીમે ધીમે તે ચાર થઈ ગયા છે. આવી જ રીતે માનસિક બળથી આપણને જાનવરની અવસ્થામાંથી ઉચ્ચ જીવન ગુજારવાને જે જે અવયવોની જરૂર પડી તે અવયવો મેળવી, અનાવશ્યક અવયવો કાઢી નાખી આપણા શરીરનું બંધારણ કરવામાં આવ્યું છે. આવા દાખલાઓપરથી માલૂમ પડશે કે, માનસિક કાર્યોથી જ તથા ઇચ્છાથી જ શરીરનો આકાર તથા અવ-

થવો ઉત્પન્ન થાય છે. ડૉક્ટર સ્કૉટફિલ્ડ જણાવે છે કે, " Turning to uterine diseases, we may couple the action of the mind with the growth of fibroids, with abortion and premature labour, with conception and its products, both in their mental and physical characters." આ વાક્યોનો ભાવાર્થ એવો છે કે, ગર્ભ વિષયક દર્દો જેવાં કે, રેસાનો જમાવ થવો, ગર્ભપાત થવો, યોગ્ય સમય થતાં પૂર્વે બચ્ચાંને જન્મ આપવો, ગર્ભ રહેવો તથા તેની ઉત્પત્તિ એ સર્વ શારીરિક અને માનસિક યોગ્યતામાં માનસિક કાર્યોનો સંબંધ રજૂ કરી શકીએ. ડૉ. ટ્રૉલ (Trali) બચ્ચાંના જન્મ સમયે ગર્ભાશયની સ્થિતિ કેવી હોય છે એ સંબંધી લખે છે કે. "So true; so admirable, and so energetic are the manifestations of the vital instincts of the uterns on the occasion, that they seem almost like intelligence." અર્થાત્ આ સમયે ( બચ્ચાંને જન્મ આપતી વખતે) ગર્ભસ્થાન અગત્યની પ્રેરણા બુદ્ધિઓ એવી તો પ્રશંસનીય રીતે દેખાડે છે કે, તેઓ બુદ્ધિબળ જેવાં જ લાગે છે; ત્યારે આપણે ઉપરનાં ઉદાહરણોથી જાણી શકયા છીએ કે, માનસિક અસરથી ઉત્પન્ન થતા અવયવ પોતાનું કાર્ય કરી શકે છે.

હવે આપણે ઉદાહરણો સાથે તપાસીશું કે, સંતાનનું રૂપ, આકાર, અવયવો વગેરે તેનાં માતાપિતાની માનસિક અસરથી જ ઉત્પન્ન થાય છે.

## માબાપ કાળાં હોવા છતાં સફેદ બાળક કેવી રીતે ઉત્પન્ન કરી શકે ?

બાળકનો સફેદ અથવા કાળો રંગ કેમ થાય છે એ આપણે પ્રથમ તપાસીએ. સ્પેન દેશની એક ઉમરાવજાદીના શયનગૃહમાં એક ઇથોપીઅનનું ચિત્ર ટાંગેલું હતું. પેલી ઉમરાવજાદીના મનપર એ ચિત્રની અસર થવાથી તેને એ ચિત્રના જેવું કાળું બાળક જ જન્મ્યું.

એક બીજી યૂરોપિયન્ સ્ત્રીને ત્યાં હબસીનું ચિત્ર હતું; જેના કરચલીવાળા બરડ વાળ એ સ્ત્રીને ઘણા ગમતા હતા; તેથી તેણે

એવા જ વાળવાળા બાળકને જન્મ આપ્યો. એક ઇથોપીઅન્ રાણીને ત્યાં સફેદ બાળકનો જન્મ થયો; તેનું કારણ એ હતું કે, રાત્રિ દિવસ સફેદ રંગ તરફ તેનું ધ્યાન વિશેષ ખેંચાતું હતું. એવા રંગની અસરો બચ્ચાંપર કેવી રીતે થાય છે એના પ્રયોગો જાનવરોપર પણ કરવામાં આવ્યા છે. કેટલીક વખતે લશ્કરમાં સઘળા લાલ કિંવા કાળા ઘોડાઓ જોવામાં આવે છે. એનું કારણ એવું છે કે, ઘોડા ઉછેરનારાં બચ્ચાંનાં બીજની ઉત્પત્તિ વખતે ઘોડા ઘોડીની આગળ કાળા કિંવા લાલ રંગનો પડદો આંખ આગળ ધરવાથી જેવા રંગનો પડદો ધર્યો હોય છે તેવા રંગના ઘોડા જન્મે છે. ખ્રિસ્તીઓના ધર્મગ્રંથ 'બાયબલ'માં પણ એ વિષયનો ઈશારો કરેલો છે. ડૉકટર પી. એફ. સિક્ટ એમ. ડી. એ એક અખતરો કરી જોયો હતો. તેના ઘરમાં કેટલાંક પાળેલાં સસલાં હતાં. એ સસલાંઓના રહેઠાણમાં સઘળે તેણે આસમાની રંગનું કપડું પાથરેલું હતું. જમીનપરની અટાઇ પણ આસમાની રંગની હતી. તેનાપરથી સસલાંઓ વારંવાર આવ જા કરતાં હતાં. પછીથી જ્યારે એ સસલાંને બચ્ચાં થયાં ત્યારે તે સર્વાંશે ઘેરા આસમાની રંગના શરીરવાળાં હતાં. આ સઘળાં ઉદાહરણો ઉપરથી માલૂમ પડે છે કે, જો ચોક્કસ વખતે માબાપના મનપર સફેદ રંગની મજબૂત છાપ પાડવામાં આવે તો કાળાં હબસી જેવાં માબાપો પણ સફેદ બાળકો ઉત્પન્ન કરી શકે છે.

વિશ્વવિખ્યાત વિદ્વાન્ ડાર્વિન જણાવે છે કે, "પુષ્પો તથા જનાવરોમાં 'સફેદ' રંગ સહેલાઈથી ઓલાદમાં ઉતરી આવે છે. જો સફેદ રંગનાં માણસો કાળા રંગનાં માણસો સાથે સંભોગ કરે છે તો મુખ્યત્વે કરીને સફેદ રંગનાં બાળકો જન્મે છે; કેમ કે સફેદ રંગ મનુષ્યજાતિના મનપર વિશેષ મજબૂત છાપ પાડી શકે છે.

માનસિક અસરથી સફેદ રંગનાં માબાપને ત્યાં કાળા રંગના બાળકનો જન્મ થઇ શકે છે તેનું ડૉ. ફાઉલર્ એક એવું ઉદાહરણ આપે છે કે, એક ઘણો વિષયલંપટ પુરુષ એક કંગાલ હાલતની સુંદરી સાથે પરણ્યો હતો. તેની સાથે તેણે એવો કરાર કરેલો હતો કે, તે એ સ્ત્રીને કોઈ પણ રીતે દુઃખી કરશે નહિ; પરંતુ તે બીજી કોઇ પણ સુંદરી સાથે વિહાર કરે તો તેમાં તેની સ્ત્રી બાધા

કરી શકે નહિ. એક પ્રસંગે તેણે પોતાની પાડોશમાંના રંધન-ગૃહની દાસીને પોતાને ત્યાં આયા તરીકે રાખી. પછીથી એ સ્ત્રીને તેણે પોતાની રખાત બનાવવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ પેલી સ્ત્રી સ્વધર્મપરાયણા હોવાથી તેણે એ પુરુષની નીચ ઇચ્છાનો અસ્વીકાર કર્યો. પેલા પુરુષને જ્યારે એમ લાગ્યું કે, સહેલાઇથી એ આયા પોતાની માગણી માન્ય કરે તેમ નથી ત્યારે તેણે તેના અંતરને કામોત્તેજિત બનાવવાનો પ્રયત્ન કરવા માંડયો; છતાં એ આયાનું ચિત્ત ચળિત થયું નહિ. એક દિવસે જ્હાંજે અત્યંત કામોન્મત્ત બની જઇ તેણે એ આયાને પોતાની ઇચ્છા પૂર્ણ કરવાનો અત્યાગ્રહ કર્યો; કિન્તુ ત્યાંથી તે જ્યારે નિરાશ થયો ત્યારે એવી ઉત્તેજિત સ્થિતિમાં જ તેણે પોતાની પત્ની સાથે સંભોગ કર્યો. પરિણામે તેની પત્નીને ગર્ભ રહ્યો તથા તેને જે બાળક જન્મ્યું તે આબેહુબ પેલી આયાના રંગને મળતું તદ્દન કાળું હતું. આમ થવાથી સત્ય પ્રકારથી જે મનુષ્યો અજ્ઞાત હતાં તેઓ તો પેલી આયાને જ એ બાળકની માતા સમજતાં હતાં. આ વિષયમાં માતાપિતા ગૌરવર્ણનાં હોવા છતાં તેમને શ્યામવર્ણનું બાળક થયું તેનું કારણ એ જ હતું કે, પેલી આયાને જોઇને પુરુષ ઉત્તેજિત બની ગયો હતો; તથા તેના આકાર, રંગ વગેરેની તેના ચળિત મન પર મજબૂત છાપ પડી ગઇ હતી.

વિદ્વાન્ ડૉકટર લો. ( Lowe ) આવા ઉદાહરણને મળતું જ એક ઉદાહરણ આપે છે. તે લખે છે કે, ' એક ખૂબસૂરત સોનેરી-વાળવાળો અંગ્રેજ એક બ્રાઝેલીઅન્ સુંદરી સાથે પરણ્યો; પરંતુ એ સ્ત્રીથી તેને બાળકો થયાં નહિ. એ બ્રાઝેલીઅન્ સુંદરીના શરીર અને વાળનો રંગ કાળો હતો. વીસ વર્ષ પછી પેલો અંગ્રેજ એક યૂરોપિયન્ સુંદરી સાથે પરણ્યો. એ સ્ત્રીથી તેને જે બાળક પ્રાપ્ત થયું તે પેલી પરલોકપ્રયાણ કરી ગયેલી બ્રાઝેલી-અન્ સ્ત્રીના જેવું જ હતું. બાળકના શરીરનો ઘાટ, અવયવ, રંગ વગેરે સર્વ એ સ્ત્રીને મળતું જ હતું. આ બાળકનાં માબાપ અંગ્રેજ હોવા છતાં બાળક બ્રાઝેલીઅન્ જેવું જન્મ્યું તેનું કારણ એ છે કે, પેલો અંગ્રેજ ગૃહસ્થ પોતાની પ્રથમની પત્ની જે વીસ વર્ષ પૂર્વે મૃત્યુ પામી હતી તેને બહુ ચ્હાતો હતો. જ્યારે જ્યારે તે પોતાની નૂતન પત્ની સાથે વિહાર કરતો હતો ત્યારે ત્યારે તેને

પેલી સ્વર્ગવાસિની પત્નીનું સ્મરણ થઇ આવતું હતું અને તેની આવી માનસિક અસરથી જ આવું બાળક ઉત્પન્ન થયું હતું.

આ સઘળાં ઉદાહરણો ઉપરથી માલૂમ પડે છે કે, માબાપના મનપર જેવા ઘાટ અને રૂપરંગની છાપ બેસે છે તેવાં જ બાળકો તેમને થાય છે. આ વિષયનાં બીજાં પણ બે ત્રણ ઉદાહરણ આપી આપણે આ પ્રકરણમાં બીજી આવશ્યકીય બાબતોનો વિચાર કરીશું.

એક ગૃહસ્થ ગાવા બજાવવાના કાર્યમાં એટલો બધો શોખીન હતો કે બીજાં સંગીત વિદ્યા નહિ જાણનારાં માણસો, માણસો જ નથી એમ કહેતો. દૈવયોગે જે સ્ત્રી સાથે તેનું લગ્ન થયું એ સંગીતવિદ્યા બિલ્કુલ જાણતી નહોતી. પોતાના પતિને ગાવાબજાવવાનો અત્યંત નાદ લાગેલો હોવાથી પોતાના મનમાં તે એમજ ઇચ્છતી કે, પોતાને એક પણ બાળક ન થાય તો સારું, આવી ઇચ્છાનું કારણ એ હતું કે, પોતે સંગીતવિદ્યાથી અજ્ઞાત હોવાથી જો પોતાને બાળકો થશે તોપણ તેઓ એ વિષયમાં અજ્ઞાની જ રહેશે, અને તેના પરિણામે તેમનાપર કે પોતાનાપર પતિનો પ્રેમ-રહેશે નહિ. આવી ચિંતામાં સંગીતવિદ્યાનો અભ્યાસ કરવાનો વિચાર તેને સૂઝયો. તેણે પણ ધીમે ધીમે જેવું આવડે એવું ગાવા બજાવવા માંડયું. આવા પ્રકારનો માનસિક અને શારીરિક ગાયનનો અભ્યાસ ચાલતો હતો એ સમય દરમ્યાન એ સ્ત્રીને ગર્ભ રહ્યો. પછીથી ક્રમાન્વયે તેને જે બે બાળક થયાં તે ગાયન વાદનકળામાં ઘણાં હોશિયાર થયાં. આ ઉદહારણપરથી માલૂમ પડે છે કે, માતા જો કે સંગીતવિદ્યામાં નિપુણા નહોતી; પરંતુ એ વિષયમાં નિપુણા થવાની તેના મનની પ્રબળ ઇચ્છા હતી તેથી તેનાં બાળકો સંગીતવિદ્યા પ્રવીણ થયાં. ગર્ભાવસ્થામાં તેનું ચિત્ત આ વિદ્યા તરફ આકર્ષાયું તેનું જ આ પરિણામ હતું.

સગર્ભાવસ્થામાં માતાની મનશકિતની છાપ બાળકપર કેવી મજબૂત બેસે છે તેના માટે વિશ્વવિખ્યાત થયેલા વીર-શિરોમણિ નેપોલિયન્ બોનાપાર્ટનું ઉદાહરણ અતિ પ્રસિદ્ધ છે. નેપોલિયન્ જ્યારે તેની માતાના ગર્ભસ્થાનમાં હતો ત્યારે તેની માતા પોતાના પતિ સાથે યુદ્ધક્ષેત્રમાં હતી અને ગર્ભાવસ્થાના સઘળા સમયમાં તે પતિની સાથે યુદ્ધ-

ક્ષેત્રમાં જ રહી હતી. લડાયક યોજનામાં તે યથાશક્તિ ભાગ પણ લેતી હતી. હમ્મેશાં ઘોડાપર બેસીને ફરવાનો તેને ઘણો શૉખ હતો; તેથી તે ઘણી ચાલાક, ચપળ, બળવાન્ અને બહાદુર હતી. પોતાના પતિ સાથે તે નિરંતર જોખમવાળી સ્થિતિમાં રહેતી હોવાથી સંકટ અને સાહસનાં કાર્યો નિડરતાથી કરી શકતી હતી; ઉલટું એવાં કાર્યો કરવામાં તે આનંદ અનુભવતી હતી. માતાપિતાના મનની આવી સ્થિતિમાં તેને ગર્ભ રહ્યો હતો, અને તેથી જ નેપોલિયન્ હિમ્મતવાન્, સાહસિક, બહાદુર, અતુલ પરાક્રમી અને પ્રબળ મહત્વાકાંક્ષા ધરાવનાર નીવડયો હતો, તથા સમસ્ત યૂરોપમાં તેણે પોતાની વીરહાક ગજાવી હતી. ગર્ભાવસ્થામાં માતાની શારીરિક અને માનસિક અસર ગર્ભપર કેવો પ્રભાવ બેસાડી શકે છે એ માટે આ ઉદાહરણ સર્વેએ નિરંતર સ્મરણમાં રાખવું જોઇએ.

જીસસ ક્રાઇસ્ટ, કબીર અને બુદ્ધ જેવા દેવાંશી મહાપુરુષો તેમની માતાઓના સદ્વર્તનથી જ અમરકીર્ત્તિ પ્રાપ્ત કરી શકયા હતા. કબીરની માતા મુસલમાન અને પિતા વણકર હતા. આવા દેખીતા હલકા સંબંધથી ઉત્પન્ન થનાર પુત્ર તત્વજ્ઞાની તેમજ મહાત્મા થશે એમ કોણ ધારી શકે? કિન્તુ ઘણી વખત ગરીબ હલકાં પરંતુ સદાચારી કુટુંબોમાં જેવાં રત્નો પાકે છે તેવાં શ્રીમંત કુટુંબોમાં પાકતાં નથી. કબીર અને ઇસુ એ વિષયનાં જવલંત ઉદાહરણ છે. કબીરના જન્મ માટે તેનાં માબાપને ધન્યવાદ આપ્યા સિવાય ચાલી શકે તેમ નથી. એક કુમારિકાથી ઉત્પન્ન થયેલો જીસસ ઇશ્વરપુત્ર મનાયો! હમણાં પણ આપણા સંસારમાં કુમારિકાથી ઉત્પન્ન થયેલા બાળકને અધમાધમ સમજવામાં આવે છે; પરંતુ ઇસુ દેવ તરીકે કેમ પૂજાયો? આનો ઉત્તર એ જ છે કે, એનામાં ઇશ્વરના જેવા સર્વોત્કૃષ્ટ સદ્દગુણ હતા. સાધુતા, ક્ષમા, દયા, આત્મભાવ, ઇશ્વરપર સંપૂર્ણ શ્રદ્ધા વગેરે તેના ગુણોએ સભ્ય જગત્‌ને મુગ્ધ બનાવી દીધું. ઇસુમાં આ દૈવી ગુણોનો ઉદય તેની કુમારી પણ વિશુદ્ધ માતા મરિયમથી થયો હતો!

વિશ્વવંદનીય મહાત્મા બુદ્ધની માતા અત્યંત દયાર્દ્ર પ્રકૃતિની હતી. પોતાની પ્રજાને જુલ્મથી કચરાતી જોઇ તેનું હૃદય દ્રવિત થતું હતું. પોતાની પ્રજાનું સઘળું દુઃખ કેવી રીતે દૂર કરવું તેના

વિચારો જ તે રાત્રિ દિવસ કરતી હતી. તેની આવી સ્થિતિમાં જ બુદ્ધદેવનો ગર્ભ રહ્યો હતો. દયાળુ માતાના દૃઢ સંસ્કારોએ ગર્ભ-પર પણ પ્રારંભથી જ પોતાનો પૂર્ણ પ્રભાવ પ્રતિષ્ઠિત કર્યો. આમ હોવાથી જ અંતે બુદ્ધને અપ્રતિહત વૈરાગ્ય ઉપજ્યો. બુદ્ધની માતાએ પોતાના ગર્ભમાં આ સંસ્કારો જાણી જોઇને નાખ્યા ન હોતા. તે સ્વપ્નમાં પણ ઇચ્છતી નહોતી કે, તેનો પુત્ર રાજપાટ છોડીને ચાલ્યો જાય; તથાપિ માતાના હૃદયમાં જે દયાના વિચારો ઉદય પામ્યા હતા તેના દૃઢ સંસ્કાર ગર્ભના બાળકપર પડયા, તથા તે સંસ્કાર અંતે પૂર્ણ વૈરાગ્યમાં પરિણત થઈ ગયા હતા ! સંસારનું દુઃખ જોઇ મહાત્મા બુદ્ધનું અંતર અત્યંત દુઃખિત થયું, અને તેના પરિણામે આ સંસારને અસાર સમજી તેમણે સંસારનો, માતાપિતાનો, સહધર્મિણીનો તથા રાજવિભવનો ત્યાગ કરી વનવાસ સ્વીકાર્યો. મહાત્મા બુદ્ધને આવું શિક્ષણ ગર્ભાવસ્થામાં માતાદ્વારા જ મળ્યું હતું.

આજકાલનાં માબાપોએ આ વિષય તરફ ઘણું લક્ષ્ય આપવાનું છે. જે માબાપો, સદાચારી, સ્વધર્મપરાયણ, વિદ્યાવિલાસી, દયાર્દ્ર અને પરોપકારી હોય છે તેમને એવાં જ સદ્ગુણી સંતાનોની પ્રાપ્તિ થાય છે તથા જે માબાપો વિષયલંપટ અધર્મી, કુકર્મી અને અજ્ઞાની હોય છે તેમને એમના જેવાં જ સંતાનોની પ્રાપ્તિ થાય છે. બાળકોના સઘળા દોષોને માટે તેમનાં માબાપો જ જવાબદાર છે !

હવે સુંદર દેખાવડાં સંતાનો કેવી રીતે ઉત્પન્ન કરવાં એ સંબંધી કેટલીક પ્રસંગોચિત હકીકત લખીશું. સુંદરતાપર માબાપોનું લક્ષ્ય હોય છે તો તેમને સુન્દર દેખાવડાં સંતાનોની જ પ્રાપ્તિ થાય છે. સુન્દર વસ્તુઓના દર્શનથી, મનુષ્યજાતિમાં સમાયલી સુન્દરતા તરફ ઘણું ધ્યાન આપવાથી, કુદરતમાં સમાયલા સઘળા ખૂબસૂરત દેખાવોનું સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરવાથી, સુંદર ચિત્રો વારંવાર જોવાથી મનુષ્ય પોતે જ ખૂબસૂરત અથવા સુંદર થઇ શકે છે; એટલું જ નહિ પણ ખૂબસૂરત બાળકો પેદા કરી શકે છે. એ સંબંધીનાં કેટલાંક ઉદાહરણો આપણે જોઇએ.

ડૉ૦ કેલોગ ( Kelogg ) એક એવું ઉદાહરણ આપે છે કે, ‘ રોમ શહેરનો એક ન્યાયાધીશ ન્હાના કદનો, કદરૂપો, અને ખુંધો હતો. તેને ત્યાં બાળક અવતર્યું તે તેના જેવું જ કદરૂપું

હતું. આ ભય ઉપજાવે એવા રાક્ષસી ન્હાના દેખાવથી ન્યાયાધીશના અંતરમાં એવો ભય ઉપજ્યો કે, તેનાં બાળકો અને વંશજો આવાં કદરૂપાં જ થશે; તેથી તે ગેલન ( Galen ) નામના એક ઘણા પંકાયલા ડૉકટરની સલાહ લેવા ગયો. ડૉકટરે તેને એવી સલાહ આપી કે, તેમણે પોતાનાં બિછાનાઓની આસપાસ ત્રણ સુન્દર ન્હાનાં પુતળાં રાખવાં. એ ત્રણ પુતળાંઓમાંનું એક પગ પાસે, બીજું ડાબા હાથ પાસે અને ત્રીજું જમણા હાથ પાસે રાખવું. ડૉકટરે આવી સલાહ આપી તેનું કારણ એ હતું કે, આ યોજનાથી ન્યાયાધીશની પત્ની એ પુતળાં બરાબર જોઇ શકે, તથા તેની તેના મનપર મજબૂત છાપ પડે. ન્યાયાધીશે ડૉકટરની સલાહને અમલમાં મૂકી અને તેનું પરિણામ એ આવ્યું કે તેને બીજું જે બાળક થયું તે તેની ધારણા કરતાં વિશેષ સુન્દર હતું.'

આવી જ રીતે માબાપના મનપર જ્યારે કદરૂપા દેખાવોની છાપ પડે છે ત્યારે તેમનાં સંતાનો કદરૂપાં થાય છે. આપણા હિન્દુસ્તાનમાં પણ કેટલીક સ્ત્રીઓને એવાં સંતાન જન્મે છે કે, કોઇને ચાર હાથ હોય છે તો કોઇની આંખો કપાળપર હોય છે. આવાં સંતાનોનો પ્રસવ થવાનું કારણ એ છે કે, હિન્દુ સ્ત્રીઓ સગર્ભાવસ્થામાં એવી ચતુર્ભુજા ( ચાર હાથવાળી ) દેવમૂર્ત્તિઓમાં ધ્યાન લગાડી તેમનું પૂજન કરે છે; માટે માબાપોએ કદરૂપી કિંવા વિકૃત આકૃતિઓ તરફ વિશેષ લક્ષ્ય આપવું નહિ. તેમણે એવા દેખાવની છાપ પોતાના મનપર પડવા દેવી નહિ. ડૉકટર ટ્રોલ (Trall) ખૂબસૂરત સંતાનો સંબંધી લખે છે કે, જ્યારે માનસિક અને શારીરિકસ્થિતિ ઘણી સારી હોય છે ત્યારે ખૂબસૂરત સંતાનનો પ્રસવ થાય છે; માટે ખૂબસૂરત સંતાનનો પ્રાપ્ત કરવાને પોતાનું મન તથા શરીર માબાપોએ સારી સ્થિતિમાં રાખવું જોઇએ. હોજરીમાં હદ કરતાં વિશેષ ખોરાક ભરવો નહિ, હૃદયને સ્વચ્છ રાખવું, ચામડીપર મેલ ન ચઢવા દેવો તથા સઘળાં કાર્યો નિયમિતતાથી કરવાં. જે મનુષ્યના શારીરિક અવયવો અને બંધારણ સંગીન હોય છે તેઓ સંપૂર્ણ તંદુરસ્ત હોય છે. તથા જેઓ તંદુરસ્ત હોય છે તેઓજ ખૂબસૂરત હોઇ શકે છે. આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે, માબાપોએ પોતાની તંદુરસ્તીની સંપૂર્ણ સંભાળ રાખવી જોઇએ. શરીરને નુકસાન કરે એવી કુટેવોથી તેમણે દૂર

રહેવું જોઇએ, તથા નિયમિત જીવન ગુજારવું જોઇએ. ડૉકટર ટ્રૉલ ( Trall ) લખે છે કે, Parents who are in comparatively good condition when they cohabit for reproduction, will frequently have children more beautiful than themselves; while on the other hand parents who are in their worst condition when they beget children are represented in the next generation by specimens of the *genus homo* more illlooking than they are themselves." ભાવાર્થ એવો છે કે, માબાપ જ્યારે સંતાનોત્પત્તિ કરતી વખતે શારીરિક અને માનસિક સારી હાલતમાં હોય છે ત્યારે ઘણી વખતે ખૂબસૂરત સંતાનો ઉત્પન્ન થાય છે; એથી ઉલટું જ્યારે તેઓ સંતાનોત્પત્તિ કરતી વખતે ખરાબ સ્થિતિમાં હોય છે ત્યારે તેમનાં સંતાનો તેમના કરતાં પણ વિશેષ કદરૂપા થાય છે.

તાત્પર્ય એ છે કે, પતિપત્ની વચ્ચે અકૃત્રિમ પ્રણય હોય તથા તેઓ સર્વ સદ્ગુણોથી વિભૂષિત હોય તો તેમને સારી સંતતિ જ થાય છે, અને વ્યસની તેમજ અધર્મી માતાપિતાનાં બાળકો પણ તેવાં વ્યસની તથા અધર્મી હોય છે. પાશ્ચાત્ય વિદ્વાન્ પ્લુટાર્ક ( Plutarch ) લખે છે કે, "I give this advise, given by my predecessors, that no man should unit with his wife for issue except when sober; for those begotten while their parents are drunk more usually prove bibbers and drunkards." અર્થાત્ મ્હને મ્હારા બાપદાદા તરફથી જે શીખામણ મળી છે તે હું અત્રે દર્શાવું છું કે કોઈ પણ પુરુષનું મન જ્યાં સૂધી સ્વસ્થ અથવા સાવધાન હોય નહિ ત્યાં સૂધી તેણે સંતાનોપત્તિ કરવા માટે સ્ત્રી-સંગ કરવો નહિ. કેમ કે, જો માબાપે દારુ પીધો હોય છે તેવા વખતે તેઓ સંતાનોત્પત્તિનો પ્રયત્ન કરે છે તો ઉત્પન્ન થનાર સંતાનો દારુ પીનારાં—છાકટાં થાય છે.

હવે માબાપોનો પ્રેમ સંતાનોપર કેટલી બધી અસર કરે છે એ જણાવી આ અધ્યાય પૂર્ણ કરીશું. પ્રેમ વિષે ડૉ. ફ્રાઉલર લખે છે કે, "Love is a transmitting agent." અર્થાત્ પ્રેમથી

જ માબાપોનું શરીર સંતાનોમાં ઉતરે છે. આ સંબંધી તે પોતાની એવી દલીલ રજૂ કરે છે કે, પ્રેમનું રહેઠાણ શરીરની જીવનશક્તિના રહેઠાણ આગળ આવે છે. આપણા શરીરને જે જીવનશક્તિ મળે છે એ જીવનશક્તિનું રહેઠાણ હોવું જોઇએ. એ રહેઠાણ શરીરના એવા ભાગમાં હોવું જોઇએ કે જ્યાં શરીરના સઘળા અવયવોનું મૂળ હોવું જોઇએ. જે મૂળ શરીરપર કાબૂ મેળવતું હોવું જોઇએ, જે મૂળ ભેજામાં હોવું જોઇએ, પરંતુ ભેજાંના મધ્યભાગમાં અને કમરની કરોડમાંથી પસાર થતા જ્ઞાનતંતુની ઉપર હોવું જોઇએ. ભેજાંનો પાછલો ભાગ અને તેની સાથે જોડાયલો ભાગ—એ બન્ને ભાગમાં જ જીવનશક્તિનું તથા પ્રેમનું રહેઠાણ છે.

શરીરના પ્રત્યેક અવયવનો તથા નસોનો ભેજાની સાથે સંબંધ છે. શરીરમાં વ્યાપ્ત થયેલા સઘળા જ્ઞાનતંતુ બરડાની કરોડમાં એકત્રિત થાય છે અને પાછા છેક ભેજામાં પણ એકઠા થાય છે. ભેજાનો પાછલો નીચલો ભાગ આ કમરની કરોડના મથાળે આવેલો છે. પ્યારનું રહેઠાણ એ જ ભેજાના પાછલા નીચેના ભાગમાં આવેલું છે કે, જે ભાગનો શરીરના સકળ અવયવો અને માસ રજ્જુઓ સાથે મુખ્ય સંબંધ છે. મનુષ્યના શરીરની યોજના આવી હોવાથી પ્રેમ શરીરનાં સર્વ સ્થાનોપર પોતાની કાબૂ ધરાવે છે. પ્રત્યેક ઇન્દ્રિયનાં જ્ઞાનતંતુઓ જેવાં કે, જોવાનાં, સાંભળવાનાં, સુંઘવાનાં અને બોલવાનાં પ્રેમના નિવાસસ્થાનમાંથી જ ઉત્પન્ન થાય છે. આમ હોવાથી બાળકના શરીરના બંધારણ માટે જોઇતાં સઘળાં તત્વ પ્રેમ જ ઉત્પન્ન કરે છે. બાળકના બીજની ઉત્પત્તિ વખતે નરનારીમાં ઘણો પ્રેમ ઉપજે છે, તથા એ પ્રેમથી જ બાળકના શારીરિક બંધારણનાં તત્વો ઉત્પન્ન થાય છે. પ્રેમથી માતાપિતાનું મન અત્યાનંદિત થાય છે, એટલું જ નહિ પરંતુ તે તેમના શરીરના જ્ઞાનતંતુ તેમજ અવયવોને એટલા બધા તેજી બનાવે છે કે જો આવા સમયે બાળકનું બીજ ઉત્પન્ન થાય છે તો તે બીજ ઉત્તમોત્તમ તત્વનું બને છે. પરિણામે બાળક તંદુરસ્ત અને ખૂબસૂરત બને છે. ડૉકટર ફાઉલર બરાબર લખે છે કે, " Those who love in spirit should unit in person." અર્થાત્ જેઓ આત્મિકપ્રેમથી એકબીજાંને વ્હાલાં હોય તેમણે જ એકબીજાંની સાથે જોડાવું જોઇએ અથવા પરણવું જોઇએ.

કેટલીક વખતે આર્યસંસારમાં એવો પ્રકાર પણ જોવામાં આવે છે કે, પતિ પોતાની પત્નીને અંતઃકરણપૂર્વક ચ્હાય છે ત્યારે પત્ની મિજાજમાં મરડાઈ પતિથી વિરક્ત રહે છે. આવી વિરક્તિ એ ગંભીર કુટેવ છે તથા એ કુટેવનું પરિણામ સંતાનોના વિષયમાં અત્યંત અહિતકર થઈ પડે છે; કેમ કે પ્રેમ એ દરેક જ્ઞાનતંતુમાંથી નીકળતી વિજળીના જેવી અદ્ભુત શક્તિ છે. હવે આવી શક્તિ જ્યારે પતિ પોતાની પત્નીને આપે અને પત્ની તે તરફ ધ્યાન ન આપે તો તેથી પતિની એ શક્તિ ઓછી થાય એ સ્પષ્ટ છે. તાત્પર્ય કે, પતિ પત્નીના અકૃત્રિમ પ્રણય સિવાય સુસંતતિની પ્રાપ્તિ થઇ શકતી નથી.



# એકોનવિંશ અધ્યાય.

## ગર્ભસ્રાવ અને ગર્ભપાત.

"No good deed is ever lost, nor any wrong act performed without evil effect." *Dr. Trall.*

અર્થાત્ 'કોઇપણ સત્કૃત્ય અફળ જતું નથી તેવી જ રીતે કોઇ અસત્કૃત્ય થાય છે તો તેની ખરાબ અસર થયા સિવાય રહેતી નથી"

ઘણી ખરી સ્ત્રીઓને ચોથા માસ પૂર્વે ગર્ભ સરી જાય છે તેને ગર્ભસ્રાવ કહે છે અને ચોથાથી સાતમા માસ સુધીમાં ગર્ભ પડી જાય છે તેને ગર્ભપાત્ કહે છે. સ્ત્રીજાતિ માટે ગર્ભસ્રાવ કે ગર્ભ-પાત્ જેવું બીજું એકકે ગંભીર દર્દ નથી. દૈવકૃપાથી પ્રાપ્ત થયેલા સંતાનરત્નનો એકાએક નાશ થઇ જાય એના જેવો અત્યંત શોકનો વિષય બીજો કયો કહી શકાય? આ કાંઈ સાધારણ વિકાર નથી; પરંતુ ડૉક્ટર ટ્રૉલ જણાવે છે તેમ તે કોઈ ભૂલનું જ પરિણામ છે. ગર્ભસ્રાવ અને ગર્ભપાત્ એ સ્ત્રી પુરુષોના અયોગ્ય આચાર વ્યવ-હારનું જ દુષ્પરિણામ છે.

જે સ્ત્રીને ગર્ભસ્રાવ કિંવા ગર્ભપાતનું દર્દ લાગુ પડે છે તે સ્ત્રીનું શું થશે એ કાંઈ કહી શકાતું નથી. વારંવાર ગર્ભસ્રાવ

અથવા તો ગર્ભપાત થવાથી સ્ત્રીજાતિનું આરોગ્ય સદાકાળને માટે જતું રહે છે, તથા ઘણી વખતે સ્ત્રીનો જીવ પણ જોખમમાં પડી જાય છે. અનેક વખતે સ્ત્રીને ત્રીજે કે ચોથે અઠવાડીએ જ ગર્ભસ્રાવ થઈ જાય છે.

આ ખરાબીનાં કારણો તપાસતાં પ્રથમ એવું જોવામાં આવ્યું છે કે, અમુક પ્રકારની કે પ્રકૃતિની સ્ત્રીઓને આ દર્દ વિશેષ પ્રમાણમાં લાગુ પડે છે, શરીરે ઘણી જાડી તથા લઠ્ઠ સ્ત્રીઓને, અત્યંત દુર્બળ સ્ત્રીઓને, ઘણો આર્તવ જતો હોય એવી સ્ત્રીઓને તથા જે સ્ત્રીઓને ગંડમાળ, ઉદરરોગ અને ગરમીનો રોગ હોય છે એ સ્ત્રીઓ જો પોતાનું વર્તન સંભાળભર્યું નથી રાખતી તો તેમને આ ભીષણ દર્દ લાગુ પડવાનો ઘણો સંભવ છે. ઘણા ગરમમશાલા, ન પચે એવો જડ ખોરાક, અતિ મિષ્ટાન્ન અને ચીકણા પદાર્થો વારંવાર ખાવા, ચ્હા, કૉફી અને દારુ જેવાં ઉત્તેજક પીણાં પીવાં, નાટકો તથા તમાશાઓ જોવામાં ઉજાગરા કરવા, હમ્મેશાં શોક, ચિંતા, ભય, ક્રોધ વગેરે મનમાં કલેશ ઉપજે એવી વાતોથી, બનાવોથી કે પુસ્તકોના વાંચનથી મનને ઉશ્કેરાયલું રાખવું, અને એ સર્વથી વિશેષ ગંભીર કારણ—અનિયમિત તેમજ અકાળે (ગર્ભવાળી હાલતમાં) સંભોગ સુખનું અતિ ઘોર કૃત્ય કરવું એ સર્વ કારણોથી આ દર્દ થાય છે. ગર્ભસ્રાવ અને ગર્ભપાતને મદદ કરનારાં આ સર્વ કારણો સ્ત્રીઓએ અને તેમના પતિઓએ નિરંતર ધ્યાનમાં રાખવાં જોઈએ. આ સિવાય ઝાડાની ઘણી કબજીઆત રહેવી, અતિસાર અર્થાત્ પુષ્કળ ઝાડો થઇ જવો, ઘણી ઉલટી થવી, ખેંચી બાંધીને કપડાં પહેરવાનો અભ્યાસ રાખવો, પેટશૂળ, ઘણી મહેનત, આકસ્મિક ભય, શોક કિંવા ચિંતાનું કારણ બનવું, માર પડવો, ઉંચી જગ્યાએથી પડી જવાથી શરીરને આઘાત લાગવો એ સર્વ ગર્ભપાત્ તેમજ ગર્ભસ્રાવનાં કારણો છે.

પોતાના બાળકનું રક્ષણ કરવું એ પ્રત્યેક માબાપનું પરમકર્ત્તવ્ય છે, અને તેથી જે માતા ગર્ભવતી થયા પછી પ્રસવકાળ આવે તે પહેલાં કોઈ પણ સમયે ગર્ભની અપૂર્ણ સ્થિતિમાં ગર્ભનો નાશ કરવાની ઈચ્છા ધરાવે કિંવા કબૂલત આપે તે પોતાના જન્મેલા બાળકનુ ખૂન કરનાર રાક્ષસી સ્ત્રી જેટલી જ ગુન્હેગાર છે, અને તેથી જ એક ખૂની માણસ જેટલી સજા ભોગવવાને પાત્ર છે તેટલી

જ સજાને લાયક ગર્ભપાત્ કરનારને ગણવામાં આવે છે. કેટલાક દેશમાં આવા અપરાધને માટે પાંચથી વીસ વર્ષ સૂધીની કારાગૃહ-વાસની સજા થાય છે, તથા કેટલાંક દેશોમાં આ અપરાધ માટે અપરાધીને દેહાંતદંડની સજા પણ કરવામાં આવે છે.

કેટલાકની સમજ એવી હોય છે કે, ગર્ભચલન થયા પછી (ચાર માસ પહેલાં) ગર્ભનો નાશ કરવામાં આવે તો તે ગુન્હો નથી; પરંતુ તેમની આ સમજ ઘણી ભૂલભરેલી છે. જે સમયે વીર્યજંતુ સ્ત્રીબીજને ભેદે છે અને તેની સાથે જોડાય છે તે જ ક્ષણે એમાં જીવ પ્રવેશ કરે છે, અને તેથી ગર્ભ રહ્યા પછી એ જીવનો કોઇ પણ સમયે નાશ કરવામાં આવે છે તો તેને મનુષ્યહત્યા જ કહી શકાય છે. જો સ્ત્રીબીજમાં જીવનું અસ્તિત્વ હોય તો જ સ્ત્રી-બીજ ગર્ભાશયમાં રહી શકે છે; પરંતુ જેવો તે જીવનો નાશ થાય છે કે તરત જ સ્ત્રીબીજનો સત્કાર નહિ થતાં તેને બ્હાર ફેંકી દેવામાં આવે છે. જો સ્ત્રીબીજ અને પુરુષબીજના મિલનથી ઉત્પન્ન થયેલો ગર્ભ સજીવ હોય, અને તેની વૃદ્ધિના સમયમાં કુદરત તરફથી કોઇ પણ પ્રકારની અડચણ ન પડે તો તેમાં જીવનું અસ્તિત્વ હોવાથી તેને રાખવામાં આવે છે તથા તેનું પોષણ કરવામાં આવે છે. આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે, જીવનું અસ્તિત્વ હોય છે તો જ ગર્ભ અંદર રહી શકે છે; નહિ તો કુદરત તેને બ્હાર કાઢી નાખે છે. આમ હોવાથી એ સજીવ વસ્તુનો (ગર્ભનો) કોઇ પણ ક્ષણે નાશ કરનાર અથવા તેને કૃત્રિમ સાધનોથી દૂર કરનાર મનુષ્યને ખૂની ગણી તે પ્રમાણે તેને સજા કરવામાં આવે તો તે વ્યવહારને કોઇ પણ રીતે કાયદાની કઠોરતા ગણી શકાય નહિ.

કેટલીક સ્ત્રીઓનો જીવ, માંકડ, મચ્છર અને ચાંચડ મારતાં સંકોચાય છે અને પોતે દયાની દેવીઓ હોવાનો દંભ દર્શાવે છે; છતાં ખેદનો વિષય એ છે કે, એક નિર્દોષ, અવાચક પ્રાણીનો જીવ લેવામાં તેમને સહજ પણ સંકોચ થતો નથી. શારીરિક નિર્બળતા, પ્રસવ વેદના, દરિદ્રતા અથવા તો વ્યભિચારના ભયથી કલંકનો ભય પામી એક મૂંગા નિર્દોષ ઉગતા બાળકનો નાશ કરવો એના કરતાં ત્રીસ વર્ષ સૂધી પ્રતિ વર્ષે એક એક બાળકને જન્મ આપવો અને તેથી થતું દુઃખ સહન કરવું અથવા તે પ્રસૂતિના

સમયમાં પ્રાણ ત્યાગ કરવો એ સહુસ્રધા ઉત્તમ છે. જગતના જૂદા જૂદા ભાગોમાં આવું ભીષણ કાર્ય કરનારની સંખ્યા એટલી બધી મ્હોટી છે કે તેનો આબેહુબ ચિતાર આપણા જોવામાં આવે તો આપણને અપાર શોક થયા સિવાય રહે નહિ.

કેટલીક સ્ત્રીઓ સારી રીતે સમજે છે કે, ગર્ભનો નાશ કરવાથી તેમની ધારેલી મુશ્કેલી દૂર થાય છે; પરંતુ તેઓ એટલું સમજતી નથી કે, જે મુશ્કેલીને તેઓ દૂર કરવાને ઈચ્છે છે તેના કરતાં પણ વિશેષ ભયંકર મુશ્કેલી આ દુષ્કર્મથી ઉભી થાય છે, તથા એકને બદલે બે જીવ જોખમમાં પડે છે. ગર્ભપાત્ કરનારને ઇશ્વર તરફથી કેવો ગુપ્ત ફટકો પડે છે તથા તેનાં કેવાં માઠાં પરિણામ આવે છે એ સંબંધી જો દરેક સ્ત્રીને સારી રીતે સમજાવવામાં આવે તો અમે નથી ધારતા કે, આ પ્રમાણે પ્રતિ વર્ષે થતાં અસંખ્ય મૃત્યુમાં ઘટાડો થયા સિવાય રહે. જૂદા જૂદા દેશોમાં ગર્ભપાત્ કરનાર માટે જે ઉપાયો યોજવામાં આવે છે તેમાંના ઘણાખરા સ્ત્રીઓને કેવી રીતે નુકસાનકારક થઈ પડે છે તે સંબંધી અમે અત્રે થોડું વિવેચન કરીશું.

કેટલાંક સ્થળોએ સ્ત્રીઓ ગર્ભોત્પત્તિ અટકાવવા માટે સોડા તથા બીજા ક્ષાર પદાર્થની અથવા તો જંતુનાશક દવાના લોશનની યોનિમાં પીચકારી મારે છે, અને ચોક્કસ ફાયદો લેવા માટે તેઓ સંભોગ પછી તરત જ તેનો ઉપયોગ કરે છે; પરંતુ આવી સખ્ત દવાઓથી કેટલીક વખતે યોનિમાર્ગનું પડ રૂક્ષ થઇ જાય છે અને તેથી ગંભીર નુકસાન થાય છે.

ગર્ભ રહ્યા પછી ગર્ભસ્થાનનો ઘણો સંકોચ થવાથી ગર્ભપાત્ થઇ જાય છે. આ સિદ્ધાંતને અનુસરી ગર્ભપાત્ કરનાર અર્ગટ, સેવિન, ઑઇલ રુટી, ઍલોઝ, પાઇલોકાર્પિન, ટૅન્સિ, પેનિરૉયલ વગેરે વેણ લાવનારી દવાઓનો ઉપયોગ કરે છે અથવા તો કોઈ કોઈ વખતે સખ્ત જુલાબ લે છે. આથી કેટલીક વખતે સ્ત્રીનું મૃત્યુ થાય છે.

હિન્દુસ્તાનના કેટલાક ભાગમાં પપૈયાનાં તથા ગાજરનાં બીજ ગર્ભપાત્ માટે ઘણા અંશે વપરાય છે. વળી કેટલીક સ્ત્રીઓ યોનિમાર્ગમાં વાંસની અથવા ચિત્રકની સળી દાખલ કરે છે. કોઇ

સાદી સળીપર એળીઓ લગાડે છે અથવા થોરની ડાળપર હીંગ ચોપડે છે અને પછી તેને યોનિમાર્ગમાં દાખલ કરે છે. કોઈ ઇંદ્રવરણીનું મૂળ યોનિની અંદર પહેરે છે તથા વેણ આવે ત્યાં સૂધી રહેવા દે છે; પરંતુ આમાંના ઘણાખરા પ્રયોગોથી યોનિમાં સખ્ત દાહ થાય છે તથા ઉત્પત્તિ અવયવનો વરમ થઇ જાય છે અથવા તો કેટલીક વખતે ગર્ભાશયને ગંભીર ઇજા થાય છે.

કેટલાક સભ્ય ગણાતા દેશોમાં સ્ત્રીઓ કૅથેટર, યુટેરાઈન સાઉન્ડ, અથવા પ્રોબ ગર્ભાશયમાં દાખલ કરે છે તથા તેને આમ તેમ ફેરવી ગર્ભને છુટો પાડે છે; જેથી થોડા દિવસમાં જ છુટો પડેલો ગર્ભ બ્હાર નીકળી જાય છે. તેમને કેટલીક વખતે અવયવ રચનાનું આવશ્યકીય જ્ઞાન નહિ હોવાથી તેમના કમળમુખને નુકસાન પહોંચે છે.

ગર્ભપાત્ કરવાથી કેટલીક વખતે એટલો બધો રક્તસ્રાવ થઇ જાય છે કે, કોઇ સ્ત્રી બેભાન થઇ જાય છે અથવા તો મરણને શરણ થાય છે. કેટલીક સ્ત્રીઓને જો કે તત્કાળ કશો ગેરફાયદો જણાતો નથી; તોપણ એટલું ચોક્કસ છે કે, ભવિષ્યમાં તેમના કૃત્યનું અનિષ્ટ પરિણામ તેમને સહન કરવું જ પડે છે.

પશુવત્ વિષયભોગમાં રચ્યાંપચ્યાં રહીને નિર્દોષ જીવનો વિનાશ કરવો એના કરતાં ઇન્દ્રિયનિગ્રહ કરવો એ જ સર્વોત્તમ સુખકર માર્ગ છે.

હવે જે સ્ત્રીઓ જાણી જોઇને ગર્ભસ્રાવ કિંવા ગર્ભપાત્ કરતી નથી; છતાં જેમના અજ્ઞાનતાભરેલા આચાર વ્યવહારથી ગર્ભસ્રાવ તથા ગર્ભપાત્ થઈ જાય છે એ સંબંધી કેટલીક આવશ્યકીય હકીકત લખીએ છીએ.

યોગ્ય સમય પૂર્વે ગર્ભનો સ્રાવ થવો અથવા તો અધુરા મહિને પ્રસવ થવો એ શરીર, મન તેમજ ઇન્દ્રિયોની અનિયમિતતાનું સૂચન કરે છે; એટલે જો કદાચ સ્ત્રીનું શરીર રોગી હોય, કદાચ તેનું મન સ્વસ્થ ન હોય અથવા તો ઇન્દ્રિયો ઉશ્કેરાયલી અને ભડકેલી હોય તો જ ગર્ભસ્રાવ કે અકાળે પ્રસવ થાય છે. આ અનિષ્ટ અટકાવવા માટે જે સાવધાનતા રાખવાની છે તે એ છે કે, સંતતિ માટેની તૈયારીના પૂર્વસમયમાં શરીર તથા મનને

નિરોગી રાખવાના પ્રયત્ન કરવા. શરીર કેવી રીતે નિરોગી રાખવું એ સંબંધી કેટલીક હકીકત અમે લખી ચુકયા છીએ અને અવશિષ્ટ રહેલી હકીકત હવે પછી લખીશું.

ગર્ભિણીને જ્યારે પીઠમાંથી તેમજ ગર્ભાશયની આસપાસના સ્થાનમાંથી ઉપરાઉપરી એકસરખી વેણા આવવા જેવી પીડા થાય તથા પેટ જડ બનીને તેમાં દુઃખાવો ઉત્પન્ન થાય, પીશાબમાં અડચણ થઈ તે ટીપે ટીપે થવા લાગે અને પેટ ઉતરી આવ્યા જેવો ભાસ થાય ત્યારે અવશ્ય ગર્ભસ્રાવ થશે એમ સમજવું. મુખ્યત્વે કરીને જે સ્ત્રીને પહેલી જ વખતે ગર્ભસ્રાવ થાય છે તેને છ સાત કલાક સૂધી આવાં લક્ષણો માલૂમ પડે છે અને ત્યાર પછી જ ગર્ભસ્રાવ થાય છે; પરંતુ જે સ્ત્રીઓને વારંવાર ગર્ભસ્રાવ થાય છે. તેમની ગર્ભસ્રાવની પીડા કદાચ લંબાય પણ છે, તથા કેટલીક વખતે એક અઠવાડીઆ સૂધી એ પીડાનો અંત આવતો નથી. ગર્ભસ્રાવની સ્થિતિની ત્રણ અવસ્થા ઠરાવવામાં આવે તો (૧) પહેલી અવસ્થા—ગર્ભસ્રાવ દેખાવા માંડે તે પૂર્વેની સ્થિતિ, (૨) ગર્ભસ્રાવનાં પ્રથમનાં લક્ષણો માલૂમ પડયા પછી તેની પીડા સાથે થોડો રકતસ્રાવ દેખાવા લાગે તે બીજી સ્થિતિ અને (૩) રકતસ્રાવનો અતિશય પ્રવાહ નિરંતર વહેવા માંડે એ ત્રીજી સ્થિતિ કહી શકાય.

પહેલી અવસ્થામાં ઉપરોક્ત લક્ષણો ઉપરથી ગર્ભસ્રાવ થશે એવો ભય લાગે છે; પરંતુ ગર્ભસ્રાવ બિલ્કુલ થયેલો હોતો નથી; એટલું જ નહિ પરંતુ જો વેળાસર ચેતી જઇને યોગ્ય સંભાળ તથા ઉપચાર થાય છે તો ગર્ભસ્રાવનો ભય દૂર થઈ શકે છે. આવી સ્થિતિમાં ગર્ભસ્રાવમાં ઉપર દર્શાવેલાં લક્ષણો ઉપરાંત ગર્ભિણીની શક્તિ તેમજ ઉત્સાહ દૂર થઈ જાય છે, ભૂખ જતી રહે છે તથા થોડો તાવ આવીને થાપામાં તથા કમરમાં, કમરની આજૂબાજૂની જગ્યામાં તથા પેટની નીચેના ભાગમાં ઠણકા—સણકા ઉપડે છે. પ્રથમ આ સણકા આવીને કોઇ કોઇ વખતે બંધ પડે છે; પરંતુ આગળ જતાં એ સણકા વધારે વખત સૂધી ટકે છે. જો સ્ત્રી મજબૂત શરીરવાળી હોય છે તો રકતનો સ્રાવ જોરમાં આવીને નાડી પણ જોરથી ચાલવા લાગે છે. આંખ ફરકે છે, માથું દુઃખે છે, શરીર ગરમ થાય છે, તૃષા ઘણી લાગે છે, અન્નપર બિલ્કુલ રૂચિ થતી નથી. કમરમાં સણકા આવે છે, તથા ગર્ભાશય જડ થઇ

ગયા જેવો ભાસ થાય છે. સ્રીની પ્રકૃતિ તથા શકિતની ભિન્નતા પ્રમાણે આ લક્ષણોમાં ફર્ક પડે છે. કેટલીક સ્ત્રીઓને કમર વગેરેમાં થોડા ઘણો સણકો આવીને કેટલાક દિવસ સૂધી ગ્લાનિ રહે છે, તથા વધારે જલદ લક્ષણો થતાં નથી. આવાં કાંઇ લક્ષણ જણાય કે તત્કાળ સાવધાન થઇ જવું જોઇએ. આવું કાંઇ બને ત્યારે સ્ત્રીને ઠંડકવાળા સ્થળે બિછાનામાં પડી રહેવા દેવી. ગરમ કપડાં બિલકુલ પહેરવા દેવાં નહિ. સાદું અન્ન આપવું, સ્વચ્છ ઠંડું પાણી પીવા દેવું તથા વૈદ્ય કિંવા ડૉકટરની સલાહથી ઔષધોપચાર કરવા.

બીજી અવસ્થા એવી છે કે, જે સ્ત્રીને એક પણ વખતે ગર્ભસ્રાવ ન થયો હોય તે એ ભીષણ દર્દનાં લક્ષણોથી વાકેફ નહિ હોવાથી કમર વગેરેના દુઃખાવા તરફ વિશેષ લક્ષ્ય આપતી નથી તથા તેથી સણકો વધી જાય છે, અને ઘણી પીડા થાય છે તેમજ થોડો રક્તસ્રાવ થતો પણ જોવામાં આવે છે. રક્તસ્રાવ થાય ત્યારે સમજવું કે, ગર્ભાશયની અંદરના ગર્ભવાળા ઈંડામાંથી કાંઇક અંશે જીવનપ્રવાહ નીકળી જાય છે. આવી સ્થિતિમાં પણ તત્કાળ ચેતી જઇને આંપતા ઈલાજો કરવામાં આવે તો ગર્ભનો બચાવ થવાનો સંભવ છે. પરંતુ આવા વખતે જેમ બને તેમ ત્વરાથી આવશ્યકીય ઔષધોપચાર કરવા જોઇએ. વૈદ્ય કિંવા ડૉકટર આવી પહોંચે ત્યાં સૂધી સ્ત્રીને શીતળ સ્થાનમાં રાખવી તથા યોનિ તેમજ પેઢુપર ઠંડા પાણીથી ભીંજાવેલું કપડું મૂકી રાખવું. બરફના પાણીની કે ઠંડા પાણીની યોનિમાં પીચકારી મારવી. પીચકારી ન હોય તો એવા પાણીની છાલકો હાથથી મારવી તેમજ સપાટીનો ભાગ ભીનો અને ઠંડો રહે એવી વ્યવસ્થા રાખવી. કમર નીચે કપડું મૂકીને કમરને ઉંચી રાખવી, તથા ખભા અને માથું વિશેષ નીચું રખાવીને તેને પથારીમાં છતી સૂવાડવી. રક્તપ્રવાહ બંધ કરવા માટે યોનિમુખમાં પણ બારીક ભીનું કપડું મૂકવું તથા તેને બદલ્યા કરવું. અશક્તિ વધી ન જાય એ માટે દૂધ પાવું તથા દૂધમાં બરફનું મિશ્રણ કરીને તે પાવું.

ત્રીજી અવસ્થા એવી છે કે, એમાં જોરથી રક્તસ્રાવ ચાલૂ જ રહે છે. કોઇ વખતે આ રક્તસ્રાવ એટલા બધા જોરથી થાય છે કે,

સ્ત્રીની જીંદગી જોખમમાં આવી પડે છે. આખા શરીરમાં વેદનાના ઝાટકા ઉપરથી નીચેના ભાગ સૂધી વારંવાર આવ્યા કરે છે. આવું થાય ત્યારે એમ સમજવું કે, ગર્ભાશયમાંથી બીજવાળું ઈંડું પૂર્ણાંશે બ્હાર નીકળી પડયું છે. આ ત્રીજી અવસ્થામાં દર્દી દાખલ થાય છે એટલે પછી ગર્ભસ્ત્રાવની ક્રિયાને ભાગ્યે જ બંધ કરી શકાય છે; પરંતુ યોગ્ય ઉપચાર થાય તથા અનુભવી ઉપચારકની સહાયતા સમયસર મળી જાય તો ગર્ભિણીનો બચાવ થઇ શકે.

આ અધ્યાયની હકીકત પ્રત્યેક ગર્ભિણી સ્ત્રીએ નિરંતર ધ્યાનમાં રાખવાની ઘણી જ અગત્ય છે; કેમ કે સ્ત્રીઓની આ વિષયની અત્યંત અજ્ઞાનતાના પરિણામે દિનપ્રતિદિન ગર્ભસ્ત્રાવ અને ગર્ભપાતની સંખ્યામાં ઘણો વધારો થાય છે. હાલમાં કેટલાંક શહેરોમાં સગર્ભા સ્ત્રીઓની સારવાર માટે કેટલાંક ઔષધાલયો સ્થાપિત થયેલાં છે. જે કુટુંબોમાં સ્ત્રીઓના આવા જીવલેણ દર્દની બરાબર સારવાર થઈ શકે તેમ ન હોય તેમણે વેળાસર આવા ઔષધાલયની સહાયતા લેવી આવશ્યક છે.

# વિંશ અધ્યાય.

## પ્રસવકાળ.

**प्राक् चैव नवमान्मासात्सूतिका गृह माश्रयेत् ।**
**देशे प्रशस्ते संभारैः संपन्नं साधकेऽहनि ॥—वागभट्ट—**

અર્થાત:—નવમો માસ બેસે તે પૂર્વે જ શુભ દિવસે ઉત્તમ દેશમાં (સ્થળમાં) બાંધેલા તથા સકળ સાધનોથી તૈયાર કરેલા સૂતિકાગૃહનો ગર્ભિણીએ આશ્રય સ્વીકારવો.

—વાગ્ભટ્ટ—

પ્રસવકાળનો સર્વ પ્રકાર અદ્દભુત શક્તિશાળી ઇશ્વરના હાથમાં છે; છતાં મનુષ્યના પ્રયત્ન સિવાય કોઇ પણ વિષયનું સારું પરિણામ આવતું નથી એ સનાતન સત્ય સર્વ જાણે છે.

પ્રસૂવકાળ પ્રસંગે સર્વથી અગત્યનું કાર્ય શારીરિક શક્તિ ટકાવી રાખવાનું છે. ઘણી વખતે આ અગત્યના વિષય તરફ લક્ષ્ય

આપવામાં આવતું નથી. જ્યારે આસપાસનાં માણસો આ વિષયમાં ભૂલથાપ ખાય છે ત્યારે બિચારી ગર્ભિણી સ્ત્રી ભૂલથાપ ખાય એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. પ્રસવ પ્રસંગે શરીરમાંથી જેટલી શક્તિ ઓછી થાય છે તેટલી બીજા કોઇ પણ પ્રસંગે થતી નથી. એ પ્રસંગે આઠ કલાક કે તેથી પણ વિશેષ સમય સૂધી ગર્ભિણીની શક્તિ ઓછી થતી જાય છે માટે તેની શક્તિ કાયમ રાખવાના ઉપચાર જો વખતસર કરવામાં નથી આવતા તો સ્ત્રી તદ્દન નિર્બળ બની જાય છે તથા તેના જીવનનું રક્ષણ થશે કે કેમ એ માટે પણ પ્રબળ શંકા રહે છે. આવા પ્રસંગે કેટલીક વખતે શસ્ત્ર કિંવા હસ્તક્રિયાનો ઉપયોગ કરવાની જરૂર પડે છે. પ્રત્યેક દાખલામાં કાંઇ આવું બનતું નથી; છતાં યોગ્ય ઉપચારો પ્રત્યેક સ્ત્રીના પ્રસવ પ્રસંગે કરવાની જરૂર તો છે જ. જે સ્ત્રી બહુ શકિતવાળી હોય છે તેને વિશેષ દુર્બળતા જણાતી નથી; પરંતુ નિર્બળ સ્ત્રી એ સમયે વિશેષ નિર્બળ બની જાય છે. આવા વખતે આપણામાં સુંઠની રાબડી વગેરે પાય છે એ ઠીક છે; પરંતુ ડૉકટર મેઈન્ ચ્હા અથવા કૉફી અને દૂધ સરખા ભાગથી પાવાની ખાસ ભલામણ કરે છે. ઘણા દાખલાઓમાં તેણે આ પ્રકાર અજમાવી જોયો છે, તથા તેમાં તેને યશ સુદ્ધાં મળ્યો છે. ચ્હા તથા કૉફીમાં કૉફી વિશેષ ગુણકારી છે; છતાં સ્ત્રીની જે પીવાની રૂચિ હોય તે તેને પાવામાં કશી અડચણ નથી. સાધારણ ગરમ મૉળી કૉફી અથવા ચ્હામાં અડધોઅડધ દૂધ નાખીને અડધા પ્યાલા કરતાં વધારે એકી વખતે આપવી નહિ. એકેક કલાકના અંતરે અડધો અડધો પ્યાલો આપ્યા કરવી. આવા પ્રસંગે બ્રૅન્ડી (દારુ) કદાપિ આપવો નહિ કેમ કે એથી ફાયદાને બદલે નુકસાન થાય છે. જો પહેલી વખતની સુવાવડ હોય તો સ્ત્રી ગભરાય નહિ એ માટે તેને હિમ્મત આપતા રહેવું. સઘળી બિમારીમાં રોગિણીને હિમ્મત આપવાથી ઘણા અંશે તેનું કષ્ટ ઓછું થાય છે. કોલરિજ નામનો વિદ્વાન્ ગ્રંથકાર જણાવે છે કે, “આશા આપવામાં જે હોશિયાર છે તે જ ચતુર ડૉકટર છે.”

**પ્રસવકાળ પૂર્વેનાં લક્ષણ:**—પ્રસવ થવાનો હોય છે તેના બે દિવસ પૂર્વે સ્ત્રીને સહજ ઠીક લાગે છે. બાળક સહજ નીચે ઉતરવાથી પેટનો ભાર ઓછો જણાય છે. આવી સ્થિતિમાં શ્વાસ લેતાં

વિશેષ અડચણ જણાતી નથી તથા પોષાક નમ્ર લાગે છે. આવું થાય ત્યારે સુવાવડ જલ્દી આવશે અને પ્રસવ થશે એમ સમજી સુવાવડની સઘળી સામગ્રી તૈયાર કરવી. ઉપર દર્શાવ્યા પ્રમાણે ગર્ભસ્થાન નીચે ઉતરવાથી તથા તેનું મ્હોં ઝાડા અને મૂત્રાશયના માર્ગ પાસે આવવાથી ઝાડા તથા મૂત્રાશયની હાજત વધે છે. આ પણ પ્રસવકાળ પાસે આવી પહોંચવાનું લક્ષણ છે. ત્રીજું લક્ષણ એ છે કે, આ સમયે શરીરમાંથી ચીકણો પ્રવાહી પદાર્થ નીકળવા માંડે છે. આના જેવું ખાત્રીલાયક બીજું એક પણ લક્ષણ નથી. પછીથી સ્ત્રીની કમર ફાટવા માંડે છે અને દુઃખાવો શુરુ થાય છે. શુરુઆતમાં આ દુઃખાવો ઘણા સમયના અંતરે થયા કરે છે; પછીથી તે થોડા સમયને અંતરે થતો રહી વિશેષ જોર જણાવે છે. ઘણી સ્ત્રીઓ આવી વખતે ધ્રુજી જાય છે તથા તેમના દાંત કચડે છે; પરંતુ એ કાંઇ તાવની ટાઢનાં ચિહ્નન નથી. એથી સ્ત્રીની ચામડી શીતળ થતી નથી; પરંતુ ઉલટી ગરમ રહે છે. એક પ્યાલો ભરી ગરમ ચ્હા પાવાથી તેનો ધ્રુજારો મટી જશે. આવા વખતે સ્ત્રીને કામળી ઓઢવા આપવી કે, જેથી બ્હારની હુવા તેને લાગે નહિ: તેનું શરીર ગરમ થઇને પરસેવો વળે એટલે પછી કામળી લઈ લેવી; કેમ કે વિશેષ ગરમીથી સ્ત્રી નિર્બળ બને છે અને પ્રસવમાં વિલંબ થાય છે. કેટલીક વખતે સ્ત્રીને આવા પ્રસંગે ઉલટી થાય છે અને તેથી આસપાસનાં માણસો ગભરાય છે; પરંતુ એવી રીતે ગભરાવાનું કાંઇ કારણ નથી. આ ઉલટીથી એમ સમજવું કે, ગર્ભસ્થાનનું મ્હોં અને બીજા ભાગો ઉઘડતા જાય છે, અને પ્રસવની સઘળી તૈયારી ચાલે છે. આ વખતે દુઃખાવો થતો હોય છે. દુઃખાવો ઘણો સખ્ત તેમજ વિશેષ સમય સૂધી ચાલતો હોવાથી તેવા સમયે અજ્ઞાની સ્ત્રીઓ અથવા દાઇઓ ગર્ભિણી સ્ત્રીને જોરથી કરાંજવા માટે કહે છે; કિન્તુ આમ કરાવવું જોઇએ નહિ. આવા સમયે ગર્ભિણીએ થોડું ફરવું અથવા તો બેસવું—શય્યામાં સૂઈ રહેવું નહિ. કોઇ સમયે પ્રસવ થવાના પ્રારંભકાળમાં શરીરમાંથી પાણી નીકળી જાય છે. આ ઘણો માઠો બનાવ છે; કેમ કે એમ થવાથી ગર્ભસ્થાનમાં બાળકના માટે પાણીની કોથળી બને છે તેમાં ભરાયલું પાણી ચોગરદમથી, ગર્ભસ્થાનનું મ્હોં ધીમે ધીમે ઉઘડવાને બદલે નીકળી જાય છે. એથી પ્રસવ થનાર બાળકનું કઠિન મસ્તક

માતાના નમ્ર તથા નાજુક ગર્ભસ્થાનના મ્હોંના સંબંધમાં આવવાથી તે ધીમે ધીમે ઉઘડતું હતું તેમ ઉઘડવાનો સંભવ ઓછો થાય છે, તથા પ્રસવ દુઃખકર્ત્તા થવાનો ઘણો ભય રહે છે. જો આવો માઠો બનાવ બને તો માતાની અને બાળકની જીંદગીનું રક્ષણ કરવા માટે ડૉકટરને જેમ બને તેમ ત્વરાથી બોલાવવો એવી અમારી સલાહ છે. જે માણસ ડૉકટરને બોલાવવા જાય તેની માર્ફત સ્ત્રીના પ્રસવ સંબંધીની સઘળી હકીકત તેને કહેવડાવવી કે જેથી ડૉક્ટર જરૂરી હથિયાર વગેરે સરસામાન સાથે લઇને જ આવે.

કેટલીક વખતે દાયણો પોતાની અજ્ઞાનતાથી પ્રસવ ઝટ કરાવવાના ઉદ્દેશથી ગર્ભાશયમાં આંગળી કે હાથ ઘાલી પાણીની કોથળી ફોડી નાખે છે. આથી પણ ઉપર દર્શાવ્યા પ્રમાણે ગર્ભિણી સ્ત્રીને વિશેષ દુખ થવાનો સંભવ રહે છે. આ પાણીની કોથળી સંબંધી એટલું જ કહેવાનું છે કે, ઇશ્વરી નિયમ જ એવો છે કે, બાળકનો પ્રસવ થવા માટે ગર્ભસ્થાનનું મ્હોં જેટલું ઉઘડવું જોઇએ તેટલું ઉઘડે અને જોઇએ એટલી જગ્યા કાયામાં થાય એટલે એ કોથળી સ્વાભાવિક રીતે જ ફાટી જાય છે અને તેમાંનું પાણી વહી જાય છે. ત્યાર પછી પ્રસવ થાય છે. કદાચિત્ કોઇ વખતે આ કોથળી પોતાનું કાર્ય કરી રહ્યા પછી ફુટતી નથી તો પ્રસવ થવામાં વિલંબ થાય છે. આમ હોવાની સંપૂર્ણ ખાત્રી થાય તો, દુઃખાવાને લીધે કોથળી સહજ કઠન થાય તે વખતે તેનાપર સહજ નખ ઘસવો, અથવા તો ધીમેથી ટાંકણી ભોકવી એટલે પાણી નીકળશે અને કુદરત પોતાનું કાર્ય કરશે. આટલું થયા પછી, ગર્ભસ્થાનનું મ્હોં જેટલું જોઇએ તેટલું પહોળું થવાથી બાળકનું મસ્તક નીચે ઉતરે છે તથા તે સાથે ગર્ભિણી સ્ત્રી પ્રત્યેક વેણે કરાંજવા માંડે છે. તેથી ધીમે ધીમે માથું નીચે ઉતરતું જઈ બાળકનો પ્રસવ થાય છે.

પ્રસવ થયા પછી બાળકને સાવધાનતાથી લઇ, ડુંટીથી થોડે છેટે નાળને સારી રીતે દબાવી દોરીથી મજબૂત ગાંઠ વાળવી અને તેનાથી બે ત્રણ આંગળ છેટે માતાના તરફથી બીજી ગાંઠ વાળવી. હવે માતાની સાથે બાળકનો એ નાળથી જે નિકટનો સંબંધ હતો તે નાળને છિન્ન કરવાથી તૂટે છે. આટલું કર્યા પછી બાળકને ખસેડી લઇ સારી સુંવાળી કામળી અથવા શાલમાં વીંટાળવું તથા

પલંગડીપર દૂર સુવાડવું. શિયાળામાં અને વર્ષાઋતુમાં એમ કરવાની ઘણી જરૂર છે.

નાળનો જે ભાગ માતાના શરીર સાથે સંબંધ ધરાવતો હોય છે તે દશપંદર મિનિટ પછી થોડા લોહીની સાથે આપોઆપ બ્હાર નીકળી આવે છે, તથા ગર્ભસ્થાન સંકોચાઇને પ્રસવેલા બાળકના માથા જેવડું થઈ જાય છે અને પેડુમાં ગાંઠ બાઝી જાય છે. નાળનું છેદન કરવામાં આવે ત્યારથી તે બધી ઓર બ્હાર આવી પડે ત્યાં સુધી તે ઓરને હાથમાં પકડી રાખવાની જરૂર છે એવું કેટલીક સ્ત્રીઓ સમજે છે. એ સમજ ભૂલભરેલી છે. એમ કરવાની કશી જરૂર નથી. માત્ર તેની આસપાસ ઉપર જણાવ્યા પ્રમાણે દોરી વીંટીને તથા આમળો દઇને રાખવી એટલે બસ છે; એથી રક્તસ્રાવ થવાનો ભય દૂર થાય છે. ક્વચિત્ ઓરને સર્વાંશે બ્હાર આવતાં કેટલાક કલાક લાગી જાય છે. આમ બને ત્યારે કરાંઝીને તેને બ્હાર કાઢવાનો કૃત્રિમ પ્રયાસ કરવો નહિ, કિંવા બળપૂર્વક તેને ખેંચી કાઢવાની મૂર્ખતા કરવી નહિ. અનુભવી વૈદ્ય કે સૂયાણી સિવાય બીજા કોઈ અજ્ઞાની માણસે આ કાર્યમાં માથું મારવું નહિ. ઓર પડતાં કદાચ વિલંબ થાય તો તેથી ગભરાવું નહિ. ઘણા વખત પછી એ ઓર સ્વાભાવિક વેગથી જ બ્હાર પડશે; માટે ત્યાં સુધી નિશ્ચિંતતાથી સ્વસ્થ બેસી રહેવું.

આવી રીતે પ્રસવના કાર્યની વ્યવસ્થા રાખવી. જો બરાબર વ્યવસ્થા નથી રાખવામાં આવતી અને ઉતાવળ કરવામાં આવે છે તો પ્રસૂતાના અથવા પ્રસવનાર બાળકના કોઈ એકાદ અંગને હાનિ પહોંચે છે. કેટલીક વખતે આ હાનિ એવી થાય છે કે, પાછળથી દરેક સૂવાવડ વખતે તે દુઃખકર્ત્તા થઇ પડે છે. પ્રસવ કરવા કે કરાવવાની અજ્ઞાનતાથી સગર્ભાવસ્થામાં નવ માસ સુધી રાખેલી સઘળી તજવીજ માત્ર એક બે કલાકમાં જ ધૂળમાં મળી જાય છે; માટે બાળકને ગર્ભમાં ઉછેરવાની જેટલી તજવીજ અને કાળજી રાખવાની જરૂર છે તેટલી જ તજવીજ અને કાળજી પ્રસવક્રિયામાં રાખવી.

હવે સૂવાવડીનો ઓરડો ( સૂતિકાગૃહ ) કેવું હોવું જોઇએ એ સંબંધી કેટલુંક પ્રાસંગિક વર્ણન કરીશું. એ ઓરડો ઉત્તમ

સ્થળે બાંધેલો હોવો જોઇએ. તેની આસપાસ ગંદકી નહિ હોવી જોઇએ, ભેજ નહિ હોવો જોઇએ તથા ખરાબ હવા કે અંધકાર નહિ હોવો જોઇએ. વળી સૂતિકાગૃહને ઉત્તમ શિલ્પશાસ્ત્રીઓએ આરોગ્યશાસ્ત્રના નિયમો પ્રમાણે બાંધેલું હોવું જોઇએ. સૂતિકાગૃહમાં સૂવાવડ સંબંધીનાં સઘળાં સાધનો અગાઉથી લાવીને હાજર રાખવાં જોઇએ. આવી રીતે સૂવાવડ માટે પ્રથમથી તૈયાર કરી રાખેલા સૂતિકાગૃહમાં નવમા માસના આરંભમાં જ ગર્ભિણીને રાખવી. વળી સારા મંગળ દિવસે શુભ મુહૂર્ત જોઇને તેને એ ગૃહમાં લઈ જવી. નવમો માસ વીત્યા પછી ગર્ભિણીને પ્રસવ થવાનો ઘણો સંભવ રહે છે; તેથી પ્રસવના દિવસ પહેલાં એક માસ અગાઉથી ગર્ભિણી સ્ત્રીને, ખાસ બંધાવવામાં આવેલા સૂતિકાગૃહમાં લઈ જઈને રાખવી. એ ગૃહ સુન્દર, નવું, વાયુ તેમજ પ્રકાશવાળું, ઉત્તમ સ્થાને આવેલું તથા ઉંચી જગ્યાએ બાંધેલું હોવું જોઇએ એમ વાગ્ભટ જણાવે છે, નવમા માસમાં ગર્ભિણીને એવા ઉત્તમ સુસજ્જિત સૂતિકાગૃહમાં લઇ જઇને રાખવી.

ઘણા જ શોકનો વિષય છે કે, આપણા દેશના લોકો આવા આવશ્યકીય સૂતિકાગૃહ તરફ બિલકુલ ધ્યાન આપતા નથી. ઉલટા આપણા લોકો જે સ્થળે સૂવાવડીની સૂવાવડ કરવામાં આવે છે તે સ્થળે હવા તેમજ પ્રકાશ ન આવી શકે એવી અજ્ઞાનતા ભરેલી જ વ્યવસ્થા કરે છે. તેઓ સૂવાવડીના ઓરડામાં જો જાળી વગેરે હોય છે તો તેને પણ લૂગડાના ડુચાથી અથવા તો માટીચુનાથી બંધ કરી દે છે! આપણે સર્વે જાણીએ છીએ કે, મનુષ્યના શરીરની સુખાકારીને માટે હવાની અત્યંત અગત્ય છે; કેમ કે વર્ષાઋતુના આરંભમાં જ્યારે વૃષ્ટિ થતી નથી ત્યારે આપણને ઘણો ઉકળાટ થાય છે. એવા સમયે આપણો જીવ આકુળ વ્યાકુળ કિંવા અસ્વસ્થ બની જાય છે; ત્યારે પછી એક સૂવાવડી સ્ત્રી કે જેને પ્રસવનું પ્રાણહારક દર્દ વેઠવાનું હોય છે તેને જો આવા સમયે હવા ન મળે તો કેટલી બધી ગભરામણ થાય એનો વિચાર પ્રત્યેક વ્યક્તિએ કરવાની જરૂર છે. આવા સમયે સૂવાવડીના અંધકારમય ઓરડામાં, કેટલીક સ્ત્રીઓએ અજ્ઞાનતાથી ગરમીને માટે દેવતા સળગાવેલો હોય છે; જેથી ગર્ભિણીની પીડામાં વિશેષ વધારો થાય છે. નિર્જીવ વસ્તુઓ જેવી કે, વૃક્ષ, પુષ્પ, લતા વગેરે પણ વાયુના

અભાવે કરમાઇ જાય છે ત્યારે પછી એક જીવવાળી વસ્તુને માટે વાયુનો અભાવ કેટલો બધો અહિતકર્ત્તા છે એ વિચારવું જોઇએ. આ ઉપરથી અમે એમ કહેવાને નથી માગતા કે, સૂવાવડીને પુષ્કળ હવાના ઝપાટા આવતા હોય, તથા જ્યાં સૂર્યના પ્રખર પ્રકાશનો વિસ્તાર થયેલો હોય એવા સ્થળે રાખવી. અમે માત્ર એટલું જ કહેવા માગીએ છીએ કે, ગર્ભિણી સ્ત્રી પ્રસવ થયા પછી ઘણી દુર્બળ બની જાય છે; જેથી તેના શરીરમાં રોગ પેસવાનો ઘણો સંભવ રહે છે. જો સૂતિકાગૃહ સર્વથા અંધકારમય હોય છે તો સૂવાવડીના શરીરમાં રોગ ત્વરાથી તેમજ સહેલાઇથી પ્રવેશ કરી શકે છે; તેથી એ ઓરડામાં થોડો પ્રકાશ આવી શકે એવી સગવડ રાખવા ઉપરાંત સ્વચ્છતા રાખવી જોઇએ.

હિન્દુ લોકોમાં સૂવાવડીને ખાટલાપર સૂવાડવાનો રીવાજ છે તે સારો છે; પરંતુ જે ખાટલો ઉપયોગમાં લેવાય છે તે કાથી કિંવા ભીંડીથી ભરેલો હોવાથી ઘણો કઠિન લાગે છે; માટે જો આવા સમયે પાટીના ખાટલાનો ઉપયોગ કરવામાં આવે તો વધારે સારું. જો અસ્પર્શ્યતાના દોષની બાધા આવતી હોય તો કંતાન જડી લેવું. આવો ખાટલો સારો ભરેલો હોવો જોઇએ. વળી ખાટલાપર સારી શય્યાની જરૂર છે. એક સારા તંદુરસ્ત માણસને માટે જેવી શય્યાની જરૂર છે તેથી પણ વિશેષ ઉત્તમ શય્યાની જરૂર પ્રસૂતા માટે છે; પરંતુ આપણી અજ્ઞાની અબળાઓ કાથીના ખાટલા-પર એક બે ફાટેલી તૂટેલી ચીંથરીઆ ગોદડીઓ પાથરે છે. આવા ખાટલાથી ગર્ભિણીને સુખ થવાને બદલે દુઃખ જ વિશેષ થાય છે. આવી ગોદડીઓમાં ઘણી સૂવાવડોની ગંદકી એકત્રિત કિંવા મિશ્રિત થઇ ગયેલી હોય છે; માટે આવા સમયે સ્વચ્છ અને સુંવાળી ગોદડી-ઓનો ઉપયોગ કરવો. કેટલાક આ કાર્ય માટે બે સારા મ્હોટા કામ-ળામાં પરાળ અથવા તો ઉન ભરી તેની ગોદડીઓ બનાવવાનો અભિપ્રાય દર્શાવે છે; આથી સારી પથારી થાય છે અને જરૂર પૂર્ણ થયા પછી, પરાળને કાઢી નાખતાં કામળા ઉપયોગમાં આવે છે. આવી પથારીપર એક ચાદર પાથરવી અને તેનાપર અથવા તો પથારીપર જ મીણીઉં કિંવા ઑઇલકલૉથ પાથરવું. પ્રસવ થયા પછી તેને ખસેડી લેવાથી નીચેની પથારી સ્વચ્છ જ રહે છે, તથા ભેજથી થતો ઉપદ્રવ અટકે છે. શય્યા સંબંધી બીજું

એટલું કહેવાનું છે કે, પ્રસૂતાનો ખાટલો સામાન્યતઃ ગૃહમાં ઉપયોગમાં આવતા મેજ જેટલો ઉંચો હોવો જોઇએ. એવો ખાટલો હોય છે અને પ્રસવ પ્રસંગે મુશ્કેલી જોવામાં આવે છે તો દાયણ પ્રસૂતાને જરૂરી મદદ કરી શકે છે. પ્રસવ થયા પછી સ્ત્રીને પથારીમાં બેસવા દેવી જોઇએ નહિ; તેથી ઉઠાડ્યા બેસાડ્યા સિવાય તે મળવિસર્જન કરી શકે એવી યોજના આરંભથી જ કરી રાખવી જોઇએ.

પ્રસવ થયા પછી સ્ત્રીને ઘણો શ્રમ પહોંચે છે; તેથી એ સમયે તેની સાથે વાતચિત નહિ કરતાં તેમજ એ સ્થાને બીજી કોઇ વ્યક્તિને જવા નહિ દેતાં તેને સારી રીતે નિદ્રા આવે એવી વ્યવસ્થા કરવી જોઇએ. પ્રસવ પછીની રાત્રે જો સ્ત્રીને હુમ્મેશાંની માફક સારી રીતે નિદ્રા આવે છે તો તેના શરીરને સુખ જણાય છે, તથા સૂવાવડની વેદના તેને અનુભવવી પડતી નથી.

મળમૂત્રવિસર્જન માટે પ્રસવ થઇ ગયા પછી સ્ત્રીને કરાંજવા દેવી નહિ. શય્યાવશ અવસ્થામાં જ તેને એ ક્રિયાઓ કરવા દેવી. જો ચોવીસ કલાક સૂધી મૂત્રવિસર્જન ન થાય તો પેડુમાં ગરમ પાણીથી શેક કરવો. શેક કરવાથી ઘણું કરીને પેશાબ છુટશે. જો એમ કરવાથી પણ પેશાબ ન થાય તો સળી નખાવીને કરાવવો જોઇએ. જો પ્રસવમાં અડચણ પડેલી હોય છે તો જ મૂત્રવિસર્જન કરવામાં અડચણ પડે છે. મળવિસર્જન (ઝાડા) માટે એટલું જ કહેવાનું છે કે જો એક બે દિવસ સૂધી તે કદાચ બંધ રહે તો તેથી ચિંતા કરવી નહિ. આવા સમયે સ્વાભાવિક રીતે જ બંધકોશ રહે છે; તેનું કારણ એ છે કે, બે દિવસ સૂધી જો બંધકોશ રહે છે તો તેથી ગર્ભસ્થાનને આરામ મળે છે. પ્રસવ થયા પછી જો ત્રીજે ચોથે દિવસે પણ મળવિસર્જન ન થાય તો દોઢેક ચમચો દીવેલ પાવું એટલે ખુલાસો થઇ જશે.

પ્રસવ થઇ ગયા પછી તરત જ થોડું થોડું લોહી ગર્ભાશયમાંથી વહેવા માંડે છે. એ લોહીનો રંગ અડધા કલાકમાં બદલાઇ જાય છે, અને પછી જેમ જેમ સમય પસાર થતો જાય છે તેમ તેમ તેનો રંગ બદલાઈ તે પાણી જેવું થઇ જાય છે. આવી રીતે પંદર વીસ દિવસ સૂધી રક્તસ્રાવ થયા કરે છે. ગર્ભસ્થાનમાં ગર્ભ રહ્યો હોય છે ત્યારથી તે ધીમે ધીમે મ્હોટું થયેલું હોય છે તેથી પ્રસવ

થઇ ગયા પછી તે પાછું પોતાની અસલ સ્થિતિમાં આવવું જોઇએ. આમ થવા માટે જ તે જે જે પદાર્થોથી મ્હોટું થયેલું હોય છે તે તે પદાર્થો નાશ પામી આમ રકતસ્રાવની માફક બ્હાર નીકળી જાય છે અને ગર્ભાશય મૂળ સ્થિતિમાં આવે છે. કેટલીક સ્ત્રીઓને આવો રકતસ્રાવ પ્રસવ પછી બંધ થાય છે તેથી ગર્ભસ્થાનનું કદ ઓછું થતું નથી તથા તેના પરિણામે લોહીવાનું દર્દ લાગુ પડવાનો ઘણો સંભવ રહે છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી જો પ્રસવ થયા પછી બે ચાર દિવસે રકતસ્રાવ બંધ થઇ જાય તો પેઢુમાં શેક કરવો. એમ કરવાથી પુનઃ રજોદર્શન થશે. જે સમયે ગર્ભાશયમાંથી આવો રકતસ્રાવ થાય છે એ સમયે અર્થાત્ એ દિવસોમાં ગર્ભાશયને સ્વચ્છ રાખવાની અત્યંત આવશ્યકતા છે. જો એવા દિવસોમાં ગર્ભાશયને સ્વચ્છ નથી રાખવામાં આવતું તો સ્ત્રીને ઘણું કરીને તાવ આવે છે, તથા તે હયરાન થાય છે. કોઇ સારી સમજુ સ્ત્રી પાસે એ ભાગને સ્વચ્છ રખાવવાની કાળજી અવશ્ય રાખવી જોઇએ.

બાળકનો પ્રસવ થતાં સ્ત્રીને જે દુઃખ પડે છે તેથી તે નિર્બળ બની જાય છે એમ અમે વારંવાર જણાવી ચુકયા છીએ. આવા પ્રસંગે તેને સર્વ પ્રકારે આરામ આપવાની સૂચના પણ અમે કરેલી છે. તે ઉપરાંત એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે, જો સ્ત્રીની તંદુરસ્તી પ્રથમથી સારી હોય તો, ખાવાપીવાનો સાધારણ બંદોબસ્ત રાખવાથી સ્ત્રીનું શરીર સત્વર સારું થાય છે અને ત્વરાથી તે સૂવાવડમાંથી ઉઠે છે. આ બનાવ સામાન્યતઃ ઈશ્વરી નિયમાનુસાર બને છે; છતાં કેટલીક વખતે સ્ત્રી પોતાની અજ્ઞાનતાથી સંપૂર્ણ આરામ થાય તે પૂર્વે જ શય્યાનો ત્યાગ કરે છે અને તેથી તેની કાયાનો થોડો ઘણો ભાગ બ્હાર આવેલો--ઉંચો રહેલો દેખાય છે. જો આમ બને તો એ ભાગને યથાસ્થિત કરવાની આવશ્યકતા છે. આવા પ્રસંગે સ્ત્રીએ પેટપર પાટો બાંધવો જોઇએ. એથી બે કાર્ય થાય છે. એક તો તેની કાયા ઘસી આવતી અટકે છે અને બીજું તેની કમરને સહજ ટેકો મળે છે. અંગ્રેજ લોકોમાં તથા બીજી પાશ્ચાત્ય પ્રજાઓમાં પ્રસવ થયા પછી તરતજ સ્ત્રીના પેટપર પાટો બાંધવાનો રીવાજ છે. એ રીવાજ જો બરાબર પાળવામાં આવ્યો હોય તથા સ્ત્રી પ્રસવ થયા પછી મુખ્યત્વે કરીને બે ચાર દિવસ સૂધી પોતાની પીઠપર સૂઈ રહી હોય તો ઉપરોકત બનાવ બને

નહિ. સ્ત્રી સહેલાઇથી હરી ફરી શકવાની શક્તિ મેળવે એ માટે આ નિયમ પ્રત્યેકે લક્ષ્યમાં રાખવાની જરૂર છે.

હવે છેલ્લો પરંતુ અત્યંત અગત્યનો વિષય ખોરાકનો છે. પ્રસવથી ઉપજેલા શ્રમ વગેરેથી સ્ત્રી એટલી બધી નિર્બળ બની ગયેલી હોય છે કે, પહેલાં બે ત્રણ દિવસ તેને હલકો ખોરાક આપવાની જરૂર છે; કેમ કે, નિર્બળ સ્થિતિમાં ભારે ખોરાક પચાવતાં તેને મુશ્કેલી વેઠવી પડે છે. શુરુઆતમાં જ જો હલકા ખોરાકને બદલે ભારે ખોરાક આપવામાં આવે તથા જો તે તેને પાચન કરી શકે નહિ અને અપચો થતાં ઝાડો વગેરે થાય તો સ્ત્રીને જે આરામ મળવાની જરૂર છે તે તેને મળી શકતો નથી, અને તંદુરસ્ત તબિયત થવામાં વિલંબ થાય છે. ઉપર દર્શાવેલી મુદત પછી સ્ત્રીની પાચનશક્તિને અનુસરીને તેને પૌષ્ટિક ખોરાક આપવાથી તેનું શરીર સત્વર તંદુરસ્ત થાય છે.

કેટલીક જ્ઞાતિઓમાં પ્રસવ થયા પછી તેમની કુળદેવીની પ્રથાનુસાર એક બે અપવાસ કરવાનો રીવાજ છે; પરંતુ વૈદ્યો કે ડૉક્ટરો આ રીવાજ પસંદ કરતા નથી. બીજી કેટલીક જ્ઞાતિઓમાં પ્રસવ પછી બે ત્રણ દિવસ સૂધી ફળાહાર કરવાનો રીવાજ છે. એથી પાચનશક્તિને હરકત પહોંચી નુકસાન થવાની સંભાવના છે. પ્રસવ થયા પછી નિર્બળ બની ગયેલી સ્ત્રીને પહેલાં બે ત્રણ દિવસ સૂધી શીરો વગેરે ભારે પદાર્થો ખવડાવવાથી પણ એવું જ પરિણામ આવે છે. સ્ત્રીઓ માટે સ્થાપિત થયેલાં ઔષધાલયોમાં સ્ત્રીને પ્રસવ થયા પછી બે ત્રણ દિવસ સૂધી દૂધની કાંજી અથવા તો દૂધ ને ભાત ખોરાક તરીકે આપવાનો રીવાજ છે. અસ્તુ.



## પ્રત્યેકને ઉપયોગી તેમજ અમૂલ્ય વૈદક ગ્રંથો.

# પ્રેકટીસ ઑફ મેડીસીન અથવા ઔષધોના અનુભવ.

ચાલૂ સમયમાં વૈદ્યવિદ્યાપારંગત વિદ્વાનોએ લાંબી શોધના અંતે એવું સિદ્ધ કર્યું છે કે જ્યારે કેટલાંક દરદો ટાળવાને અનાર્ય (અંગ્રેજી) ઔષધો અપૂર્વ છે, ત્યારે વળી કેટલાંક દરદો માટે આર્ય (સ્વદેશી) ઔષધો રામબાણ છે, અને તેથી જેઓ વૈદ્યકીય ધંધામાં પૂર્ણ કુશળતા ધરાવવાને ઇચ્છતા હોય તેમણે દેશી વિદેશી ઔષધો પૂર્ણપણે જાણવાની ખાસ અગત્ય છે, આમાં તે ખોટ પુરી પાડેલી હોવાથી ગમે તે માણસ કોઇની મદદ સિવાય સ્વતંત્રપણે નાના શહેર યા ગામમાં વૈદ્યકીય દવાખાનું સારી રીતે ચલાવી શકે છે. કદ ૬॥-૯॥ ઇંચિ લંબાઇ પહોળાઈનાં ૧૧૨૦ પૃષ્ઠ, ગ્લેઝ ઉંચા કાગળ પાકું સોનેરી પૂઠું. છતાં કિં. રૂ, ૬ પોષ્ટેજ ૯ આના.

# શારંગધર સંહિતા.

આ પુસ્તકમાં મૂળ શ્લોક સાથે ગુજરાતી ભાષાન્તર આપેલું હોવાથી ગમે તેવો અજાણ્યો અજ્ઞાની માણસ તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવી શકે છે. આ એક વૈદક વિદ્યાનો સપ્રમાણ અને વિશ્વાસપાત્ર ગ્રંથ હોવાથી કોઇને કશી વાતનો ખુલાસો પૂછવાની જરૂર રહેતી નથી. આમાં તરેહતરેહના પૌષ્ટિક પાકો અને તેની રીત અનુપમ છે. ધંધાદારી વૈદ્યોનેજ નહી પણ સંસારી ગૃહસ્થોને પણ પોતાનું જીવન સુખી અને તંદુરસ્ત રાખવા આની એક નકલ રાખવાની ખાસ જરૂર છે. ૫॥ ઇંચિ લંબાઇ પહોળાઈવાળાં ૬૦૦ પૃષ્ઠ, કાગળ ગ્લેઝ ઉંચા. સોનેરી પાકું પુઠું છતાં કિમ્મત માત્ર રૂ, ૩॥ પોષ્ટેજ ૫ આના રફ કાગળની કિમ્મત માત્ર ૨॥ રૂ. પોષ્ટેજ ૫ આના.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**
બુકસેલર અને પબ્લીશર
ત્રણ દરવાજા—**અમદાવાદ.**

# રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર.



## ખંડ ૨ જો.

" In long years since, the agonizing cries of heart-broken, suffering women, the terrible death rate of little children have proven that in marriage relation there is such a perversion of nature, such grievous wrongs committed that one needs a pen of fire to express the living, burning thoughts, and carry the conviction of truth into the very lives of men and women. Unless by some divine miracle the eloquence of a thousand inspired dens cannot stay the floodtide of wrong and injustice now done to women and children under the cover of the marriage law."

**ભાવાર્થ**:—" વર્ષો થયાં દુઃખી, દરદી થયેલી સ્ત્રીઓનાં શોકાતુર રુદન તથા ન્હાનાં બાળકોનાં મૃત્યુનું ભયાનક પ્રમાણ એવું સાબિત કરે છે કે, પરણેલી જીંદગીમાં એવાં તો અકુદરતી કાર્યો થાય છે—એવાં તો દુષ્ટ કર્મો કરવામાં આવે છે કે જેનું યથાર્થ વર્ણન કરવાને, તથા સ્ત્રીપુરુષની જીંદગીમાં આ સત્યતાની ખાત્રી કરી આપવાને અગ્નિ જેવી લેખિનીનો ઉપયોગ કરવો જોઇએ. કોઇ ઇશ્વરી ચમત્કાર સિવાય હજારો પવિત્ર વાક્ચાતુર્ય, પરણવાના કાયદાના રક્ષણ નીચે સ્ત્રી તથા બચ્ચાંને જે ગેરઇન્સાફ થાય છે-જે દુષ્ટ કર્મો કરવામાં આવે છે તેનો પ્રતિબંધ કરી શકશે નહિ."

ડૉ. એલિસ સ્ટોકહેમ્ એમ. ડી.

# પ્રથમ અધ્યાય.

## બાલ્યાવસ્થા.

" A vicious, malformed, or diseased or perverted child cannot exist in the family without " rendering evil for evil," nay more than a vagrant or imbecile person can exist in society without, to some extent, contaminating the whole social atmosphere. " —*Dr. Trall.*

બાળક સારું થવું કિંવા ખોટું થવું, સદાચારી થવું કિંવા દુરાચારી થવું, ધર્મનિષ્ઠ થવું કિંવા અધર્મનિષ્ઠ થવું એ વિષયનો સઘળો આધાર માતાપિતાના કિંવા તેમાં પણ મુખ્યત્વે કરીને માતાનાપર અવલંબીને રહેલો છે. બાળકના શિક્ષણનો આરંભ માતાના ખોળામાંથી જ થાય છે. માતાના માનસિક વિચારો અને વિકારો જેવા કે, ક્રોધ, શોક, ખેદ, ચિંતા એ સર્વ શરીરના રસોને ( જેમાં ધાવણનો પણ સમાવેશ થાય છે ) વિકારી કરે છે, અને પરિણામે એ રસોને ચુસનાર બાળકના શરીરને બગાડે છે. * જેવી રીતે માતાએ ગર્ભાવસ્થામાં શારીરિક અને માનસિક શુદ્ધિ રાખવાની જરૂર છે તેવી જ રીતે પ્રસવ થયા પછી પણ તેણે શારીરિક અને માનસિક શુદ્ધિ રાખવી જોઇએ. બાળકનું હૃદય આયના જેવું છે. માતાના આચાર વિચારની એનાપર બાલ્યાવસ્થાથી જ જે છાપ— કિંવા પ્રતિબિંબ પડે છે તે કદાપી ભુંસાતું નથી.

બાળક જ્યારે બાલ્યાવસ્થામાં હોય ત્યારે દવાદારુની પણ ઘણી સંભાળ રાખવી જોઇએ. ગર્ભાવસ્થામાં સખ્ત અને ગરમ દવાઓ ગર્ભસ્થ બાળકને જેટલું નુકસાન કરે છે એટલું જ નહિ તો એથી કાંઇક ઓછું નુકસાન પ્રસવ પછી પણ તે કોમળ બાળકની પ્રકૃતિને

---

*" Mental shocks, anger, melancholy, and all disagreeable or abnormal mental conditions render all the secretions (milk as well as rest) more or less morbid & correspondingly damage the child which partakes of the vital aliment." —— Dr. Trall.

કરે છે; જેથી ન્હાના બાળકને ધવડાવનારી સ્ત્રીને સખ્ત કિંવા ગરમ અને વિષમ દવાઓ આપતાં વિચાર કરવો. જો કે આવી દવાઓથી માતાને પ્રત્યક્ષ વિશેષ અસર થતી જણાતી નથી; પરંતુ તેનો વિકાર બાળકની પ્રકૃતિમાં ત્વરિત થયેલો જોવામાં આવે છે. આવશ્યક પ્રસંગે માતાને દવા આપવાની અમે ના પાડતા નથી; પરંતુ જે દવા આપવામાં આવે તે ઘણી શાન્ત તથા વિકાર ન કરે એવી હોવી જોઇએ. ખોરાકપર દૂધની અસર થાય છે તેનો એક સામાન્ય દાખલો અત્રે આપવામાં આવે છે; તે એ છે કે, ગાયો તથા ભેંસો જેવો ખોરાક ખાય છે તેવી જ વાસ તથા તેવો જ સ્વાદ તેમનાં દૂધમાં આવે છે. આ વિષયપરથી સ્પષ્ટ થાય છે કે દૂધ કિંવા ધાવણ બાળકની શારીરિક પ્રકૃતિપર કેટલી બધી અસર કરે છે. વળી બાળકનો જન્મ થયા પછી તેનું પ્રતિપાલન કેવી રીતે કરવું એ વિષયનું ક્રમવાર વર્ણન હવે કરવામાં આવે છે, તથા એ વર્ણન પ્રત્યેક માતાએ નિરંતર ધ્યાનમાં રાખવા જેવું છે.

## નાળ.

બાળકનો પ્રસવ થયા પછી તરત જ પહેલો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, આ કોમળ ન્હાનું બાળક કે જે ભવિષ્યમાં મ્હોટું થવાનું છે તેના માટે કેવી વ્યવસ્થા કરવી? બાળક નવ મહિના સૂધી જ્યારે તેની માતાના ઉદરમાં હતું ત્યારથી અર્થાત્ ગર્ભ રહ્યો ત્યારથી આજ સૂધી એના ભરણપોષણ તેમજ જીવનનો આધાર તેની માતા હતી; પરંતુ પ્રસવ થયા પછી તેના જીવનનો આધાર તેની માતાના દૂધપર, તેની સંભાળપર તથા પોતાના જાતિબળપર છે. આટલા દિવસ સૂધી તેના શરીરનું લોહી માતાના લોહીની સાથે ઘણો જ નિકટનો સંબંધ ધરાવતું હતું; છતાં તેના શરીરના લોહીથી તદ્દન અલગ રહીને સ્વચ્છ થતું હતું; પરંતુ પ્રસવ થયા પછી તેનું જીવન કાયમ રહી શકે માટે માતાના શરીરના લોહીના સંબંધ વિના તેના શરીરમાં લોહી ફરતું રહેવાની જરૂર છે. મનુષ્યજીવન ટકાવી રાખવાને માટે લોહીની જરૂર પ્રત્યેક જીવાત્માને હોય છે; તેથી કરીને જગત્‌ની સઘળી પ્રજાઓમાં બાળકનો પ્રસવ થાય છે કે તરતજ, જે નાળથી માની જોડે નાળ થવી શુરુ થઈ ત્યારથી તે અત્યાર સૂધી બાળક જોડાયલું હતું તે નાળને તેની દુંટીથી બે ત્રણ ઇંચના

અંતરે દોરીથી સખ્ત ગાંઠવાળી કાપી નાખવાનો રીવાજ અસ્તિત્વ ધરાવે છે. માતાની તરફ જે છેડો હોય છે તેને પણ એક બીજી ગાંઠ મારવામાં આવે છે. આ બીજી ગાંઠ મારવાનો શો ઉદ્દેશ છે તે અત્રે દર્શાવવાની જરૂર નથી. આ નાળ બાંધીને બાળકના શરીરમાં હવે જે લોહી ફરવાનું હોય છે તેને બ્હાર જતું અટકાવવામાં આવે છે. આ નાળની હવે જરૂર હોતી નથી. તે પાંચ દિવસથી એક અઠવાડીઆ જેટલા સમયમાં ખરી પડે છે. કોઇ વખતે તેને ખરી પડવામાં દશ પંદર દિવસ પણ થાય છે. અઠવાડીઉં થવા છતાં પણ નાળ ખરી ન પડે તો તેને છેડચા સિવાય તેની મેળે જ ખરી પડવા દેવી. એ નાળને છેડવાથી કવચિત્ બાળકને દુઃખ થાય છે અને તેના જીવનનો સુદ્ધાં નાશ થાય છે. આ નાળને ખરી પડતાં આટલો થોડો વખત જ લાગતો હોવા છતાં કેટલીક સ્ત્રીઓની મૂર્ખાઇને લીધે અથવા તો ગાંઠ નરમ વળવાને લીધે એમાંથી લોહી નીકળે છે, અને બાળકની જીવનશક્તિ ઓછી થતી જાય છે. કેટલીક વખતે નાળમાં ઘા પડીને તેમાંથી લોહી ઝમે છે. એ લોહીને ઝમતું અટકાવવાની અત્યંત અગત્ય છે. સામાન્ય ઘા પડચો હોય તો ઝીણો વાટેલો કાથો, અથવા તે ન હોય તો ચણાનો લોટ તેનાપર ભભરાવવો. તેનાથી લોહી ઝમતું બંધ ન થાય તો જાળું કે ધોળા કરોળીઆનું બાવું તેનાપર ચોટાડી દેવું. આ નાળની સંભાળ રાખવાની ઘણી આવશ્યકતા છે; માટે નાળની આસપાસ તેમજ ઉપર રૂ મેલી બહુ નરમ વસ્ત્રથી ધીમે રહીને ગાંઠ મારી દેવી. ડુંટીમાં થઇને નાળને તેના શરીરના અંદરના ભાગમાં જવાનો રસ્તો છે; તેથી આ છિદ્રમાંથી, તે બહુ રડે ત્યારે આંતરડું વગેરે બ્હાર આવવાનો સંભવ રહે છે. એ સંભવ ઉપર દર્શાવ્યાનુસાર નાળનો બંદોબસ્ત કરવાથી દૂર થાય છે. નાળ ખરી પડયા પછી કોઇ વખતે ડુંટીપર સહજ સોજો થઈ આવે છે. જો એમ થાય તો તેલમાં અફીણ ઘસીને ચોપડવું.

## પ્રસવ થયા પછી સ્નાનની વ્યવસ્થા.

યૂરોપિયન્ લોકોમાં પ્રસવ થયા પછી જેવી રીતે બાળકને સ્નાન કરાવવાનો રીવાજ છે તેવો જ રીવાજ આપણામાં પણ છે. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, પ્રસવ થયા પછી તેને કયારે સ્નાન

કરાવવું? પ્રસવ થયા પશ્ચાત્ તરત જ બાળકના મ્હોં તથા નાક-પરના ફીણને સાફ કરી નાખી તેને સુંવાળી કામળી, બનાત, ફલાનલ અને છેવટે તેમાંનું કાંઇ ન મળી આવે તથા શીયાળો ન હોય તો સુંવાળા ધોતીઆમાં લપેટી તેને નાની પલંગડીમાં સૂવાડવું. આમ કરતાં તેનું મ્હોં ખુલ્લું રહી શકે એવી સંભાળ રાખવી. પ્રસૂતિગૃહની જમીન છોવાળી હોય તો તેવી જમીનપર તેને કદાપિ સૂવાડવું નહિ. તેને માંચીમાં સૂવાડવું એજ ઉત્તમ છે. આવી રીતે તેને સૂવાડયા પછી તેની માતાને નિશ્ચિંતતાથી સૂવાડવી, અને ત્યાર પછી બાળકને સ્નાન કરાવવાની તૈયારી કરવી. બાળકના શરીરની ચામડી ઘણી નાજુક હોઇ તેનાપર ગાયના ખરેટા જેવો ચીકણો પદાર્થ ચોંટેલો હોય છે. હવે સ્નાન માટે ગરમ પાણી વાપરવું કે ઠંડું તેનો વિચાર કરવો જોઇએ. કેટલીક સ્ત્રીઓ આવા ન્હાના કોમળ બાળકને ઠંડા જળથી નવડાવે છે. કેટલીક મૂર્ખ સ્ત્રીઓ તો એમ સમજે છે કે, ઠંડા પાણીથી જે બાળકને સ્નાન કરાવવામાં આવે છે તે બાળક મજબૂત થાય છે; પરંતુ આ સમજ ભૂલભરેલી છે. એમ કરવાથી તેની આંખો દુઃખે છે અથવા તો સળેખમ થાય છે, અને ફેફસાં સૂઝી આવે છે. હવે જેવી રીતે બાળકને ઠંડા પાણીથી સ્નાન કરાવવું જોઇએ નહિ તેવી રીતે વિશેષ ગરમ જળથી પણ સ્નાન કરાવવું જોઇએ નહિ. પ્રથમ તો તેના શરીરપર ચીકણો લાહી જેવો જે પદાર્થ ચોંટેલો હોય છે તે ધીમેથી સાફ કરી નાખવો. એ પદાર્થ સહેલાઇથી સાફ ન કરી શકાય તો માખણ અથવા મીઠું તેલ ચોપડી નરમ કપડાથી લુંછવું. એવી રીતે તેનું શરીર સાફ કર્યા પછી તેને કોકરવા (મધ્યમ) પાણીથી સ્નાન કરાવવું. આ પ્રસંગે પાણીનો ઉપયોગ કરવામાં કૃપણતા દર્શાવવી નહિ. તેને ચોળીને સ્નાન કરાવ્યા પછી તેના શરીરપરની સઘળી ચિકાશ તથા મેલ વગેરે જતું રહે છે. એ ચીકણો પદાર્થ શરીરપર રહી જાય છે તો તેથી ફોલ્લા થાય છે. જરૂર હોય તો સારો ઉંચો સાબુ વાપરવાને અડચણ નથી; પરંતુ સાબુનું પાણી આંખમાં તેમજ કાનમાં જાય નહિ એ માટે સંભાળ રાખવી. બગલ, કોણીની ઉપરનો ભાગ, કાનનો પાછળનો ભાગ, આંગળીઓનાં સંધિસ્થળ, બોચી, સાથળ, ઢીંચણનો પાછલો ભાગ, જાંગ વગેરે જે જે ભાગોમાં કરચલીઓ પડવાનો સંભવ છે તે

ભાગો બરાબર ચોળીને નરમ હાથે ધોવા, તેમજ સ્વચ્છ કરવા જોઇએ. એમ કરવામાં નથી આવતું તો તેમાંનો કોઇ ભાગ કવચિત્ પાકી આવે છે. વળી એવો કોઈ ભાગ કદાચ પાકી ઉઠે તો પાકેલા ભાગને સ્વચ્છ કોકરવા પાણીથી ધોઈ નાખીને ઝીણું વાટેલું જસત અથવા કાથો ભભરાવવો. બાળકનું શરીર સ્વચ્છ રાખવાથી તે તંદુરસ્ત રહી શકે છે. જો બાળક અત્યંત નાજુક હોય તો બીજે મહિને પાણીમાં એક બે મુઠી મીઠું નાખીને તેને સ્નાન કરાવ્યાથી તેનામાં શકિત આવશે.

## બાળકનો પોષાકઃ—

આપણી આસપાસ જે બનાવો બને છે તેપરથી આપણે એવી શીખામણ લેવાની છે કે, આપણાં ન્હાનાં બાળકોના શરીરની ગરમી જતી રહે નહિ એ માટે તેમને ઊન વગેરેનો પોષાક પહેરાવવાની અગત્ય છે. પોતાનાં બચ્ચાંઓના શરીરમાં ગરમી કાયમ રહે એટલા માટે કૂતરી તથા બિલાડી સુદ્ધાં તેમનાથી દૂર ખસતી નથી. આ સંબંધી વિશેષ વિવેચન નહિ કરતાં અમે માત્ર એટલું જ જણાવીશું કે, બાળકના શરીરની ચામડી ઘણી નાજુક હોય છે; તેથી તેનો પોષાક સુંવાળો અને નરમ હોવો જોઇએ. વળી બાળકને જરૂર કરતાં વધારે વસ્ત્રો પહેરાવવાં નહિ, તથા ઋતુ અનુસાર વસ્ત્રો પહેરાવવાની સંભાળ રાખવી. શીતકાળમાં અને વર્ષા ઋતુમાં ગરમ કપડાં પહેરાવવાં, તથા ઉનાળામાં સુતરાઉ કપડાં પહેરાવવાં. વળી કપડાં પહેરાવતી વખતે એટલી વાર્તા અવશ્ય સ્મરણમાં રાખવી જોઇએ કે, બાળકની છાતી, પગનાં તળીઆં તથા તેનું પેટ ગરમ રહેવું જોઇએ. બાળકની આંખો, નાક, મ્હોં વગેરે કપડાથી ઢંકાઇ જાય નહિ અર્થાત્ તે શ્વાસ પ્રશ્વાસ લેતું અટકી જાય નહિ એ માટે પૂર્ણ સંભાળ રાખવી. બાળકને લીલા-રંગનાં કપડાં પહેરાવવાં નહિ; કેમ કે, એ રંગમાં સોમલ આવે છે.

## સ્તનપાન.

પ્રસવ થયા પછી તરત જ બાળકને સ્તનપાન કરાવવું નહિ; કારણ કે એ સમયે તેને ધાવણની જરૂર હોતી નથી. વળી બાળકનો જન્મ થતાંની સાથે માતાના સ્તનમાં સારી રીતે દૂધ દેખાતું નથી. આપણા લોકોમાં ત્રીજે દિવસે બાળકને સ્તનપાન કરાવવામાં આવે

છે. અંગ્રેજ લોકોમાં પ્રસવ થયા પછી ત્રણ ચાર કલાકે જ્યારે માતાનો થાક ઉતરી તે સ્વસ્થ થાય છે ત્યારે બાળકને સ્તનપાન કરાવવામાં આવે છે. એ સમયે માતાના સ્તનમાં થોડું દૂધ હોય છે તે પીધાથી જુલાબની જરૂર પૂરી પડે છે. એ દૂધ પીવામાં આવતાં, બાળકનાં આંતરડાંઓમાં જે મળ ભરાયલો હોય છે તે બ્હાર નીકળી જઇ તેનું પેટ સ્વચ્છ થાય છે. થોડા સમય પછી માતાના દૂધમાં રહેલો આ ગુણ દૂર થઇ જાય છે. પછીથી તેનું દૂધ બાળકને માટે ખોરાકની જરૂર પૂરી પાડે છે. એક બે વખત બાળકના મ્હોંનો સ્તન સાથે સ્પર્શ કર્યા છતાં જો દૂધ આવતું ન હોય તો થોડા કલાક સૂધી રાહ જોવી. જો બે ત્રણ દિવસ સૂધી તેને ધવડાવ્યા સિવાય માત્ર ગળશુથી (ગોળ અને પાણી) પાવામાં આવશે તો તે ધાવશે નહિ અને નિર્બળ બની જશે. માતાના સ્તનમાંથી દૂધ ન જ આવતું હોય તો એક બે દિવસ સૂધી ગળ-શુથી પાવાને અડચણ નથી; તથાપિ દૂધ ઉત્તમ છે. વળી થાનને પાકી ખરેટા જેવી જાડી મલાઇ ચોટેલી હોય છે તે જો બાળક ખેંચી કાઢતું નથી તો થાન પાકે છે, અને પ્રસૂતાને ઘણું દુઃખ ભોગવવું પડે છે. બાળક સ્તનપાન કરે નહિ અથવા તો સ્તનને જીહ્વાનો સ્પર્શ કરે નહિ તો તેની જીભ ઉંચી નીચી થઇ શકે છે કે નહિ એ વિષયની અનુભવી ચિકિ-ત્સકદ્વારા ચિકિત્સા કરાવવી; પરંતુ જો દૂધ ન આવતું હોય તો ધીરજ રાખવી. ઓછામાં ઓછા બાર કલાક સૂધી બાળકને ખોરાકની જરૂર પડશે નહિ; છતાં જરૂર જણાય તો ગાયનું તાજું દૂધ લઇ તેમાં બે ભાગ પાણી રેડીને ગરમ કરવું. પછી તેમાં થોડી સાકર નાખી તે ઠંડું પડે એટલે ત્રણ ચાર કલા-કના અંતરે પાવું. માતાના સ્તનમાં દૂધ આવે એટલે આવી રીતે દૂધ પાવાનું બંધ કરવું.

અંગ્રેજ તથા અન્ય જાતિના લોકોમાં બાળક બાર ચૌદ માસનું થાય ત્યાં સૂધી તેને સ્તનપાન કરાવવામાં આવે છે. આ રીવાજ કુદરતને અનુસરીને પ્રચલિત કરવામાં આવ્યો હોય એમ લાગે છે; કેમ કે સાત આઠ મહિને બાળકને સ્વાભાવિક રીતે જ દાંત ફુટે છે, તથા એ દાંત, બાળક હવે દૂધ સાથે બીજી વસ્તુ ખાવાને યોગ્ય થયું છે એવા ઇશ્વરીસંકેતની સૂચના કરે છે. આપણા લોકોમાં બાળ-

કને સ્તનપાન કરાવવાની મુદત ચોક્કસ નથી. મુખ્યત્વે કરીને બીજું બાળક થતાં તેને જ્યારે સ્તનપાન કરાવવાની જરૂર પડે છે ત્યારે જ પહેલા બાળકને ધાવતું અટકાવવામાં આવે છે. આવી પ્રથાથી બાળકને તેમજ તેની માતાને ઘણું નુકસાન થાય છે. બાળકનો પ્રસવ થયા પછી સાત આઠ માસ સૂધી માતા રજસ્વળા થતી નથી. ધાવણનો ખરો વખત એ જ છે: કારણ કે એ સમયે જ દૂધ પુષ્ટિકારક હોય છે. પછીથી દૂધનો પૌષ્ટિક ગુણ ઓછો થતો જાય છે, એટલે બાળકને માટે પણ તેની જરૂર ઓછી થતી જાય છે. થોડા દહાડાના બાળકને વારંવાર ધવડાવવાની જરૂર છે. જેમ જેમ એ મ્હોટું થતું જાય છે તેમ તેમ એ જરૂર ઓછી થતી જાય છે. કેટલીક માતાઓ બાળકને બળવાન્ બનાવવાના ઉદ્દેશથી મૂર્ખતાવશત: તેને વારંવાર ધવડાવ્યા જ કરે છે; પરંતુ જરૂર કરતાં વિશેષ ધવડાવ્યાથી બાળકની શારીરિક પ્રકૃતિને નુકસાન પહોંચે છે. બાળકની હોજરીને વિશ્રાંતિ આપવાની જરૂર છે, એ જરૂર વિશેષ ધવડાવ્યાથી પૂરી પડતી નથી; તેથી તેની પાચનશકિત બગડે છે. સામાન્યત: સ્તનપાન કરાવવામાં એવો નિયમ રાખવો જોઇએ કે, પહેલા મહિને દોઢ દોઢ કલાકના અંતરે, અને બીજા મહિને બબ્બે કલાકના અંતરે તેને ધવડાવવું. પછીથી તે જેમ જેમ મ્હોટું થતું જાય તેમ તેમ આ વખતનું અંતર વધારતાં જવું.

હવે સ્તનપાન સંબંધી એ કહેવાનું છે કે, બાળકને સ્તનપાન કરાવ્યા પછી સ્તન સાફ કરી નાખવા. આમ કરવાથી, કેટલીક વખતે માતાને સ્તનપર ઘા પડવાથી જે કષ્ટ વેઠવું પડે છે તે દૂર થાય છે; વળી રોગી થયેલી સ્તનની ચામડીથી બાળકના મ્હોંને નુકસાન થતું અટકે છે. કેટલીક વખત બાળકનું મૃત્યુ થવાથી અથવા તે નિર્બળ હોવાથી સ્તનમાંથી દૂધ નીકળતું નથી. આવી સ્થિતિમાં સ્તનમાં સોજો આવી પરુ થાય છે, તથા તાવ પણ આવે છે, અને અંતે ઑપરેશન્ કરાવવાની જરૂર પડે છે. સામાન્યત: આપણા લોકોને ઑપરેશન્ કરાવવામાં ભય રહે છે અને તેમ નહિ કરાવવાથી સ્તનમાં છિદ્રો પડી તેમાંથી દૂધ ટપકયા કરે છે; એટલું જ નહિ પણ કેટલીક વખત જે રસ્તેથી દૂધ આવે છે એ રસ્તો આવા ફેરફારને લીધે બંધ થઇ જવાથી સ્તન પોતાનું કાર્ય કરી શકતું નથી. તેથી આવી સૂવાવડમાં કે પછીની સૂવાવડમાં સ્ત્રીને ઘણું કષ્ટ

વેઠવું પડે છે. શુરુઆતમાં આવું થતું અટકાવવાને માટે કેટલાક સહેલા ઉપાય એ છે કે, પોતાનું બાળક મ્હોટું હોય તો તેની પાસે અથવા તો બીજા છોકરાને કે સ્ત્રીને બોલાવીને તેની પાસે એ ચુસાવી નાખવું. જો બાળક મરી ગયું હોય તથા ધાવણનો ઉપયોગ ન રહ્યો હોય તો થાનમાં દૂધ ઉત્પન્ન થતું અટકાવવા માટે કોઇ સારા સમજુ ચિકિત્સક પાસે ઉપાય કરાવવો.

બાળકની જીંદગીના પ્રથમ વર્ષમાં તેના શરીરને માફકસર થાય એવો ખોરાક માનું દૂધ તથા તે ન હોય તો ધાવનું દૂધ છે. માનું તથા ધાવનું દૂધ ન મળી શકે તેમ હોય તો અડધું કોકરવાયું દૂધ તથા અડધું પાણી એકઠું કરી તેમાં થોડી સાકર નાખીને પાવું. બાળક બે અઢી મહિનાનું હોય તો પાભાગ પાણી નાખવું. તેને ધાતુપાત્રમાં દૂધ પાવું નહિ; માટીના કિંવા કાચના પાત્રમાં પાવું. એ પાત્ર હમ્મેશાં સ્વચ્છ રાખવું.

---

# દ્વિતીય અધ્યાય.

**બ્રહ્મચર્ય:—**

**आयुष्मन्तो मन्दजरा वपुर्वर्णबलान्विताः ।**
**स्थिरापचितमांसश्च भवन्ति स्त्रीषुसंयताः ॥**

—भावप्रकाश.—

અર્થાત્, સ્ત્રીઓ વિષે સંયત એટલે મનોનિગ્રહથી વર્તનારા પુરુષો આયુષ્યવાન્, ઘડપણ ઘણું મોડું આવે એવા, શરીરે બળવન્, સારા વર્ણવાળા અને સ્થિર તથા દૃઢ શરીરવાળા થાય છે.

વૈદ્યવર્ય ભાવપ્રકાશના ઉપરોકત શ્લોકપરથી બ્રહ્મચર્યની અગત્ય કેટલી બધી છે એ સ્પષ્ટ માલૂમ પડી આવે છે. બ્રહ્મચર્યનો અર્થ વીર્યરક્ષણ છે. મનુષ્યજીવનની ઉન્નતિ તથા અવનતિનો પાયો બ્રહ્મચર્ય જ છે. બ્રહ્મચર્ય એ આર્યલોકોએ સ્થાપેલા ચાર આશ્રમ પૈકીનો પ્રથમ આશ્રમ છે. બ્રહ્મચર્યનો આરંભ નવયુવાવસ્થાના આરંભથી જ થાય છે. નવયુવાનીમાં બ્રહ્મચર્યનું પાલન કરી યોગ્ય ઉમ્મરે સદ્દગુણી કન્યા સાથે વિવાહિત થઇ

સંસારયાત્રાનો આરંભ કરવો અર્થાત્ ગૃહસ્થાશ્રમનું પાલન કરી કુટુંબી જનોનું પાલન કરવું અને સુસંતતિ ઉત્પન્ન કરવી.

પ્રાચીનકાળમાં આપણી આ પરમપુનીત ભારતભૂમિમાં પુરુષો ઓછામાં ઓછી પચીસ વર્ષની ઉમ્મર થતાં સૂધી બ્રહ્મચર્ય પાળી વિદ્યા સંપાદન કરતા હતા. વળી કેટલાક સ્વનામધન્ય મહાપુરુષો તો જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળી, પોતાના અતુલ શૌર્ય-વીર્યનો જનકલ્યાણાર્થે ઉપયોગ કરી સર્વ જનોના પૂજ્ય થઇ ગયા હતા. તેમજ માત્ર પુરુષો જ નહિ પરંતુ કેટલીક સ્વધર્મનિષ્ઠ સન્નારીઓએ પણ જીવનપર્યંત બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું. એ ભારતભૂમિનાં સંતાનો તથા આધુનિક ભારતભૂમિનાં સંતાનોમાં કેટલો બધો પ્રભેદ જોવામાં આવે છે?! જે આર્યપ્રજા પોતાના શકિતબળથી પૂર્વે એક શકિતશાળી અને ધર્મનિષ્ઠ પ્રજા ગણાતી હતી તેજ આર્યપ્રજાની નિર્બળતા, આજે કેટલા બધા શોકનું કારણ થઇ પડી છે? આજે અનીતિ, અનાચાર, નિર્બળતા, ગૃહ-વિવાદ, ગૃહસંસાર ચલાવવાનાં સાધનોનો અભાવ એ બધું આપ-ણને શું સૂચવે છે? આજે આપણે દીન હીન કંગાલ કેમ બની ગયા છીએ? આ સર્વ અનિષ્ટોનું કારણ જોવા જતાં આપણે આપણું બ્રહ્મચર્ય ગૂમાવી બેઠા છીએ એ જ આપણી નજરે પડે છે. બ્રહ્મચર્યના અભાવે જ રત્નપ્રસવિની ભારતભૂમિ તેનાં આધુનિક સંતાનોની દુર્બળતા જોઇ શોકાશ્રુ પ્રવાહ વહેવડાવે છે! બ્રહ્મચર્યના અભાવે જ, કર્ણ, અર્જુન, ભીષ્મ વગેરે જેવા યોદ્ધાઓ આપણી ભારતમાતાની કૂખ હવે દીપાવતા નથી; અને જ્યાં સૂધી આપણે બ્રહ્મચર્યનું સંરક્ષણ કરી આપણું ગૂમાવેલું બળ પાછું મેળવી શકીશું નહિ ત્યાં સૂધી આપણી ઉન્નતિનો એક પણ પ્રયત્ન સફળ થનાર નથી.

વીર્યરક્ષણના વિષયમાં પ્રાચીન વૈદકશાસ્ત્ર હાલના આપણા વિદ્વાન્ વૈદોના મતને મળતું જ છે. મહાન્ આયુર્વેદાચાર્ય સુશ્રુત એવો અભિપ્રાય પ્રકટ કરે છે કે, "૧૬ થી ૨૫ વર્ષ સૂધીની ઉમ્મરમાં શરીરમાં ધાતુઓની વૃદ્ધિ થાય છે, તથા પચીસમા વર્ષે યુવાવસ્થા પ્રાપ્ત થાય છે. એ ઉમ્મર પૂર્વે શરીરના સઘળા અવ-યવો અને હાડકાંનો સંપૂર્ણ વિકાસ થયેલો હોતો નથી. ૨૫ થી ૪૦ વર્ષ સૂધીમાં શરીરમાં યૌવનનું રક્ષણ થાય છે તથા સઘળી

ધાતુઓ પુષ્ટ થાય છે.' હવે હાલની આપણી પરિસ્થિતિ સર્વથા ભિન્ન પ્રકારની છે. આજકાલ ચૌદ ચૌદ પંદર પંદર વર્ષના છોકરાઓ સ્ત્રીસંભોગ કરે છે. બાળલગ્નની બદીએ બ્રહ્મચર્યાશ્રમને જડમૂળથી ઉખેડી નાખ્યો છે. પાશ્ચિમાત્ય પ્રજા વીર્ય પરિપક્વ થતાં સૂધી બ્રહ્મચર્યનું પ્રતિપાલન કરતી હોવાથી જ તે વિશેષ શક્તિશાળી છે.

પુરુષનું લગ્ન ચાળીસ વર્ષની ઉમ્મરે અને સ્ત્રીનું લગ્ન ૨૫ વર્ષની ઉમ્મરે કરવું એવી વાર્ત્તા સાંભળી કદાચ હાલના હિન્દુઓ દિઙ્મૂઢ બની જશે, તથા અમે પણ જાણીએ છીએ કે, આ વીસમી–સદીમાં સુશ્રુતનો અભિપ્રાય અમલમાં મૂકાય એ સર્વથા અશક્ય છે. સુશ્રુતના સમયમાં ૧ થી ૧૫ વર્ષની વય બાલ્યાવસ્થા ગણાતી હતી, તથા ૧૬ થી ૭૦ વર્ષની વય મધ્ય અવસ્થા ગણાતી હતી. ૭૧ થી ૧૦૦ વર્ષની વય વૃદ્ધ ગણાતી હતી. સ્ત્રીઓ ૩૨ વર્ષ સૂધી તરુણી, ૫૦ સધી પ્રૌઢા અને ૫૦ પછી વૃદ્ધા ગણાતી હતી કિંવા એ પ્રમાણે ગણવાનો સુશ્રુતનો અભિપ્રાય હતો. વિશેષમાં એ વૈદ્યવિદ્યાપ્રવીણ ચિકિત્સક જણાવે છે કે, “માણસના શરીરમાં ૨૦ સૂધી વૃદ્ધિ, ૩૦ સૂધી યૌવન, ૪૦ સૂધી સંપૂર્ણતા અને ૭૦ સૂધી થોડી હાનિ તથા તે પછી ક્ષીણતા થાય છે.” એ વખતે માણસના આયુષ્યની સરાસરી ૧૦૦ વર્ષની ગણવામાં આવતી હતી, તથા એ આયુષ્યના પ્રમાણનો સંપૂર્ણ વિચાર કરી બ્રહ્મચર્યના તથા લગ્નના નિયમો બાંધવામાં આવ્યા હતા. હમણાં આપણી આયુષ્યમર્યાદા ટૂંકી થયેલી હોવાથી બ્રહ્મચર્યના તથા લગ્નના નિયમોની મુદતમાં પણ એટલાં વર્ષ ઓછાં ગણાવાં જોઇએ; છતાં અત્યંત શોકનો વિષય એ જ છે કે, આપણે જાતે જ મૂર્ખતાથી આપણું આયુષ્ય ઓછું કર્યું છે. બ્રહ્મચર્યનો ભંગ થવાથી અને વિષયલંપટતા વધી જવાથી આર્યજનોની આયુષ્યમર્યાદા ઘણી ટૂંકી થઇ ગયેલી છે એ સનાતન સત્યનો અસ્વીકાર કોઇથી થઇ શકે તેમ નથી જ; પરંતુ હજી પણ જો યથાવિધિ બ્રહ્મચર્યનું પ્રતિપાલન કરવામાં આવે તો ભાવિ આર્યસંતાનોઅવશ્ય દીર્ઘાયુષી થઇ શકે.

બ્રહ્મચર્યાશ્રમમાં અર્થાત્ લગ્ન થતાં પહેલાં માનસિકવૃત્તિઓને શાન્ત રાખી કાયા, વાચા તેમજ મનથી વીર્યનું રક્ષણ કરવું. એ જ બ્રહ્મચર્યાશ્રમનો હેતુ છે. વળી સંસારમાં પડયા પછી પણ

બ્રહ્મચર્ય પાળવાનું છે તથા એ વિષયનો કેટલોક ઉલ્લેખ આ ગ્રંથના પ્રથમ ખણ્ડમાં થઈ ગયેલો હોવાથી અત્રે તેનો પુનરુલ્લેખ કરવાની જરૂર રહેતી નથી.

વીર્ય શું છે તથા શરીરમાં કયા સ્થળે રહે છે તેનું પ્રાસંગિક વર્ણન અત્રે કરીએ છીએ. બ્રહ્મચર્ય પાળવાથી વીર્યનું રક્ષણ થાય છે, તથા વીર્યનું રક્ષણ થવાથી સુસંતતિ ઉત્પન્ન થાય છે. આપણે હમ્મેશાં જે કાંઈ ખાઇએ છીએ તેનું છેવટનું સત્વ એ જ વીર્ય છે, અર્થાત્ આપણે જેવો ખોરાક ખાઇએ છીએ તેવું જ આપણું વીર્ય બને છે. ખાવામાં આવેલા ખોરાકમાંથી પ્રથમ રસ બને છે, પછી લોહી બને છે, પછી, માંસ, મેદ, અસ્થિ મજ્જા અને પછી અનુક્રમે શુક્ર એટલે વીર્ય બને છે. આમ હોવાથી જ બળવાન્ પુરુષને વીર કહેવામાં આવે છે. શુદ્ધ વીર્ય ઠંડું તથા સ્નિગ્ધ હોય છે. તે સ્વાદે મીઠું, મધની ગંધવાળું, ઘટ્ટ, રંગે સ્ફટિક જેવું ધોળું અને પારદર્શક હોય છે. જે વીર્ય આવું સ્વચ્છ અને ઘટ્ટ નથી હોતું તે વીર્યથી ઉત્તમ પ્રજા ઉત્પન્ન થઇ શકતી નથી, તથા કદાચ એ વીર્યમાંથી જો પ્રજા થાય છે તો તે રોગી, નિર્બળ કે અલ્પાયુષી હોય છે. જે વીર્ય અશુદ્ધ હોય છે તે રંગે મેલું તેમજ શરીરના દોષ પ્રમાણે જૂદા જૂદા રંગનું અને વર્ણનું હોય છે. દોષવાળું વીર્ય દુર્ગંધયુકત હોય છે, પાતળું પડી જાય છે તથા ચિકાસવગરનું હોય છે તેમજ ઘણી વખત વિશેષ ગરમ પણ હોય છે.

વીર્ય માણસના આખા શરીરમાં રહે છે. જેવી રીતે દૂધમાં ઘી અને શેરડીમાં રસ ગુપ્ત રીતે રહેલાં હોય છે તેવી જ રીતે માણસના આખા શરીરમાં વીર્ય રહેલું હોય છે. જેવી રીતે દૂધનું મથન કરવાથી તેમાંથી ઘી તરી આવે છે એવી રીતે વીર્ય આખા શરીરમાંથી ખેંચાઇને એક સ્થળે એકત્ર થાય છે.

વૈદકશાસ્ત્રમાં વીર્યનું આવું વર્ણન આપેલું છે. આ ઉપ-રથી એટલું સ્પષ્ટ થાય છે કે, શુદ્ધ તેમજ સાત્વિક ખાનપાનથી વીર્ય શુદ્ધ તથા સારું થાય છે, તથા મનોનિગ્રહ કરી વર્તવાથી તેમજ શુદ્ધ અને સાત્વિક ખાનપાનથી વીર્યનું રક્ષણ થાય છે. આધુ-નિક છોકરાઓ પોતાની ન્હાની—અપકવ ઉમ્મરમાં જ સંગતિ-દોષથી અથવા તો બીજા કોઈ દોષથી બ્રહ્મચર્યનો ભંગ કરે છે તેમને

કેવા ગંભીર વ્યાધિઓના ભોગ થવું પડે છે એનું વર્ણન હવે પછી આવવાનું છે તેપરથી બ્રહ્મચર્ય નહિ પાળવાથી થતા અનિષ્ટની કલ્પના સહેલાઈથી કરી શકાશે. જે છોકરાઓ બાલ્યાવસ્થામાં જ પોતાની શકિતનો કિંવા અપકવ વીર્યનો અપવ્યય કરે છે તે છોકરાઓના એ ગંભીર ગુન્હા માટે તેમનાં માબાપ જવાબદાર છે. બાળકનામાં પણ વીર્ય હોય છે; કિન્તુ તે અપકવ હોય છે. હાલનું નવીન વૈદકશાસ્ત્ર જણાવે છે કે, વીર્યમાં વીર્યજંતુઓ (Spermatozoids) છે. વીર્યમાં આ જંતુઓ ચોક્કસ ઉમ્મરે જ પ્રકટ થાય છે. એ જંતુઓ જ ગર્ભોત્પાદક બીજ છે. એમ કહેવામાં આવે છે કે, ચૌદ વર્ષ સૂધીની વયના બાળકના વીર્યમાં જંતુઓ હોતા નથી; અર્થાત્ એ ઉમ્મરનો બાળક ગર્ભાધાનની ક્રિયા માટે નાલાયક છે. આ સ્થળે એ વાર્ત્તાનું પણ સ્મરણ રાખવાની જરૂર છે કે, વિષયની વાસના થવી કિંવા તંતુઓનું ઉશ્કેરાવું એ બે લક્ષણો કાંઈ પૂર્ણ યુવાવસ્થાનાં કે ગર્ભાધાનની ક્રિયાની તૈયારીનાં પરિચાયક નથી. વીર્યમાં આ જીવનનાં બીજો ઉત્પન્ન થયા પહેલાં પણ વાસના થાય છે, તથા તંતુઓ ઉશ્કેરાય છે; પરંતુ જો એ વીર્ય ગર્ભાધાન કરી શકતું નથી તો તે પરિપૂર્ણ પકવ નથી એમ સમજવું, અને એવી ખોટી વાસના કે ઉત્તેજનાને આધીન થઇને અપકવ વીર્યનો દુરુપયોગ કરવાની ગંભીર ભૂલ થવા દેવી નહિ.

પુરુષોના વીર્ય અને સ્ત્રીઓના રજ (સ્ત્રીબીજ) ઉપર આહાર વિહાર કેટલી પ્રબળ અસર કરે છે એ સમજવા માટે અમે ડૉકટર ટ્રોલનાં વચનો અત્રે ઉતારીએ છીએ કે, "The more nearly the parties live in accordance with physiological habits, especially in the matters of food, clothing, and exercise, the more nearly normal will be their sexual inclinations, and the less need have they of subjecting their desires to the restraints or control of reason."

આ વચનોપરથી વીર્ય શુદ્ધ અને સાત્વિક બનાવવા માટે સાદા મધુર તેમજ શુદ્ધ ખોરાક, સ્વચ્છ જળ તથા બની શકે એટલા વ્યાયામની કેટલી જરૂર રહે છે એ માલૂમ પડી આવે છે.



# તૃતીય અધ્યાય.

## યુવાવસ્થા:—

**यौवनंधनंसंपत्तिः प्रभुत्वमविवेकता ।
एकैकमप्यनर्थाय किमुयत्रचतुष्टयम् ॥**

ભાવાર્થ:—યુવાની, લક્ષ્મી, અધિકાર અને અવિવેક એ દરેક અનર્થનું મૂળ છે; ત્યારે જ્યાં એ ચારેનો વાસ હોય ત્યાં કેટલો બધો અનર્થ થતો હશે?

મનુષ્યનું જીવન બાલ્યાવસ્થા, યુવાવસ્થા તથા વૃદ્ધાવસ્થા નામથી ઓળખાતી ત્રણ અવસ્થાઓમાં વિભક્ત થયેલું છે. બાલ્યાવસ્થા સંબંધી અમે થોડું વિવેચન કરી ચુકયા છીએ; પરંતુ આ ગ્રંથ મુખ્યત્વે કરીને યુવાન્ સ્ત્રીપુરુષો માટે જ લખાયલો હોવાથી યુવાવસ્થાનું તથા એ સ્થિતિમાં મનુષ્યની ચિત્તવૃત્તિ કેવી ચંચળ બની જાય છે, અને તેના પરિણામે તેને કેવા કેવા અસાધ્ય રોગોના ભોગ થવું પડે છે એ સંબંધીનું વર્ણન કરીશું.

હાલના આપણા યુવકોમાં કેટલા યુવકોનું ચારિત્ર્ય ઉત્તમ છે? એ પ્રશ્ન પ્રથમ પ્રત્યેકના અંતરમાં ઉદ્ભવે છે. જુવાનીના ચકડોળે ચઢેલા પોતાને સકળગુણસંપન્ન સમજી બેઠેલા આપણા યુવકો વૃદ્ધ માતાપિતાના ઉપદેશ તરફ દુર્લક્ષ્ય કરી, લાડી, વાડી, ગાડી, વિલાસ, અયશઆરામ વગેરેમાં જ ગુલ્તાન રહેતા જોવામાં આવે છે; એટલા માટે જ યુવાવસ્થાનો સમય ઘણો ભયંકર સમજવામાં આવે છે. વાસ્તવિક રીતે જોવા જતાં યુવાવસ્થાના આરંભમાં ઇન્દ્રિયોની ઉત્તેજના અતિ વૃદ્ધિંગત થઇ જાય છે અને એવા પ્રસંગે ઇન્દ્રિયનિગ્રહ નહિ કરતાં ખરાબ સોબતમાં રહી જો યુવાવસ્થાની તાકતનો દુરુપયોગ કરવામાં આવે છે તો તેથી મનુષ્યજીવની પાયમાલી તેમજ ખાનાખરાબી થઇ જાય છે. જ્યાં સૂધી મન અને બુદ્ધિના સંગ્રામમાં બુદ્ધિ વિજયિની નીવડતી નથી ત્યાં સૂધી મનુષ્યજીવનનું અધઃપતન જ થાય છે.

યુવાવસ્થામાં જે માણસનું શરીર રોગશૂન્ય હોય છે તેનો વૃદ્ધાવસ્થાનો કાળ પણ મુખ્યત્વે કરીને સુખમાં જ પસાર થાય છે; છતાં શરીરને નિરોગી રાખવા તરફ આજકાલના યુવકોમાંના કેટલા

લક્ષ્ય આપે છે? તેમની પ્રવૃત્તિ વિલાસમાં જ રચ્યાપચ્યા રહેવાની હોય; પછી તેમનું શરીર નિરોગી કયાંથી હોઇ શકે? વીર્યનું મૂલ્ય કેટલું છે, શરીર નિરોગી રાખવા માટે તેનું રક્ષણ કરવાની કેટલી બધી જરૂર છે એ તરફ તેમનું સંપૂર્ણ દુર્લક્ષ્ય હોય એવું જ બહુધા જોવામાં આવે છે. આવા દુર્લક્ષ્યના પરિણામે તેમને જ્યારે વિવિધ રોગ ભોગવવા પડે છે ત્યારે તેઓ પોતાની ભૂતકાળની ભૂલો યાદ કરીને પશ્ચાત્તાપ કરે છે! આવો પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ ન આવે એટલા માટે મનુષ્ય માત્રે પ્રથમથી જ સાવધાનતા રાખવાની જરૂર છે. વળી યુવાવસ્થામાં જે જે ભૂલો થાય છે તેનું ઉછરતા યુવકોમાંના ઘણાખરાને જ્ઞાન હોતું નથી; માટે એ ભૂલો તેમજ તેથી તથા અનિષ્ટનું જ્ઞાન તેમને મળી શકે એ માટે તેનું કેટલુંક વિવેચન હવે પછીના અધ્યાયોમાં કરવાની આવશ્યકતા અમે ધારીએ છીએ.

જો વૈદો કિંવા ડૉકટરોને ત્યાં જતા રોગીઓના રોગની પરીક્ષા કરવામાં આવે તો એ રોગીઓમાંના ઘણાખરાના રોગ યુવાવસ્થાની ભૂલોથી જ થવા પામેલા માલૂમ પડે એમ અમે ખાત્રીપૂર્વક કહી શકીએ છીએ. વળી આ ગ્રંથમાં યુવાવસ્થાની ગંભીર ભૂલોથી ઉત્પન્ન થતા રોગો માટે આવશ્યકીય ઔષધોપચારનું વર્ણન પણ કેટલાક આયુર્વેદીય વિશ્વાસપાત્ર ગ્રંથોપરથી કરવામાં આવ્યું છે તેથી જે યુવકો આ ગ્રંથનું અધ્યયન કરશે તેઓ એવા ગંભીર રોગોના પ્રબળ પંઝામાંથી મુકત થઇ શકશે એવી અમને આશા રહે છે.

સ્વાભાવિક રીતે મનુષ્ય જાતિનું મન આશાતૃષ્ણા તરફ વિશેષ રહે છે, તથા એ લલચાવનારી આશાતૃષ્ણાઓનું જોર યુવાવસ્થામાં જ વિશેષ હોય છે. યુવાવસ્થાની સ્થિતિ અનેક અનર્થોની ઉત્પત્તિના કારણરૂપ થઈ પડે છે તથા એ અનર્થો અને ભૂલોનું જ પરિણામ, શારીરિક નિર્બળતા; ધાતુનો નાશ થવો, બળક્ષીણતા, નપુંસકતા તથા એવાં જ બીજાં દરદો છે. એ દરદોનાં રૂપ દર્શાવ્યા પછી તે કેવી ભૂલોથી તથા કેવાં કેવાં કારણોથી થાય છે તથા તેનાં લક્ષણો કેવાં હોય છે એ સમજાવવામાં આવશે, તેમજ ત્યાર પછી તેનું નિવારણ કરવાના ઉપાય પણ જણાવવામાં આવશે.



# ચતુર્થ અધ્યાય.

## હસ્તદોષ કિંવા હસ્તમૈથુન.

"..............! You are destroying yourself. Leave unclean habit, otherwise death is coming."

હસ્તદોષ કિંવા હસ્તમૈથુનને અંગ્રેજીમાં Masterbation નામથી ઓળખવામાં આવે છે. આ ટેવ ઘણી જ ખરાબ છે. યુવાવસ્થા પ્રાપ્ત થતાં સ્ત્રી પુરુષની જનનેન્દ્રિય વિકસિત થાય છે, તથા એવા સમયે વિષયની તેમને ઇચ્છા થાય એ સ્વાભાવિક છે; છતાં, અભ્યાસ, કસરત કિંવા એવા જ બીજા કોઈ નિર્દોષ કાર્યમાં મન રોકવાથી અથવા તો સારી સોબતમાં રહેવાથી વિષયનો વિચાર ઉત્પન્ન થતો નથી; પરંતુ રાત્રિ દિવસ જેઓ ખરાબ સોબતમાં રહેતા હોય, ઇશ્ક સંબંધીનાં નાટકો જોતા હોય. બિભત્સ વાર્ત્તાઓ વાંચતા હોય, ગરમ મશાલાવાળો ખોરાક, ચ્હા, કૉફી, દારુ, તમાકુ, ભાંગ, કોકેઈન આદિવસ્તુઓનો ઉપયોગ કરતા હોય તેમને ઘણી વહેલી વિષયેચ્છા થાય છે, તથા જો એ ઇચ્છાને કુદરતી રીતે તૃપ્ત કરવામાં ન આવે તો અજ્ઞાની લોકો કૃત્રિમ રીતે તેને તૃપ્ત કરે છે; એ ટેવને હાથરસ, હસ્તદોષ યા તો હસ્તમૈથુન તરીકે ઓળખવામાં આવે છે.

વિદ્યાર્થીઓને આ ટેવ નિશાળોમાંથી તથા ખરાબ સોબતથી પડે છે. એ સમયે તેમનામાં વિચારશકિતની ન્યૂન્યતા અને જુસ્સાની વિશેષતા હોય છે. યુવાવસ્થા આવે તે પૂર્વેજ પોતે મૂર્ખતાથી માની લીધેલા સ્ત્રીસંયોગની તથા આનંદની બરાબરી કરે એવી; પરંતુ ખરી રીતે જોવા જતાં અનેક પ્રકારના અનર્થ કરે એવી આ ટેવને આધીન થાય છે. આ ટેવનું પરિણામ એવું આવે છે કે, પછીથી યુવાવસ્થાના પ્રાકૃત આનંદને તેઓ કદાપિ અનુભવી શકતા નથી. તેમની શારીરિક શક્તિ સર્વથા નિર્બળ બની જાય છે, તથા અકાળે જ તેમની સંસારયાત્રાનો અંત આવી જાય છે. જો અંત નથી આવતો તો એવા રોગીને આત્મઘાત કરી જીવનનો અંત લાવવાની ઇચ્છા થાય છે. આવા રોગીઓ પોતાની પૂર્ણ યુવાવસ્થામાં વૃદ્ધાવસ્થાનું અસહ્ય કષ્ટ અનુભવે છે. આટલા માટે જ

બાળકોને તેમની ન્હાની ઉમ્મરથી જ નીતિના માર્ગે ચઢાવી સદાચરણી બનાવવાં જોઇએ. તેમને ધાર્મિક કેળવણી આપવી જોઇએ. જે બાળકો બાલ્યાવસ્થાથી જ ઉદ્ધત, સ્વેચ્છાચારી અને અનીતિ પરાયણ હોય છે તેઓ યુવાવસ્થામાં પોતાના જીવનનું વિશેષ અધઃપતન કરે છે. તેઓ વડિલજનોના ઉપદેશનો તિરસ્કાર કરે છે અને ઇચ્છાનુસાર વર્તે છે. આમ હોવાથી જ એક બાળકને તેની બાલ્યાવસ્થાથી સુયોગ્ય શિક્ષણ મળવું જોઇએ. ભીષ્મ પિતામહ, શ્રી હનુમાન, લક્ષ્મણ, સ્વામી શંકરાચાર્ય આદિ પ્રાતસ્મરણીય પુરુષોનાં ચરિત્રોનું તેમને અધ્યયન કરાવવું જોઇએ.

મનુષ્ય જીવનનાં જે વર્ષો વીતી જાય છે તે કદાપિ પાછાં આવતાં નથી. એક વખત વીતી ગયેલો યુવાવસ્થાનો સમય પુનઃ પ્રાપ્ત થતો નથી. એટલા માટે જ બાલ્યાવસ્થાથી, ખરાબ સોબત, વિશેષ સ્ત્રીસહવાસ, બિભત્સ વાંચન વગેરે બંધ કરવું જોઇએ. યુવાવસ્થા પૂર્વે જે જુસ્સો શરીરમાં ઉત્પન્ન થાય છે એ યુવાવસ્થાનો વિનાશક અર્થાત્ નાશ કરનાર છે. એ જુસ્સો એક પ્રકારની ક્ષણસ્થાયી ઉત્તેજના છે. એક જ વખત એવી ક્ષણિક ઉત્તેજનાને આધીન થયા પછી તેની આધીનતામાંથી મુક્ત થઇ શકાતું નથી.

યુવાવસ્થાની ભૂલથી બીજા પણ ઘણા રોગ થાય છે; છતાં જેટલો ફેલાવો આ રોગનો છે તેટલા બીજા કોઇ પણ રોગનો નથી; કેમ કે બીજી ભૂલો થવામાં જેટલું જોખમ છે તેટલું જોખમ આ રોગમાં કિંવા ટેવમાં નથી. આ ક્રિયા એકાન્ત વાસમાં થતી હોવાથી કોઈ તે જાણતું નથી. આમ હોવાથી એ ક્રિયા કરનારને પોતાના કાર્યમાં ઉત્તેજન મળે છે. વળી પ્રમેહ, ટાંકી વગેરે રોગની માફક આ રોગમાં તત્કાળ ગેરલાભ યા તો નુકસાન જોવામાં આવતું નથી. આવો રોગી પોતે સંસારમાં વાસ્તવિક સુખ કિંવા આનંદ અનુભવતો હોય એમ તેને લાગે છે.* થોડા વખત સુધી આમ ચાલ્યા

* એક ભણેલો ગણેલો નવયુવક ઘણા પ્રેમપૂર્વક એકાન્તમાં બેસીને આ કાર્ય કરી રહ્યો હતો. એવામાં બીજો એક સમજુ પુરુષ દૈવયોગે ત્યાં જઇ ચઢયો, તથા તેણે પેલા નવયુવકને આવું અનુચિત કાર્ય કરતાં જોઇ લીધો. જ્યારે તેણે નવયુવકને પૂછયું:—"ભાઈ! આવું અનુચિત તથા પ્રકૃતિવિરુદ્ધનું કાર્ય તું શા માટે કરે છે? આ તો એક પ્રકારની ભયંકર અજ્ઞાનતા છે. વીર્યનો વૃથા વ્યય કરવાથી શરીર નિર્બળ બની જાય છે.'' આ વચનો સાંભળી તેણે કહ્યું કેઃ—

કરે છે, તથા આ વિષય અન્ય કોઇ વ્યકિતના જાણવામાં આવતો નથી. શરીરમાં શકિત હોય છે ત્યાં સૂધી જુસ્સો આવે છે અને એ જુસ્સાને આવા અવિચારી કૃત્યથી શાન્ત કરવામાં આવે છે; છતાં એકાન્તમાં થતા આ અસત્કાર્યની ખોટી અસર તરફ તેનું ધ્યાન ખેંચાતું નથી. પ્રથમ તો શારીરિક નિર્બળતા માલૂમ પડે છે; પરંતુ એક અવયવ કરતાં બીજામાં વિશેષ નિર્બળતા નહિ જણાયાથી નિર્બળતાનું ખરું કારણ માલૂમ પડતું નથી. શારીરિક પરિવર્ત્તન પણ ધીમે ધીમે થતું હોવાથી રોગીનું ધ્યાન સત્વર એ તરફ આકર્ષાતું નથી. છતાં આ ખોટી કુટેવની અસર સર્વથી પ્રથમ રોગીની માનસિક શક્તિપર થાય છે. આ રોગથી પ્રથમ રોગીની યાદદાસ્ત ઓછી થાય છે અર્થાત્ યાદદાસ્ત ઓછી થવી એ આ રોગનું પ્રથમ લક્ષણ છે.

શરીર તથા મનને ઘણો નિકટ સંબંધ છે. જેનાથી શારીરિક નિર્બળતા વધે છે તેનાથી માનસિક નિર્બળતા પણ અવશ્ય વધે છે. શક્તિ જે જેમ નિર્બળ થતી જાય છે તેમ તેમ સ્મરણશકિત નિર્બળ અને વિચારશકિત ન્યૂન થતી જાય છે. વળી જે રોગીને આ કુટેવ પડી જાય છે તે પછીથી ભાગ્યે જ તેનાથી મુકત થઇ શકે છે. શકિતનો આવો દુરુપયોગ થવાથી શરીરના અવયવોની ખીલવણીના કાર્યમાં અડચણ ઉપસ્થિત થાય છે. જે પદાર્થો શકિતનો વધારો કરવામાં ઉપયોગી હોય છે તેમનો આવી રીતે અકાળે વૃથા વ્યય થઇ જાય છે. પ્રકૃત સંયોગથી મનને જે નૈસર્ગિક આનન્દ મળે છે તેનાથી ગયેલી ખોટ કાંઇક અંશે પૂરી પડે છે;

---

" एकान्ते वा नदीतीरे ह्यथवा शून्यमन्दिरे ।
हस्तक्रिया प्रकर्तव्या भार्यायाः किं प्रयोजनम् ॥ "

નવયુવકનો આવો ઉત્તર સાંભળી દિલગીર થઇ જઇને પેલા માણસે કહ્યું:— "વાહ ભાઇ ! ત્હેં મ્હને શ્લોક તો સંભળાવ્યો, પરંતુ કહે જોઇએ કે આ શ્લોક કયા ધર્મગ્રંથમાં છે ? મૂર્ખ માણસ પોતાની જરૂરીઆત માટે આવાં કપોળકલ્પિત અસત્ય પ્રમાણો જ આપે છે. આવી બુદ્ધિ કરતાં તો એક ખેડૂતની બુદ્ધિ સારી છે કે, જે પોતાના બીજને પોતાના જ ખેતરમાં વાવે છે, અને પોતાના શરીરનો નિર્વાહ કરે છે. તે પોતાના બીજનો કદાપિ દુરુપયોગ કરતો નથી" આવો ઉત્તર સાંભળવામાં આવતાં લજ્જિત બની જઈ એ નવયુવક ગુપચુપ ત્યાંથી ચાલ્યો ગયો.

**પ્રયોજક.**

પરંતુ આ માઠી ટેવમાં એમ બનતું નથી. જ્યાં સૂધી જુસ્સો હોય છે ત્યાં સૂધી રોગી આ અનુચિત કાર્ય કરે છે; કિન્તુ ક્રિયાની સમાપ્તિ થઈ ગયા પછી મન ચિંતાતુર બને છે તથા તેથી દ્વિગુણિત ગેરલાભ થાય છે. આ ખરાબ ક્રિયાથી માત્ર એક જ વખતે જે શકિત જાય છે, તે કુદરતી સંયોગથી ગયેલી વીસ વખતની શકિત જેટલી નિર્બળતા લાવે છે. તેથી જ આવા રોગીઓ બે ત્રણ વર્ષમાં જ પોતાની યુવાવસ્થા ગૂમાવે છે.

લગભગ અગીઆરેક વર્ષ ઉપર મુંબાઇની મરાઠા હાઇસ્કૂલનો એક વિદ્યાર્થી વાઇ (Epilepsy) ના દર્દ માટે એક સારા ડૉકટરની સારવારમાં હતો. એની ઉમ્મર આશરે સત્તરેક વર્ષની હતી. પહેલાં બે વર્ષમાં તેણે ઘણાંખરાં દવાખાનાંઓનો આશ્રય લીધો હતો; પરંતુ તેથી તેને કશો ફાયદો જણાયો નહોતો. દરદીએ તથા તેના પિતાએ વિશેષ અભ્યાસ કરવામાં આવ્યાથી વાઇનું દર્દ થયું છે એમ જણાવ્યું હતું, તથા એનું ખરું કારણ જાણવાનો કોઈએ પ્રયત્ન કર્યો હોય એમ લાગતું નહોતું. તેના બાપને તે એકનો એક છોકરો હતો. આ છોકરાને પંદર પંદર દિવસે વાઇની ફિટ (Epileptic fit) આવતી હતી. તેનું માથું ઘણોખરો વખત દુ:ખ્યા કરતું હતું. તેની યાદશક્તિ ગૂમ થઇ ગઇ હતી. ચ્હેરો ફિક્કો અને નિસ્તેજ જણાતો હતો. તેને અઠવાડીઆમાં બે ત્રણ વખત સ્વપ્નમાં વીર્યસ્રાવ થતો હતો. એનો પિતા બ્હારગામ રહેતો હોવાથી એ છોકરાને તેણે ઉપરોકત અનુભવી ડૉકટરની સંભાળમાં મૂકયો અને ઔષધ આપવા માંડયું. એ છોકરાને યુક્તિપ્રયુક્તિથી કેટલાક પ્રશ્નો પૂછી ડૉકટરે તેના રોગનું–તેની નિર્બળતાનું ખરું કારણ જાણી લીધું. બે ત્રણ વર્ષથી તેને હસ્તદોષની કુટેવ લાગુ પડી હતી. વળી ડૉકટર વિશેષમાં જાણી શકયો કે, એ કુટેવ એને એના એક સોબતીએ શીખવાડી હતી. એ કુટેવ શીખવાડનાર સોબતીએ આરંભમાં તેને એવી ખોટી સમજ આપી હતી કે, 'જો વિષયેચ્છા થાય છે; છતાં તેને કોઇ પણ પ્રકારે તૃપ્ત કરવામાં આવતી નથી અને વીર્યને બ્હાર નીકળવાનો માર્ગ મળતો નથી તો વીર્ય સ્વપ્નમાં સ્ખલિત થઇ જાય છે, તથા તેમ થવાથી માણસ અશક્ત બને છે, અને ધીમે ધીમે નપુંસક થઇ જાય છે; જેથી વિષયેચ્છા થાય કે, તરત

હાથથી યા તો સ્ત્રીગમનથી વીર્યને માર્ગ આપવો જ જોઇએ; નહિ તો શરીરને ઘણું નુકસાન થાય છે.” અફસોસનો વિષય એ છે કે, આવી મૂર્ખતાયુક્ત ભયંકર સલાહથી બિચારાં નિર્દોષ અજ્ઞાની બાળકો પોતાનું અમૂલ્ય જીવન માત્ર એક જ ભૂલથી કેવું ધૂળધાણી કરે છે એનો ચીતાર આપવા માટે આ એક જ ઉદાહરણ પૂરતું છે. ડૉકટરે એ વિદ્યાર્થીને જ્યારે એનાથી થયેલી ગંભીર ભૂલનાં ભીષણ પરિણામ સમજાવ્યાં ત્યારે તેને ઘણો પશ્ચાત્તાપ થયો, તથા એ કુટેવનો ત્યાગ કરવાનો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો. આમ છતાં પણ એક મહિનામાં તેણે બે વખત હસ્તદોષ કર્યો, તથા ડૉકટર પાસે જઇને રડી પડ્યો, તથા તેણે કહ્યું કે, ‘મ્હારાથી રહી શકાતું નથી!’ આથી ડૉકટર તરફથી તેને સમજાણ સાથે ધમકી આપવામાં આવી. અંતે પુનઃ કોઈ વખત તેણે એ કુકૃત્ય નહિ કરવાની પ્રતિજ્ઞા કરી. પછીથી ફિટની મુદતમાં ફર્ક પડી જઇ તે એક મહિનાના અંતરે થતી હતી. આમ થવાથી એ છોકરાએ પોતાના મનને કાબૂમાં રાખ્યું હોય એમ લાગતું હતું. એ છોકરો દક્ષિણી હોવાથી ગુજરાતી સમજી શકતો નહોતો તેથી આ અધ્યાયના મથાળે જે શબ્દો લખવામાં આવ્યા છે તે લખીને એ શબ્દોવાળો કાગળ હમ્મેશાં તેની પાસે રાખવાની ડૉકટરે તેને ભલામણ કરી. જ્યારે જ્યારે વિષયેચ્છા થાય ત્યારે એ કાગળ વાંચી જોવાની તેને સૂચના કરવામાં આવી. આ યુક્તિ રચ્યા પછી તે હસ્તદોષથી મુક્ત થવા લાગ્યો અને તેની માનસિક તથા શારીરિક સ્થિતિ સુધરવા લાગી.

જે ખોરાક આપણે આજે ખાઇએ છીએ તે ભિન્ન ભિન્ન પ્રકારની સાત સ્થિતિમાં બદલાઇ લગભગ એક મહિને તેનું સત્વ કિંવા વીર્ય ઉત્પન્ન થાય છે. એક તોલો વીર્ય ગૂમાવવું એ એક શેર લોહી ગૂમાવવા બરાબર છે. વીર્ય એજ શરીરનું સત્વ છે. એ સત્વ જેમ જેમ ઘટતું જાય છે તેમ તેમ માણસ નિઃસત્વ તથા નિર્માલ્ય બનતો જાય છે.

બાલ્યાવસ્થાથી જેઓ આ કુટેવનો ભોગ થઇ પડેલા હોય છે તેઓ યુવાવસ્થાના ખરા સુખથી વંચિત રહે છે. પ્રત્યેક મનુષ્ય હમ્મેશાં પોતાની તંદુરસ્તી જાળવવા તરફ ધ્યાન

આપે છે. કોઇ અકસ્માતથી યા તો રોગથી જો શરીરનું લોહી સુકાય છે તો તેને મ્હોટામાં મ્હોટું નુકસાન સમજવામાં આવે છે. તાત્પર્ય એ છે કે, જ્યારે લોહી શરીર માટે આટલું બધું ઉપયોગી ગણાય છે ત્યારે પછી વીર્ય કે જે લોહીનું સત્વ છે તેની ઉપયોગિતા શરીર માટે કેટલી બધી હોવી જોઇએ એ સર્વે સહેલાઇથી સમજી શકે તેમ છે. બીજાં કારણોથી આવતી નિર્બળતા કરતાં વીર્યના વ્યયથી આવતી નિર્બળતા વિશેષ હોય છે; કેમ કે એની અસર પ્રથમ મગજ અને જ્ઞાનતંતુઓપર થાય છે, અર્થાત્ વીર્યની હાનિ એ મગજની જ હાનિ છે.

સારું કિંવા ખોટું કાર્ય કાંઇ હમ્મેશાં ગુપ્ત રહી શકતું નથી. યથા સમયે તે પ્રકાશમાં આવે છે જ. મૂર્ખતાથી કરવામાં આવતું આ કાર્ય જો દીર્ઘકાળ સૂધી ચાલૂ રહે છે તો તેથી શરીર વિકારગ્રસ્ત થાય છે જ. જે માણસને આવી ટેવ પડેલી હોય છે તે યુવાવસ્થાનું સુખ ભોગવવાને માટે નાલાયક બને છે. શરીરમાં થતા વિકારોનું જ્ઞાન થવા છતાં તે પોતાના મનપર અંકુશ રાખી શકતો નથી. હમ્મેશાં ઉદાસી અને દિલગીરી રહેતી હોવાથી તે ચીડીઓ. સંશયી અને ખિન્ન બની જાય છે. ભવિષ્યમાં જેઓ સારા નીવડે એવી આશા રહે છે તેમનો જીવનક્રમ આ કુટેવથી સર્વથા બદલાઇ જાય છે. આ કુટેવથી યુવાવસ્થાનો અંત ઘણો વહેલો આવે છે. આ કુટેવથી થતાં ખરાબ પરિણામ જાણવામાં આવતાં એ કુટેવ છોડવાના વિચારથી કેટલાક સ્ત્રીસંયોગમાં પ્રવૃત્ત થાય છે; પરંતુ તેમનું શરીર નિર્બળ હોવાથી તેમ કરતાં તેમને શર્માવું પડે છે. આવી સ્થિતિએ પહોંચેલા માણસને આપણે આ કુટેવનો ભોગ થઇ પડેલો દરદી જ સમજવો જોઇએ. આવા દરદીઓને સ્વાભાવિક રીતે જ વિષયેચ્છા વારંવાર થાય છે; કેમ કે, આવા દરદીનું મન નિર્બળ હોવાથી તેનું સ્થિતિસ્થાપકત્વ દૂર થવાથી તે એક જ વસ્તુપર વળગી રહે છે.

**નિશાનીઓ અને પરિણામઃ**—૧ રોગીનું શરીર સુકાતું જાય છે, હાથ, પગ તથા બરડામાં કળતર થાય છે, મન હમ્મેશાં ઉદાસ રહે છે, આંખો ઉંડી ઉતરી જાય છે, મૂત્રવિસર્જન કે મળવિસર્જન કરતી વખતે ધોળો ધાતુ જેવો પદાર્થ બ્હાર નીકળે છે, ઘણું કરીને

કબજીઆત રહે છે. સ્મરણશકિતનો નાશ થાય છે, ચંચળતા જતી રહી સુસ્તી આવે છે, નહિ જેવો શ્રમ કરવાથી પણ હૃદય ધબકવા લાગે છે, મન ચીડીઉં અને સંશયી બને છે. રોગી એકાન્ત પસંદ કરે છે, પડેલી ટેવ દૂર નહિ થતી હોવાથી દરદી મરણપ્રાર્થી થાય છે. બિભત્સ વાંચન વાંચવા તરફ મન આકર્ષાય છે.

(૨) લોહીના ફરવામાં ફેરફાર થઇ તે ધીમેથી ફરે છે, નાડી ક્ષીણ થઇ જાય છે, હૃદયનો કોઇ રોગ થાય છે, મગજને જરૂર જેટલું લોહી નહિ મળવાથી મગજનો કોઇ રોગ થાય છે. સામાન્ય રીતે શરીરપર પણ તેની અસર થાય છે. એટલું જ નહિ; પરંતુ જનનેન્દ્રિયપર પણ તેની માઠી અસર થાય છે. જનનેન્દ્રિય વારંવાર જાગ્રત થતી હોવાથી તેના સ્નાયુઓ નિર્બળ થાય છે, નસો ઢીલી પડે છે, તથા દરદીની સ્થિતિ એટલી બધી નિર્બળ બની જાય છે કે, સ્રીસંભોગ માટે એ સર્વથા નાલાયક બને છે, અને તેથી કુદરતી સંયોગ સમયે મનનો જુસ્સો ગમે તેટલો બળવાન્ હોવા છતાં જનનેન્દ્રિય થોડી વાર જાગ્રત રહી પાછી સુસ્ત બની જાય છે. તંદુરસ્ત ગુહ્યેંદ્રિયનું જાગ્રત અવસ્થામાં આવવું અને આ કૃત્યથી કૃશ થયેલી ઇંદ્રિયનું જાગ્રત અવસ્થામાં આવવું એમાં ઘણો તફાવત છે. કેટલીક વખત આવી સ્થિતિ રહ્યા પછી વિષયેન્દ્રિય હમ્મેશાંને માટે સુસ્ત બને છે.

૩ આ ખરાબ કુટેવમાંથી બીજા શારીરિક રોગ પણ થાય છે. ક્ષય થવાનું એક આ પણ કારણ છે. વ્યાયામશોષ જે ક્ષયની એક જાત છે તેનું મૂળ અતિવિષય છે; ત્યારે આ મિથ્યાતિવિષયમાંથી ક્ષય થાય એ સ્પષ્ટ છે. કેટલીક વખત આવા રોગને સામાન્ય ક્ષય તરીકે ગણી ભૂલ ખવાય છે, અને જ્યાં સૂધી ખરું મૂળ જડતું નથી ત્યાં સૂધી રોગ નાબુદ પણ થતો નથી. છાતીનાં દરદથી ઘણાં મરણો ન્હાની વયમાં થાય છે, જેમાંનાં ઘણાંનું મૂળ કારણ આ છે. ગડગુમડ અને ભગંદરાદિ રોગ પણ આમાંથી થવાનો સંભવ છે. ભગંદર થવાનું એક મુખ્ય કારણ લોહીની ખરાબ સ્થિતિ છે, અને આ કુટેવથી લોહીનું સત્વ ચાલ્યું જવાથી લોહી ઘણું બગડે છે; તેથી એવા રોગો થાય છે. આમ હોવાથી જ્યાં સૂધી રોગ થવાનું ખરું

કારણ દરદી જણાવતો નથી અથવા વૈદ્ય પોતાની યુક્તિથી જાણતો નથી ત્યાં સૂધી આવા રોગો મટતા નથી.

૪ કેટલાકને સામાન્ય મહેનતથી એટલો શ્વાસ ચઢે છે કે શ્વાસ લઈ શકાતો નથી, નિદ્રા નિયમિત રીતે આવતી નથી, રાત્રે નિદ્રા આવતાં મુશ્કેલી પડે છે, સૂઇ ઉઠયા પછી અથવા બેસીને એકદમ ઉઠયાથી આંખે અંધારાં આવી જાય છે, શરીરમાં કળતર થાય છે, સ્નાયુઓ ઢીલા પડી જઇ લડબડે છે, અને એ સિવાય બીજી નિર્બળતા જણાય છે. ઘણું કરી શરીરમાં થોડો થોડો તાવ રહે છે; પણ સંધ્યાસમયે શરીર વધારે ગરમ લાગે છે. હોજરીની સ્થિતિ નબળી થવાથી શરીર નિર્બળ થતું જાય છે. ચહેરામાં પીળાશ જણાય છે, અને કવચિત્ ગુરદાનું દરદ થઇ પગપર સોજો આવે છે. દસ્ત આવવાનો વખત ચોક્કસ હોતો નથી, અને ઝાડાના રંગમાં વારંવાર ફેરફાર થાય છે. વખતે ઉધરસ થઇ આવે છે, અને રાત્રે સૂતી વખતે તથા સ્હવારે ઉઠતી વખતે વધારે હયરાન કરે છે. આવાં ચિન્હ થવા પછી જેને આપણે ક્ષય કહીએ છીએ તે થાય છે. પહેલાં ઉધરસમાં કફના બળખા આવતા હોય છે તેને બદલે હવે પરુ જેવા આવે છે. રાત્રે પરસેવો ઘણો વળે છે, અને દસ્ત જે પહેલાં ઘણું કરી કબજ હોય છે તે હવે વારંવાર પાતળો આવ્યા કરે છે. આ સ્થિતિ છેલ્લી છે, અને ભાગ્યે જ કોઇ દરદી આ સ્થિતિમાંથી બચે છે.

૫ અપસ્માર થવાનું એક કારણ આ દોષ પણ છે. કુદરતી સંયોગ કરવા જેટલી શકિત હોય છે તો જ મનમાં જુસ્સો આવે છે; નહિ તો આવતો નથી; પણ આમાં તો શક્તિ વિના પણ જુસ્સો આવે છે અને તેથી માથાની નસોમાં લોહીનો અયોગ્ય જથ્થો ભરાય છે, તથા કવચિત્ મુર્છા આવી મૃત્યુ પણ થાય છે. આ રોગને ઇંગ્રેજીમાં ઍાપોપ્લેકસી કહે છે. કોઇ દરદી એવા પણ હોય છે કે જેની નસો નબળાઇને લીધે ખેંચાય છે, મગજમાં દુખાવો રહ્યા કરે છે, અને પાંચે ઇંદ્રિયોના કામમાં અડચણ થાય છે. તેમાં મુખ્યત્વે કરી નેત્રમાં જ નુકસાન થાય છે.

૬ હોજરી ઉપરની આ કુટેવની અસર સર્વથી વધારે ગેર-ફાયદો કરે છે. ખોરાક લેવાની રૂચિ ઓછી થવાથી પોષણ ઓછું

મળે છે, અને તેથી ધમની અને હૃદયની ગતિ સુસ્ત તથા ક્ષીણ થાય છે. લોહીના કરતાં વીર્યમાં વધારે જીવન રહેલું છે, અને તેથી લોહીની અપૂર્ણતાથી જે ખરાબી થાય છે તે કરતાં વીર્યની અપૂર્ણતાથી વિશેષ ખરાબી થાય છે. દૃષ્ટિ સમક્ષ વાદળાં જેવું લાગે છે. કવચિત્ સાદ ઘોઘરો થઇ જાય છે, અને રાત્રે સ્વપ્ન આવી નિદ્રા ઉડી જાય છે. કેટલાક દરદીઓ ખોરાક સારી રીતે લઈ શકે છે તે છતાં શરીર નિર્બળ થતું જાય છે.

૭ આ રોગ તેની પૂર્ણ સ્થિતિમાં આવ્યા પછી ગુપ્ત રહેતો નથી. દરદીનો ચહેરો તેનાં કૃત્યનો સ્વચ્છ આયનો છે. જે લાલી અને તંદુરસ્તી યુવાનીમાં હોય છે તે ન હોવાથી તેનાં કારણનું સહજ અનુમાન થઈ શકે છે. ચહેરામાં પાતળાપણું આવે છે, ચામડી ખરબચડી થઈ જાય છે, વખતે ચામડીનો રંગ સીસાના રંગનો ભાસ કરાવે છે, આંખનું તેજ ઓછું થઈ જાય છે, ઓષ્ઠમાંથી તેની કુદરતી લાલાશ જતી રહે છે, દાંતની સફેદી ઓછી થાય છે, વાળ ખરી જાય છે, અને આખું શરીર બેડોળ થઇ જાય છે. યુવાવસ્થા હોવા છતાં વૃદ્ધાવસ્થા જેવું લાગે છે. ઉપરની નિશાનીઓ આવા રોગીને ફક્ત દૃષ્ટિથી જ બીજાઓમાંથી ઓળખી કાઢવામાં સારી મદદ કરે છે. કરોડરજ્જુમાં દુખાવો થાય છે, દસ્તમાં કે પેસાબમાં વીર્ય જાય છે. રાત્રે સ્ત્રીસમાગમનાં સ્વપ્ન આવે છે, ચાલતાં થાકી જવાય છે, માથું ભારે થઈ જાય છે, કાનમાં તમરાં બોલતાં હોય એવો અવાજ થાય છે. બીજા વખત કરતાં સ્હવારમાં ઉઠતાં વધારે નિર્બળતા લાગે છે. મુખ્યત્વે કરીને આવા દરદીને છોકરાં હોતાં નથી, દરેક વસ્તુ ઉપર અભાવ આવે છે અને શરીરનું એકાદ અંગ રહી જાય છે.

૮ આગળ કહ્યું તેમ અપસ્માર (એપિલેપ્સી) અને ઍપોપ્લેક્સી (મગજ ઉપર લોહીનું ચઢી જવું) એ રોગ સિવાય અતિશય નિદ્રા, મુર્છા, એકાદ અંગનું રહી જવું, આંચકી, યકૃતના વ્યાધિ, બરોળ, અને ગુરદાનાં દરદ, મૂત્રાશયના રોગ એ વગેરે બીજાં અનેક અનિષ્ટ આ ખરાબ કુટેવમાંથી થાય છે. આ રોગમાંથી બહેરાપણું પણ આવે છે. જેવી રીતે ખરાબ સંયોગથી પ્રમેહ થાય છે તેમ આમાંથી પણ થાય છે.

૯ કેટલાકની ચાલવાની ઢબ લથડતી અને ઢંગધડા વગરની હોય છે, આંખનાં પોપચાં લોહી વગરનાં અથવા કાળાશપર હોય છે,

વાળ ઘણું કરી લુખા જેવા લાગે છે, કેટલાકને ચહેરા ઉપર ચાંદીનાં જેવાં ચાઠાં પડે છે, અને કેટલાકના હાથપગ અને વિષયેંદ્રિય હમ્મેશાં શીતળ રહે છે. વૃષણ લટકતા રહે છે ઘણુંકરી ડાબું વૃષણ જમણા કરતાં નીચું રહે છે, અને ગુહ્યેંદ્રિય કારણ વગર કોઇ વખતે અને ઘણું કરીને સ્હવારમાં પથારીમાંથી ઉઠતી વખત જાગ્રત જેવી લાગે છે તથા તેમાં પીડા થાય છે. વૃષણમાં પણ પીડા થાય છે, અને તેથી વૃષણની સાથે સંબંધ રાખનારી નાડીઓમાં દુખાવો થાય છે. ગરમ પ્રકૃતિના માણસને કોઈ કોઇ વખત ગુહ્યેંદ્રિય ઉપર અચાનક ખરજ આવવા માંડે છે. કેટલાકને નિર્બળતા હોવા છતાં સ્રીસંયોગની ઇચ્છા થાય છે; પણ બહુધા એથી વિપરીત જોવામાં આવે છે. કેટલાકની ગુહ્યેંદ્રિય બિલ્કુલ જાગ્રત થતી નથી. પેશાબની ધાર વાંકી પડે છે અને રંગ પીળાશપર હોય છે. દિવસમાં ઘણુંકરી પેશાબ વારંવાર કરવો પડે છે. વાંસા અને સાંધામાં દુઃખે છે. પેટમાં છાતીની નીચે થોડો થોડો દુખાવો રહે છે.

આંખમાં જરા પણ પવનનો ઝપાટો લાગે તો ઝાંઝવાં આવી જાય છે, ગળું સુકાતું હોય એવું લાગ્યા કરે છે, દાંત હાલી જાય છે, દાંતના પારા વારંવાર સૂજી આવે છે, અને વખતે સ્હવારમાં દાતણ કરતાં લોહી પણ નીકળે છે. કામ કરવામાં મન લાગતું નથી, પડી રહેવું ગમે છે, જુવાન માણસોને જે વસ્તુથી આનંદ ઉપજે છે એવી વસ્તુપર અભાવ આવે છે, કેટલાકનાં નાકનાં ટેરવાં લાલ થઇ જાય છે, અને મુખ્યત્વે કરી ઠંડી પડે છે ત્યારે આવું વધારે જોવામાં આવે છે. મહેનત કરતાં શરીરમાં પુષ્કળ પરસેવો છૂટે છે. મન ઉતાવળીઉં અને એટલું ઉદ્ધત થાય છે કે કોઇની દરકાર કરતું નથી. સ્વભાવ ચીડીઓ થવાથી સામાન્ય વિષયમાં લઢી પડવાની ટેવ પડે છે. કેટલાકના વૃષણનું કદ પણ ન્હાનું થઈ જાય છે, ફેફસાં નિર્બળ થઇ જાય છે, અને થુંક જાડું થઇ જાય છે.

૧૦ કેટલાક ડાબા વૃષણના દુખાવાની ફરિયાદ કરે છે. આ દુખાવો કોઇ અંદર સોય ભોંકતું હોય એવા પ્રકારનો થાય છે. કેટલાકને પેસાબ કર્યા પછી પેસાબના માર્ગની નીચે ગુદાની નજીક અતિશય તીક્ષ્ણ દુખાવો થાય છે. કેટલાક દરદીઓનાં મન એવાં નિર્બળ થઈ જાય છે કે, કારણ વગર મુંઝાઇને તેમને રડવાનું મન

થાય છે. કેટલાકને બિલકુલ નિદ્રા આવતી નથી, અને કેટલાક હમ્મેશાં ઘેનમાં હોય એમ પડયા જ રહે છે. કેટલાકને સંધિવાના જેવા ચસકા શરીરના એકાદ ભાગમાં આવે છે, અને અંગો એવાં ક્ષીણ થઈ જાય છે કે, સહજ દબાણમાં આવતાં તરત ખાલી ચઢી જાય છે. કેટલાકને ચહેરા ઉપર ખીલ નીકળે છે. નાક ઉપર, ગળા ઉપર, ખભા ઉપર, અને સાથળમાં આવા ન્હાના ખીલ થાય છે, અને ત્યાં અતિશય ચેળ આવે છે. કેટલાકની ઉત્પાદક ઇંદ્રિય એટલી નિર્બળ થઇ ગઈ હોય છે કે સહજ જાગ્રત અવસ્થા થતાં, અથવા દસ્ત વખતે થોડું જોર કરતાં વીર્યસ્રાવ થઇ જાય છે. દસ્તની કબજીઆતથી અંદરનો ઝાડો નીચલાં આંતરડામાં કઠિન થઇ જામી જવાથી તેની આસપાસની વીર્યવાહિનીઓના ઉપર તેનું દબાણ થવાથી વીર્યસ્રાવ થવાનો સંભવ છે. મનની લાગણી ઘણી તીક્ષ્ણ થાય છે, એટલે સામાન્ય બાબતમાં અથવા કારણ વિના મન ઉશ્કેરાઇ જાય છે. મનની સમયસૂચકતા જતી રહે છે, ઈર્ષ્યા હૃદયમાં ઘર કરી રહે છે અને ચહેરા ઉપર શરમ પથરાઇ રહે છે. કેટલીક વખત માથા ઉપરથી કરોડરજ્જુ ઉપર કીડીઓ ચાલતી હોય એવો ઝણઝણાટ થાય છે. હવાના ફેરફારથી આવાં શરીરપર જલદી અસર થાય છે. ટુંકામાં શરીરના સઘળા અવયવોમાં નિર્બળતાનો સંચાર થાય છે. મનની તેમજ મગજની સ્થિતિ બદલાઇ જાય છે, અને ‘ शरीरं व्याधिमंदिरं ’ જેવું બને છે.

અત્રે એટલું જણાવવાની જરૂર છે, કે કુદરતી રીતે કરેલા અતિશય વિષયથી પણ આવું પરિણામ આવે છે ખરું; પણ તે બેમાં થોડો તફાવત છે. પહેલું કામ કરવામાં કુદરતી શકિતની બક્ષિસ હોવી જોઇએ, અને બીજામાં તેની જરૂર નથી. ગમે તેટલી કમ શકિત છતાં એ ખોટું કામ થઇ શકે છે. વીર્ય ઉત્પન્ન થયા પહેલાં તેને પૂરું પાડવાની ફરજ વૃષણ ઉપર પડે છે, અને તે પણ નિર્બળ થઇ ગયેલા હોવાથી પાણી જેવું પાતળું અને રાસાયનિક રીતે અસંપૂર્ણ વીર્ય પૂરું પાડે છે, અને શિશ્ન જોઇયે તેટલું જાગ્રત થયા વિના જ એ નબળા વીર્યને સ્ખલિત કરે છે. આવાં કારણથી જ જ્યારે સ્ત્રીસંયોગનો પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે નિષ્ફળતા મળે છે અથવા જો કાંઇ કાર્યસિદ્ધિ થાય છે તો તંદુરસ્ત માણસને જે આનંદ આવે છે તે આનંદ સિવાય એ કાર્ય બને છે. આવી સ્થિતિ

થવાથી અને પોતાને હાથે કરીને જ પરણવાને નાલાયક પોતે બનવાથી દુનિયાપર અભાવ થાય એમાં આશ્ચર્ય નથી. અંતઃકરણના પ્યારમાં સ્ત્રીસંભોગથી જે શ્રમ પડે છે તેનો બદલો મનને મળેલા સંતોષથી વળે છે. જે સંતોષ મળવામાંથી આ કુટેવનો ભોગી હમ્મેશાં કમનસીબ રહે છે.

મૈથુન કરતાં હસ્તદોષ વિશેષ નુકસાનકારક હોઇ તેનાં કારણો અત્રે દર્શાવવામાં આવે છે.

(૧) સ્ત્રીસંયોગ પરાધીન હોવાથી તેની ઘણી થોડી તક મળે છે, ત્યારે હસ્તક્રિયા સ્વાધીન હોવાથી તે ગમે તે પ્રસંગે ગમે એટલી વખત થઇ શકે છે, અને તેથી શક્તિનો વિશેષ વ્યય થવાનો સંભવ છે.

(૨) સ્ત્રીસંયોગ પ્રસંગે દૃઢ તથા જાગ્રત લિંગની આવશ્યકતા છે અને તેથી એ કાર્ય પોતાની શકિતના પ્રમાણમાં જ કરી શકાય છે, અને હાથરસ ઇન્દ્રિય શિથિલ હોય છે તો પણ થઇ શકે છે; એથી શકિત ઉપરાંત માણસ વીર્યવ્યય કરે છે.

(૩) સંયોગ પ્રસંગે શબ્દ, સ્પર્શ, દર્શન આદિ જૂદી જૂદી ઇન્દ્રિયો ઉપયોગમાં આવે છે. અને આવી રીતે મહેનત વહેંચાઈ જતી હોવાથી થોડો શ્રમ લાગે છે; હવે હાથરસમાં વિષયસુખની પરાકાષ્ટાએ પહોંચવાને આ ભિન્ન ભિન્ન કાર્યો માત્ર એકલા મન અને કલ્પનાશકિતને જ કરવાં પડે છે; તેથી મગજને ઘણી મહેનત પહોંચે છે, તથા પરિણામે શકિતનો વિશેષ વ્યય થાય છે.

(૪) સ્ત્રીસંયોગમાં જ્ઞાનતંતુઓ નૈસર્ગિક ઉત્તેજનથી જ ઉત્તેજિત બને છે, તથા મૈથુનની ક્રિયાનો વેગ ક્રમે ક્રમે વૃદ્ધિંગત થતો જાય છે; પરંતુ હસ્તક્રિયામાં નૈસર્ગિક કિંવા સ્વાભાવિક ઉત્તેજના નહિ હોવાથી તે લાવવા માટે મનને ઘણી મહેનત કરવી પડે છે. વળી એ કાર્ય ઘણા આવેશમાં થતું હોવાથી શરીરને સખ્ત આચકો લાગે છે, તથા કાર્ય સમાપ્ત થયા પછી સમસ્ત અંગ શકિતહીન બની ગયું હોય એમ લાગે છે.

હસ્તદોષ વિરુદ્ધ વિદ્યુચ્છાસ્ત્રની એક દલીલઃ—મગજ સિવાય શરીરના સઘળા અવયવ કરતાં જનનેન્દ્રિયમાં જ્ઞાનતંતુનો ઘણો સમૂહ હોય છે. સંભોગ સમયે શારીરિક, રસાયનિક અને ઘર્ષણ

એવા ત્રણ પ્રકારથી વિદ્યુત્ જનનેન્દ્રિયના જ્ઞાનતંતુપર અસર કરે છે, અને તેના લીધે જ સંભોગ સમયે આનંદનો અનુભવ થાય છે. હસ્તક્રિયામાં માત્ર એકલી ઘર્ષણ વિદ્યુત્‌નો જ ઉપયોગ થાય છે. પ્રત્યેક પદાર્થમાં વિદ્યુત્ સમાયલી હોય છે; પરંતુ અમુક સ્થિતિમાં મૂકાવાથી તેનું કાર્ય પ્રકટ થાય છે.

(૧) સંભોગ સમયે સ્ત્રી પુરુષના અત્યંત ગાઢ તથા અનુરાગયુકત આલિંગનથી શારીરિક વિદ્યુત્—આત્મવિદ્યુત્ પ્રકટ થાય છે.

(૨) જેવી રીતે સોડા અને એસિડ એવા બે વિરુદ્ધ પ્રકૃતિના પદાર્થો એક બીજા સાથે મળવાથી વૈદ્યુતિક બળનો પ્રાદુર્ભાવ થાય છે તેવી જ રીતે સંયોગ સમયે શિશ્ન અને યોનિના વિરુદ્ધ પ્રકૃતિના રસોનું મિલન થવાથી રસાયનિક વિદ્યુત્ ઉત્પન્ન થાય છે.

(૩) યોનિલિંગ અને શિશ્નના ઘર્ષણથી ઘર્ષણ વિદ્યુત્ પ્રકટ થાય છે.

શારીરિક અને રાસાયનિક વિદ્યુત્ સ્ત્રીપુરુષના સમાગમથી નવીન ઉત્પન્ન થાય છે, અને તેથી સ્ત્રીપુરુષને પરસ્પર વૈદ્યુતિક બળની પ્રાપ્તિ થાય છે; પરંતુ ઘર્ષણ વિદ્યુત્‌માં એવી રીતે વૈદ્યુતિક બળ ઉત્પન્ન થતું નથી; કિન્તુ તે જ્ઞાનતંતુમાંથી ખેંચાય છે, તથા એ ખોટ પાછી પૂરી કરી શકાતી નથી. સ્પષ્ટતાથી કહીએ તો શારીરિક અને રાસાયનિક વિદ્યુત્‌થી શરીરને શકિત મળે છે, તથા ઘર્ષણ વિદ્યુત્‌થી શારીરિક શકિત ઓછી થાય છે; અર્થાત્ સ્વાભાવિક સ્ત્રીસંયોગ કરતાં હસ્તક્રિયાની કુટેવથી ઘણું નુકસાન થાય છે એ ચોક્કસ છે.

ઉપાયઃ—આ રોગના મુખ્ય ઉપાયમાં મનના જુસ્સા ઉપર નીતિનો સખ્ત કાબૂ બેસાડી દેવો એ છે. ખરાબ લતમાંથી દૂર રહેવાનો દૃઢ નિશ્ચય કરવો એ આ ભયંકર રોગમાંથી મુક્ત થવાનો પહેલો રસ્તો છે. ઇચ્છા અને જુસ્સાને બરાબર દાબવાની ટેવ પાડવી. એક વખત દૃઢ નિશ્ચય કર્યા પછી જો તેનો એક વખત ભંગ થયો તો ગયેલી બાજી પાછી હાથ આવશે નહિ. આપણા જ ધારાને આપણે તોડવાથી ભવિષ્યને માટે આપણે બેદરકાર બનીએ છીએ. જ્યાં સુધી આ ઉપાયને અમલમાં મૂકયો હોતો નથી ત્યાં સુધી ઔષધોપચાર નિષ્ફળ જાય છે; ગમે તેવાં અકસીર

ઔષધોની અસર પણ થતી નથી, અને પૈસા તથા વખત ખરાબ કરવા છતાં પણ આ રોગનો અંત આવતો નથી. માટે પ્રથમ જે કરવાનું છે તે મનપર કાબૂ બેસાડવાનું છે. એકાંતવાસમાં રહેવું છોડી દેવું. ધીમે ધીમે મંડળીઓમાં, સભાઓમાં કે મિત્રોમાં વખત વ્યતીત કરવાની ટેવ પાડવી. વિચારશક્તિ નવરી રહેવાથી અસલ વસ્તુપર ધ્યાન જાય છે. માટે અવકાશનો વખત માણુસોની સાથે ગમ્મતમાં કાઢવાથી મનને એક જાતનો આનંદ થશે. એ આનંદ ઉપરનો રોગ અટકાવવામાં સહાયતા કરશે. આ સિવાયનો અવકાશનો વખત નીતિ સંબંધી, વિદ્યાહુન્નર સંબંધી અથવા ધર્મ સંબંધી પુસ્તકો વાંચવામાં કાઢવો. તેની સાથે એટલું ધ્યાનમાં રાખવું કે, વાંચતાં વાંચતાં મગજ થાકી જાય એટલો શ્રમ લેવો નહિ. બિભત્સ પુસ્તકો વાંચવાં નહિ.

મનને સુધારવાના ઉપરોક્ત ઉપાયોની સાથે શરીર સુધારવાના ઉપાયો પણ લેવા જોઇએ. શરીરથી સહન થાય એટલી કસરત કરવી. ગાડીમાં અથવા પગે ચાલીને ફરવા જવું. ફરતી વખતે કોઈ મિત્ર સાથે હોય તો વધારે સારું. મિત્ર પસંદ કરવામાં સર્વથી વિશેષ ધ્યાન આપવાની જરૂર છે; કારણ કે, હમ્મેશાં સાથે રહેવાથી એક બીજાના સારા નરસા ગુણો એક બીજામાં આવ્યા સિવાય રહેતા નથી. જે આપણો હમ્મેશાંનો સોબતી હોય છે તેની પાસેથી સારું અથવા ખરાબ જે તેનામાં હોય છે તે આપણને મળે છે; માટે સોબતી બરાબર પરીક્ષા કરીને પસંદ કરવો કે જેથી ભવિષ્યમાં પશ્ચાત્તાપ કરવો પડે નહિ. વળી નદી કે તળાવમાં તરવાની કસરત સારો ફાયદો કરે છે. ઘોડાપર બેસી ફરવાની કસરત જો કે ઘણી સારી છે; તો પણ આવા રોગીને તેની ભલામણ અમે કરી શકતા નથી. આવા આવા ઉપાયોથી પ્રથમ મનને દાબી, નીતિ અને પવિત્રતાને રસ્તે ચઢાવ્યા પછી, ઔષધો ચાલૂ કરવાં.

કેટલાક વૈદ્યો પાસે જ્યારે આવા દરદીઓ જાય છે ત્યારે મૂળ કારણને ન જાણતાં તેઓ રોગનાં ચિન્હો, જે બીજા રોગોને પણ મળતાં આવે છે, એ ઉપરથી ભૂલાવો ખાઇ તેવા રોગોનો ઉપાય કરે છે; પણ તેની અસર આવા દરદીને થતી નથી. ગમે તે વૈદ્ય કે ડૉક્ટર પાસે જાઓ તો તે પ્રથમ બળવર્ધક, જેને અંગ્રેજીમાં ટૉનિક

દવા કહે છે તે આપશે; પણ આથી કાયમનો ફાયદો થતો નથી. ટૉનિકની અસર સ્નાયુ ઉપર થોડા સમયને માટે જ થાય છે. એની માત્રા થોડી અપાય છે. જો માત્રા વધી જાય છે અથવા ઘણા લાંબા વખત સૂધી આવી દવા ચાલૂ રાખવામાં આવે છે તો શરીરને ઉલટું નુકસાન થાય છે. મૂળ બાબત જે ધ્યાનમાં રાખવાની છે તે લોહીને સુધારી તેને પૂર્ણ સ્વચ્છતામાં અને પૂરતા જથ્થામાં લોહીની નસોમાં ફરતું કરવાની છે. વીર્ય એ લોહીનું સત્વ છે એમ અમે જણાવ્યું છે; માટે એ સત્વ પાછું આવવા માટે લોહીને તેની તંદુરસ્ત સ્થિતિમાં લાવે, એનું પ્રમાણ વધારે, તેની સાથે સ્નાયુ અને નસો તથા જ્ઞાનતંતુને કૌવત આપે, અને મગજને સુધારે એવી દવાઓનું એક મિશ્રણ કરીને આપવાથી ફાયદો થશે. માત્ર કોઇ એક જ ઔષધ એને માટે બસ નથી. એક જ વખતે શરીરને પોષણ આપે, સ્નાયુને પુષ્ટ કરે, અંગમાં ગરમી લાવે, અને મનને જુસ્સામાં રાખે એવી મિશ્ર દવાની આ દરદમાં જરૂર છે. ઉત્પાદક ઇંદ્રિયોને એકદમ જાગ્રત કરનારી દવાઓ મુખ્યત્વે કરીને માદક હોય છે, અને તેથી તેની પહેલી માત્રાથી જે અસર જણાય છે, તેથી બમણો ગેરફાયદો એ દવાનો નશો ઉતર્યા પછી થાય છે. આવા ઔષધથી જીવનશક્તિમાં ઘટાડો થાય છે, અને એટલા જ માટે જેઓ મ્હોટા નામાંકિત વૈદ્યો અને ડૉકટરો છે તેઓ એવાં ઔષધોનો ઉપયોગ કર્યા સિવાય ધીમે ધીમે પણ સંગીન ફાયદો થાય એવાં ઔષધો આપે છે. અવિચારી મનુષ્યો આનો અર્થ ઉંધો સમજે છે; અને એકાદ ઉંટ વૈદ્યે કોઇ માદક દવા આપીને જે ક્ષણિક લાભ દેખાડયો હોય છે તેના કરતાં, સઘળાં કારણનો પુખ્ત વિચાર કરનાર પેલા વૈદ્ય કે ડૉકટરને હલકો લેખે છે. સાધારણ અક્કલથી વિચારતાં દરેક માણસને જણાશે, કે જે સત્વ ઘણાં વર્ષની અઘટિત ટેવથી શરીરમાંથી ગયું છે તે એકદમ પાછું આવતું નથી; પણ જે ક્ષણિક ફાયદા જેવું લાગે છે તે લીધેલી દવાના નશાને લીધે છે. જે રોગ જેટલી ત્વરાથી આવે છે તે તેટલી જ ત્વરાથી જાય છે અથવા મરણ નિપજાવે છે. જે રોગ એકદમ થાય છે તે એકદમ મટે છે, અથવા એકદમ મારે છે, અને જે ધીમે ધીમે થાય છે તેનું મટવું અથવા વધવું એ પણ ધીમે ધીમે જ બને છે; માટે સારા થવાની આતુરતામાં ઉલટું ખોઇ બેસાય નહિ એવી સંભાળ રાખી. કોઇ સારા ડૉકટરની કે વૈદ્યની

સલાહ લેવી. ઉપર કહ્યું તેમ શરીરનાં બધાં અંગોની સ્થિતિ સાથે સુધરે, માદક પદાર્થની માફક ઈંદ્રિયોને એકદમ ન ઉશ્કેરતાં ધીમે રહીને સતેજ કરે, બંધ પડી ગયેલા અથવા નિર્બળ થઈ ગયેલા અવયવોને પાછું જીવન આપે, અને શરીરની બધી શક્તિને સાથે સજીવન કરે એવી દવાનો જ ઉપયોગ કરવો. આ દવાથી શરીર સુધરીને ઉત્પાદક ઈંદ્રિયો સુધરે છે. આનો ફાયદો ધીમે ધીમે પણ અકસીર થાય છે. ગમે તેવી સ્થિતિમાં આવેલા માણસને આથી ફાયદો થાય છે, અને દરદીની સ્થિતિના પ્રમાણમાં થોડે કે લાંબે વખતે પણ ચોક્કસ ફાયદો થયા વિના રહેતો નથી. આ બાબત ઔષધવિષયક વિભાગમાં જોવી.



# પંચમ અધ્યાય.

## અતિવિહાર.

"Excessive intercourse is the great cause of marital alienation." —*Dr. Fowler*.

* * *

**'धर्मार्थ काममोक्षाणां शरीरं साधनं यतः ।'**

**ભાવાર્થ**:—વીર્ય જ મનુષ્યના શરીરનો પૂર્ણ અંશ છે, વીર્યથી જ મનુષ્યનું જીવન છે.

* * *

**"जीवो वसति सर्वस्मिन्देहे तत्र विशेषतः ।**
**वीर्ये रक्ते मले यस्मिन्क्षीणे याति क्षयं क्षणात् ॥"**

**ભાવાર્થ**:—જીવ સર્વ શરીરમાં વાસ કરે છે; પરંતુ વીર્ય રુધિર અને મળમાં વિશેષ કરીને રહે છે. એના ક્ષીણ થવાથી જીવ ક્ષણ માત્રમાં જ નીકળી જાય છે. —સુશ્રુત.

જેઓ સદ્‌ભાગ્યે હસ્તદોષમાંથી મુક્ત રહ્યા હોય છે, કુદરતના નિયમનો એ ભંગ કરવામાં જેમણે પોતાનો હાથ અપવિત્ર કર્યો હોતો નથી, તથા તન મનને પાયમાલ કરનાર એ ખરાબ કુટેવનો જેઓ ભોગ થઈ પડયા હોતા નથી તેઓમાંના ઘણાખરા યુવાનીના

મદમાં આંધળા થઇ અતિવિષયમાં લપટાય છે, અને પોતાનું શરીર નિર્બળ કરે છે. હસ્તદોષની કુટેવથી જે ભયંકર પરિણામો આવે છે એવાં જ પરિણામ આ વ્યસનથી પણ આવે છે. ફર્ક માત્ર એટલો જ કે હસ્તદોષની કુટેવનું પરિણામ ટુંક મુદતમાં આપણે જોઇએ છીએ, અને આમાં વખત વધારે જોઇએ છીએ. કાંઇ પણ કામધંધા વગરના માણસો આવી બાબતમાં વિશેષ વ્યસ્ત રહેતા જોવામાં આવે છે. રાત્રિ દિવસનું ભાન ન રાખતાં, શરીરની શકિત તરફ ન જોતાં, અને પરિણામનો કાંઇ પણ વિચાર ન કરતાં તેઓ પોતાની યુવાનીને હમ્મેશાં ટકનારી માને છે, અને તેથી પરિણામ એવું આવે છે કે, મ્હોટી ઉમ્મરે તેમને દુઃખી થવું પડે છે. કુદરતનો જે ગુન્હો માણસો કરે છે તેની શિક્ષા થયા વગર ભાગ્યે જ રહે છે. જુસ્સાઓ જ્યારે સ્વાભાવિક રીતે જ જોશમાં આવે ત્યારે જ જે કાર્ય કરવાનું છે તે કાર્ય જુસ્સાઓને ઉશ્કેરીને કરવાથી ફાયદાને બદલે ગેરફાયદો જ થાય છે. કુદરતી રીતે પણ એ કામમાં પ્રવૃત્ત થઇને આપણે કાંઇ મેળવવાને બદલે ઉલટું ગૂમાવીએ છીએ; ત્યારે મનની ઉત્તેજનાને આધીન થઇ જાણી જોઇને ગૂમાવીએ એ કેવું નીચ કામ છે? કુદરને મનુષ્યને જે લાગણી આપી છે તેને યોગ્ય સ્થિતિમાં લાવી, નિયમિત કામ તેની પાસે કરાવવાને કુદરત પોતે જ બંધાયલી છે. અને તેના કામમાં આપણે બાધા કરવી જોઇએ નહિ.

સંસારના વ્યવહારમાં જો ભવિષ્યનો વિચાર ન કરીએ તો આપણે મૂર્ખ લેખાઇએ છીએ, ત્યારે જે વસ્તુની આપણને પૂર્ણ જરૂર છે, જે ન હોય તો શરીર ટકવું પણ દુર્લભ થઇ પડે છે, અને જેની ખોટ વૃદ્ધાવસ્થામાં અવશ્ય પડશે એમ દરેક માણસ જાણે છે, તેનો સંગ્રહ કરવા તરફ દુર્લક્ષ્ય રાખવા જેવી મૂર્ખાઇ બીજી કઇ ગણાય? વીર્ય એ શરીરનો ટેકો છે, ત્યારે એ ટેકાને તોડીને કયો મૂઢ શરીરને ટકાવવાની હિંમત કરે છે? પાયો તોડી પાડયા પછી કિલ્લો ઉભો રહેવો મુશ્કિલ છે તેમ શરીરમાંથી ખરું સત્વ ગયા પછી તે લાંબો વખત ટકવાનું નથી. પૈસા કરતાં આ વસ્તુ વિશેષ મૂલ્યવાન્ છે; છતાં તે તરફ વધારે બેદરકારી બતાવવામાં આવે છે. જેઓ પોતાની યુવાની યોગ્ય રીતે સાચવતા નથી તેમને ભવિષ્યમાં પશ્ચાત્તાપ કરવો પડે છે. જે વિચાર પાછળથી થાય

છે તેજ જો આગળથી થતો હોય તો જે માઠાં પરિણામો આપણે દુનિયામાં જોઈએ છીએ તે જોવાનો શોચનીય સમય આવે નહિ.

બાલ્યાવસ્થામાં પરણવાથી મનનું વલણ નિરંતર સ્ત્રીઓ તરફ વળેલું રહે છે, અને પરણવાનું પ્રયોજન જાણ્યા સિવાય એવાં જોડાંઓનાં ચિત્ત વિષયવૃત્તિ તરફ ખેંચાય છે. પોતાનો હવસ પૂરો પાડવો એ જ લગ્નની પવિત્ર ક્રિયાનો ઉદ્દેશ નથી; ઇશ્વરી ધારણા એથી તદ્દન ભિન્ન છે. કેટલાકને અનીતિનાં પુસ્તકો વાંચવાથી આવી ટેવ પડી જાય છે, અને કેટલાક ખરાબ સોબતથી અથવા તો સ્વતંત્રતાથી બગડે છે. પરિણામ અને ફાયદો જાણ્યા સિવાય વિચારશીલ માણસો એક પણ પગલું ભરતા નથી. લલચાવનારી વસ્તુઓ ઘણુંકરીને હમ્મેશાં પાછળથી છેતરે છે, અને આ વિષયમાં તો ખરેખર એમજ બને છે. ઉછળતા હૃદયથી અને ઉશ્કેરાયેલા જુસ્સાથી પહેલાં ગેરફાયદાની ખબર પડતી નથી; પણ અંતે તે ગેરફાયદાનું સ્વરૂપ ભયંકર રૂપમાં દેખાય છે.

**નિશાની અને પરિણામ:**—હસ્તદોષની કુટેવને મળતાં ચિન્હો આ રોગમાં પણ થાય છે. મૂળ રોગ આમાં વીર્યની ક્ષીણતાનો છે, જે બન્નેમાં એક સરખી રીતે જ ગેરફાયદો કરે છે. ટૂંકમાં શરીર લેવાઇ જાય છે, પગની પીંડીઓમાં અને સાંધાઓમાં કળતર થાય છે, ચહેરો ઉતરી જાય છે, નાડી ધીમી ચાલે છે, નેત્રો તેજોહીન થઇ જાય છે, ચાલ લથડતી હોય છે તથા કેટલાકના પગ એવા નિર્બળ થઇ જાય છે કે તે શરીરનો ભાર ખમી શકતા નથી. પાચનશકિત અનિયમિત થઈ જાય છે, દસ્ત બહુધા કબજ રહે છે, શુરુઆતમાં કાંઇક કઠિન અને પાછલા ભાગમાં નરમ એવો ઝાડો ઉતરે છે તથા નિર્બળતાને લીધે બીજા અનેક રોગ થાય છે. સ્ત્રીગમન વખતે વીર્ય સત્વર સ્ખલિત થાય છે. હરસ ઘણું કરી આવા માણસોમાં જોવામાં આવે છે. વીર્ય ક્ષીણ થઇ જવાથી ઉત્પાદક ઈંદ્રિય અને તેની સાથે સંબંધ ધરાવતા અન્ય અવયવો નિસ્તેજ અને નિર્માલ્ય થઈ જાય છે, તથા ગયા અધ્યાયમાં દર્શાવ્યા જેવી સ્થિતિ થાય છે. કેટલાકને વારંવાર વીર્યસ્રાવ થયા કરે છે. આ સિવાય બીજી શારીરિક વ્યાધિ પણ થાય છે. નિર્બળતા આવ્યા છતાં આ ટેવ ચાલૂ રાખ્યાથી આંતરડાંને જોર પડે છે, અને તેથી

કોલનમાં અથવા રેકટમ (સફરા)ના ભાગમાં સોજો થઈ દુખાવો થાય છે. ઍપોપ્લેક્સી, વાઇ, પક્ષાઘાત, અને આંખ તથા માથાનાં દરદો પણ અતિવિહારથી થાય એવી સંભાવના છે.

# ષષ્ઠ અધ્યાય.

## વીર્યસ્રાવ.

શરીરની શકિત અને તંદુરસ્તીના પ્રમાણમાં બાલ્યાવસ્થાથી તે યુવાવસ્થા સૂધીમાં વીર્ય ધીમે ધીમે શરીરમાં ગુપ્ત રીતે ઉત્પન્ન થતું જાય છે, અને યોગ્ય ઉમ્મર થાય ત્યાં સૂધીમાં વીર્યાશયમાં ભરાતું જાય છે. આ ખજાનો ગુણમાં અને રૂપમાં તેની કુદરતી સ્થિતિમાં આવવાનો યોગ્ય વખત, ખીલતી યુવાની છે. ખરી યુવાવસ્થા જ્યારે પ્રકટ થાય છે ત્યારે અંદર રહેલું વીર્ય પોતાની જ સત્તાથી મનુષ્યમાં સ્ત્રીગમનની ઇચ્છા ઉત્પન્ન કરે છે. આ વીર્ય તંદુરસ્ત હાલતમાં હોય છે ત્યાં સૂધી માણસનું શરીર સારું રહે છે; પણ કેટલાંક કારણથી એમાં બિગાડ થાય છે, અને તેથી ઉપરનો રોગ લાગૂ પડે છે. જેઓ વીર્યના કારણથી જ ઉત્પન્ન થતી ઇચ્છાને આધીન રહે છે, અને સૃષ્ટિના નિયમનું અતિક્રમણ કરતા નથી તેઓ આવા રોગમાંથી બચે છે.

ધાતુનું જવું એ ઘણું કંટાળાભરેલું દરદ છે. જરૂર ન હોય ત્યારે અને, અનિયમિત વખતે તે જાય છે; તેથી દરેક માણસને ચિંતા થાય છે. દુનિયાનો થોડો કે ઘણો ભાગ પણ આમાંથી મુકત નહિ હોય. એક અથવા બીજી ભૂલથી આ રોગ સામાન્ય થઇ પડયો છે. કોઇ એક કારણથી, તો કોઇ બીજા કારણથી આ રોગથી પીડાય છે. યુવાન પુરુષોમાં આ ફરિયાદ સાધારણ થઈ પડી છે. ખરાબ રસ્તે ચઢી ગયેલા અને કુદરતના કાયદાથી વિરુદ્ધ વર્તનારા આનો ભોગ સહેલાઇથી થઇ પડે છે. વીર્યવાહિનીઓ ધીમે ધીમે નિર્બળ થતી જાય છે, અને વીર્યાશયમાં વીર્યને રોકી રાખવાની જે શક્તિ હોય છે તે ઓછી થાય છે. દરરોજ અથવા લાંબો વખત આમ થવાથી વીર્ય પાતળું પડી જાય છે, અને તેમાં એના કુદરતી

ગુણ રહેતા નથી. એક વખત ખરાબ ટેવ પડયા પછી પાછી છોડી દેવામાં આવે, તો પણ નસો અને વીર્યવાહિનીઓ એવી નિર્બળ થઈ ગઈ હોય છે કે, તંદુરસ્ત વીર્યને પણ તેઓ રાખી શકતી નથી. વીર્યને ઉત્પન્ન કરનાર અવયવો અને તેની સાથે સંબંધ રાખનાર અંગો તથા નાડીઓ ઉત્તેજિત સ્થિતિમાં આવી જાય છે, અને સામાન્ય કારણથી એ સત્વને બહાર કાઢી નાખે છે.

**કારણઃ**—આ રોગ ઘણી વેળા હસ્તદોષને લીધે થાય છે. બાલ્યવયમાં સ્ત્રીગમન કરવાથી, ઘણા વિષયાસક્તપણાથી, વ્યભિચારની ખરાબ ટેવથી, પ્રમેહ અથવા એવા બીજા રોગને લીધે, મન ઉશ્કેરાય એવા વિચારો કરવાથી અથવા એવાં પુસ્તકો વાંચવાથી, અને વૃષણના રોગથી પણ આ દરદ થાય છે. મળ કઠિન થઇ આંતરડામાં ભરાઇ રહી વીર્યવાહિનીઓને ઉશ્કેરવામાં એક સાધનરૂપ થઇ પડે છે, અને તેથી પણ આ રોગ થવાનો સંભવ છે. ખરું પુરુષત્વ પ્રાપ્ત થયા પછી એકાદ સ્ત્રીની સાથે પ્યાર બંધાય, દરદી પરણેલો ન હોય, અને તેનું મન વિષયના વિચારો કરવામાં જ રોકાયલું રહે તો તેથી જુસ્સો ઉશ્કેરાવાની ટેવ સાધારણ રીતે પડી જઇ તે આ રોગને જન્મ આપે છે. કોઇ માનસિક વ્યાધિથી પણ આ રોગ થાય છે; પરંતુ ઘણુંકરી માનસિક વ્યાધિ આ રોગનું પરિણામ હોય છે. વૃષણના કે પ્રોસ્ટટે ગ્લાંડના વ્યાધિથી પણ આ રોગ થાય છે, અને જ્યારે એથી થાય ત્યારે પ્રોસ્ટેટ ગ્લાંડ જે એક ખાસ પ્રવાહીને ઉત્પન્ન કરે છે તે પ્રવાહી પણ વીર્ય સાથે પડે છે. કેટલીક વખત મૂત્રાશયના માર્ગના શ્લેષ્મ પડનો રસ પણ પડે છે; જેને લોકો ભૂલથી વીર્ય સમજે છે.

**લક્ષણઃ**—આ રોગમાં પ્રથમ રાત્રે સ્વપ્ન આવી વીર્યસ્રાવ થવા માંડે છે. લૂગડાં ઉપર ડાઘ પડવા એ તેનું પ્રથમ લક્ષણ છે. શરીરને થાક લાગ્યો હોય એવું જણાય છે અને શરીર સર્વાંશે નિર્બળ બની જાય છે. આ રોગની ત્રણ સ્થિતિ છે, જેમાં પહેલી સ્થિતિ રાત્રિનાં સ્વપ્નથી શુરુ થાય છે. ઘણો વખત આ પ્રમાણે રહ્યા પછી દિવસે પેશાબમાં વીર્ય જવા માંડે છે અથવા કાંઈ કારણ વિના વિષયેંદ્રિય ઉશ્કેરાઈ વીર્ય સ્ખલિત થાય છે. આ સ્થિતિ વિશેષ સમય સૂધી ચાલવાથી નપુંસકત્વ આવી જાય છે, એ તેનું ત્રીજું લક્ષણ

સમજવું. આ ત્રણે સ્થિતિનું સાથે વર્ણન આપી, પછી તેના જૂદા જૂદા ભાગનું વર્ણન આપવું ઠીક પડશે; માટે પહેલાં ત્રણેનાં સામાન્ય ચિન્હો આપ્યાં છે. ત્રણે સ્થિતિમાં મનની સ્થિતિ થોડી કે ઘણી ઉત્તેજિત રહે છે, પોષણ બરાબર થતું નથી, શરીર શીતળ થઇ રહે છે, વાંસામાં અને અવયવોમાં અશક્તિ જણાય છે, અભ્યાસ અથવા કામને માટે આળસ આવે છે, વિચારશક્તિ મંદ પડી જાય છે, અમુક વસ્તુ ઉપર ધ્યાન આપવાની ટેવ ઓછી થાય છે, સ્મરણ-શક્તિ મંદ પડે છે, જનમંડળથી દૂર રહેવાની ઇચ્છા થયા કરે છે, એકાંતવાસ ગમે છે, મન ભયભીત અને લજ્જિત થઇ જાય છે, પોતાની શક્તિનો પોતાને વિશ્વાસ રહેતો નથી, આંખમાં ઝાંઝવાં આવી ચક્કર આવે છે, માથું ભારે થાય છે અથવા દુખ્યા કરે છે, પાસામાં દુખાવો થાય છે, વૃષણ લટકતા રહે છે, ઉત્પાદક ઇંદ્રિયનું મ્હોં શીતળ રહે છે, કોઇને થોડા થોડા સમયના અંતરે ગુહ્યેંદ્રિય જાગ્રત થઈ તરત પાછી શાન્ત પડી જાય છે. આ રોગનાં ખરાબ પરિણામમાં કેટલીક વખત દીવાનાપણું પણ થઈ આવે છે.

**પહેલી સ્થિતિઃ**—આ રોગની ત્રણ સ્થિતિમાંની પહેલી સ્થિતિ જાણવી મુશ્કિલ નથી; કારણ કે તે દરદીથી ગુપ્ત રહેતી નથી. રાત્રે કોઇ સ્ત્રીનું સ્વપ્ન આવી વીર્ય સ્ખલિત થાય છે. બીજી બે સ્થિતિ કરતાં આ સ્થિતિ થોડી ભયંકર છે; કારણ કે વિષયેંદ્રિયનું સ્વપ્નમાં ઉશ્કેરાવું એ કેટલેક દરજ્જે કુદરતી ઉત્તેજનાને મળતું છે. સ્ત્રીગમનને માટે જેમ અવયવો તૈયાર થઇ રહે છે, તેમ આવી રીતે ઉત્તેજિત થવામાં પણ અવયવો કેટલાક દરજ્જે તૈયાર હોય છે, અને તેથી જો મહિનામાં એકાદ વખત સ્વપ્નમાં વીર્યસ્રાવ થતો હોય તો તે રોગ ગણાતો નથી. સ્વપ્નમાં અને ખરા સ્ત્રીસંયોગમાં તફાવત માત્ર એટલો જ છે, કે કુદરતી સંયોગમાં જ્યારે પુરુષ પોતાની અસ્થિમાં સચર્મવાળી પ્રિયા સાથે કામક્રીડા કરે છે, ત્યારે સ્વપ્નમાં તે એક કાલ્પનિક દૃશ્ય સાથે કામક્રીડા કરે છે. આ પહેલી જ સ્થિતિમાં જો યોગ્ય ઔષધોપચાર કરવામાં આવે તો ભયંકર પરિણામ આવતાં અટકે છે, નહિ તો ગુપ્ત રીતે અને દરદી ન જાણે એમ બીજી સ્થિતિ ધીમે ધીમે આવતી જાય છે.

**બીજી સ્થિતિઃ**—દિવસે મૂત્રદ્વારા વીર્ય જવાની બીજી સ્થિતિ છે. પ્રથમ તો તેની ખબર પડતી નથી, અને રાત્રે આવતાં સ્વપ્ન બંધ

થવાથી દરદી પોતાને ભાગ્યશાળી ગણે છે. તે બિચારાને ખબર હોતી નથી કે એક રોગમાંથી બીજો એથી વધારે ખરાબી કરનારો રોગ તેના શરીરમાં સંચાર કરે છે. કેટલીક વખત તો ઘણા અનુભવ સિવાય વૈદ્યો પણ આ બાબત ઓળખી શકતા નથી. વારંવાર જતા વીર્યને લીધે વીર્યાશય તથા વીર્યવાહિનીઓની એવી સ્થિતિ થઈ ગયેલી હોય છે, અને જે કાચું પાકું તેઓ પેદા કરી શકે છે તે રાખવાની શકિત તેમનામાં હોતી નથી, તેથી તે મૂત્રમાર્ગે નીકળી જાય છે. પહેલી સ્થિતિથી તો દરદી વાકેફ રહે છે; પણ બીજી સ્થિતિ એવી ગુપ્ત રીતે દાખલ થાય છે, કે તેમાંથી જ્યારે ત્રીજી સ્થિાત એટલે નપુંસકપણું આવે છે ત્યારે જ દરદીની આંખ ઉઘડે છે ! રાત્રે સ્વપ્ન આવીને સ્ત્રીગમનના જેટલો સંતોષ આપીને જે વીર્ય જતું હતું તે હવે કોઇ પણ પ્રકારની લાગણી થયા સિવાય અથવા સહજ પણ સંતોષ આપ્યા સિવાય જાય છે. પહેલાં જેમ ઉત્થાન થતું તેમ આમાં થતું નથી. પહેલાં રાત્રે જતું, અને હવે દિવસે દસ્ત વખતે, પેશાબ વખતે અથવા સ્ત્રીઓની હાજરી વખતે વીર્ય જાય છે. રાત્રે આવતાં સ્વપ્ન બંધ પડવા છતાં શરીરમાં નિર્બળતા વધવાથી દરદી તેનું કારણ જાણી શકતો નથી; કારણ કે ચોરની માફક પેઠેલા આ દુશ્મનને તે ઓળખતો નથી, અને ઘણું કરીને પેશાબ કરતાં દરેક વખતે શરીરનું આ ઉપયોગી સત્વ જાય છે તેની એને ખબર રહેતી નથી. જો ધ્યાન રાખીને જોવામાં આવે તો પેશાબનો પાછલો ભાગ અને મુખ્યત્વે કરીને છેલ્લાં ત્રણ ચાર ટીપાં જાડાં અને ધોળાં ઉતરે છે. વખત જતાં વીર્યને રોકવાની શક્તિ તદ્દન જતી રહે છે, અને વારંવાર વીર્યસ્રાવ થયા કરે છે.

**ત્રીજી સ્થિતિ અથવા નપુંસકત્વઃ**—બીજી સ્થિતિ વધારે લાંબો વખત ચાલવાથી ત્રીજી સ્થિતિ શુરુ થાય છે. આ સ્થિતિમાં ઉત્પાદક અવયવો જીવનરહિત થઇ જાય છે. લોકો સાધારણ રીતે જેને નપુંષકપણું કહે છે તે પ્રાપ્ત થાય છે, અને સ્ત્રીગમનની ઇચ્છા તથા શકિત નાશ પામે છે. કેટલીક વાર એમ બને છે કે થોડી ઘણી શકિત હોવા છતાં ઇચ્છાનો નાશ થાય છે, અને વખતે શકિત નહિ હોવા છતાં ઇચ્છા થોડો વખત રહે છે. કેટલાકને પહેલાં ઇચ્છાનો અને પછી શકિતનો નાશ થાય છે, અને કેટલાકને પહેલાં શકિતનો અને પાછળથી ઇચ્છાનો નાશ થાય છે. યુવાવસ્થામાં આવી દયાજનક

સ્થિતિ થાય એના જેવું દુર્ભાગ્ય બીજું કયું ગણી શકાય? યુવાવસ્થા એ ખરું સુખ લેવાનો સમય છે. આપણી હયાતીનો મૂળ હેતુ એ જ છે કે આપણી જાતિમાં આપણે વધારો કરીએ. ઈશ્વરે આપણને ખાવાપીવાની જે શકિત આપી છે તેની સાથે જ આ શકિત પણ આપી છે. જેટલી આવશ્યકતા પહેલાં એની છે એટલી જ આની પણ છે. ખરું જોતાં પેટ ભરવાનું પ્રયોજન પણ આ શકિત વધારી ઇશ્વરી સૃષ્ટિમાં વૃદ્ધિ કરવાનું છે. માણસ યુવાન થાય છે ત્યારે શરીરમાં અનેક ફેરફાર થાય છે. છોકરવાદપણું મટી મનુષ્યત્વ આવે છે, મનની શક્તિઓ ખીલે છે, લાલાશ આવે છે, અવયવો દૃઢ થાય છે; દાઢી આવવી શુરુ થાય છે; ટૂંકમાં શરીરનો તમામ બાંધો અને રંગ ફરી જાય છે; નવી નવી મહત્વાકાંક્ષાઓ મનમાં ઉત્પન્ન થાય છે, લાગણીઓ બદલાઈ જાય છે, અને ભવિષ્યનાં સુખનો આ વખતની ચાલચલણ ઉપરથી પાયો નખાય છે. નિરંતરની તંદુરસ્તીનો આધાર આ વખતની વર્ત્તણુક ઉપર રહેલો છે. પણ આ બધું કયારે થાય છે? જો શરીરમાં તેનું સત્વ હોય છે તો જ. આવી સુખમય સ્થિતિમાં વૃદ્ધાવસ્થા ભોગવવી એ કાંઈ સામાન્ય શોકનો વિષય નથી.

ત્રીજી સ્થિતિમાં જે કારણ કહેવામાં આવશે તેમાંના ઘણાંખરાં આગળ આવી ગયાં છે, તો પણ ટૂંકમાં તે જણાવવાં જોઇએ. કેટલાક જન્મથી જ વીર્યહીન હોય છે જેને માટે કોઇ પણ ઉપાય કામે લાગતો નથી. બીજા કેટલાક માબાપના થોડાવત્તા દોષવાળાં વીર્યથી થોડાવત્તા પુરુષત્વહીન હોય છે. તેઓને દેશી વૈદકશાસ્ત્રમાં આસેક્ય ષંઢ, સૌગંધિક ષંઢ, કુંભિક ષંઢ. (સૃષ્ટિ વિરુદ્ધ કર્મ કરવાવાળા), અને ઈર્ષ્યક ષંઢ કહેલા છે. આ ષંઢોને વીર્ય હોય છે, અને તેઓ પ્રજા પણ ઉત્પન્ન કરી શકે છે. ઉપર જણાવ્યા એમની સાથે આપણે કાંઇ કામ નથી; કારણ કે આપણો વિષય યુવાનીની ભૂલથી થયેલા રોગોનો છે. કારણોમાં પહેલું કારણ હસ્તદોષ છે. આ રીતે પ્રાપ્ત થયેલું ષંઢત્વ શકિતની ખરેખરી ખામીથી, વીર્યની અપૂર્ણ સ્થિતિથી, શિશ્નના ન્હાના કદથી, અને સ્ત્રીગમનની નામરજીથી ઉત્પન્ન થાય છે. બીજું કારણ અતિ સ્ત્રીગમન છે. નસો નબળી થવાથી, શિશ્નનું સતેજપણું જવાથી, અને વીર્યને રોકવાની શકિત જતી રહેવાથી એ ષંઢત્વ આવે છે. મગજના રોગથી

ષંઢ થવાના દાખલા પણ બને છે ખરા. શિશ્ન ઉપરની ચામડી કેટલાકને ઉઘડવાથી સ્ત્રીગમન અશક્ય થાય છે; પણ આ ષંઢત્વ નથી.

**લક્ષણ અને પરિણામ:**—પહેલી અને બીજી સ્થિતિની નિર્બળતા વધીને સઘળું શરીર શકિતહીન બની જાય છે. મનની તમામ શકિતઓ બહેર મારી જાય છે: દરદી એટલો બધો નાકૌવત થઇ જાય છે કે હાલવા ચાલવાની પણ શકિત રહેતી નથી, ચાલતાં આંખે અંધારાં અને ચક્કર આવે છે; થોડું ઘણું ષંઢત્વ દાખલ થયું હોય તો સ્ત્રીગમન વખતે વીર્ય તરત સ્ખલિત થઇ જાય છે, શરીરનું દરેક અંગ કળે છે, પગમાં ખાલી ચઢી આવે છે, શરીરની નિર્બળતામાં મન ભાગ લે છે. જો માણસ પરણેલો હોય છે તો હમ્મેશાં મનમાં ચિંતા કરવાથી અને મુંઝાવાથી વધારે ખરાબી થાય છે, મન ચીડીઉં થઇ જવાથી સામાન્ય પ્રકારમાં પણ ક્રોધ ઉપજે છે જેની શરીર ઉપર બહુ ખરાબ અસર થાય છે. આવી નિર્બળતા થયા પછી છોકરાં થતાં નથી. કેટલીક વખત મગજના વ્યાધિ અથવા તત્વને લીધે પણ શકિતની હીનતા લાગે છે. પણ આ અસર પાછી તરત જતી રહે છે. કેટલાક રોગ એવા પણ હોય છે કે જેમાં શરીર જેમ નિર્બળ થાય છે તેમ વિષયની ઇચ્છા વધતી જાય છે. ફેફસાંના દરદમાં અને બીજાં કારણોથી થયેલા ક્ષયમાં તથા સંધિવા ને નજલાના દરદમાં પણ આમ થાય છે. વારંવાર ઉલ્લેખ કરવા કરતાં એટલું કહેવું બસ છે કે ઉત્પાદકઇંદ્રિયની શકિત જતી રહે છે, અને માણસ પુરુષત્વહીન થાય છે. ઍપોપ્લેકસી, યકૃત, અને વૃદ્ધિનો રોગ પણ કેટલીક વખતે થાય છે. કેટલાકને પક્ષાઘાત થાય છે. હસ્તદોષથી થયેલી ખુવારી અતિશય વિષયની ખુવારી કરતાં થોડી હોય છે. આ સિવાય પહેલા હસ્તદોષથી જે ચિહ્નો જણાય છે તે ચિહ્નો આથી પણ જણાય છે.

## રાત્રે સ્વપ્નમાં થતો વીર્યસ્રાવ.

માનસિક નિર્બળતા, વિષયલંપટતા, અનુચિત ખાનપાન તથા હસ્તદોષ વગેરે જે વીર્યસ્રાવનાં કારણો છે તે ચાલૂ સમયમાં એટલાં બધાં વધી ગયેલાં છે કે, આધુનિક વિદ્વાન્ ડૉકટરો તથા સામાન્ય પ્રજાના ઘણા ભાગની માન્યતા એવી છે કે, અઠવાડીઆ કિંવા પખવાડીઆના અંતરે સ્વપ્નમાં થતો વીર્યસ્રાવ એ રોગ નહિ;

પરંતુ સ્વાભાવિક કાર્ય જ છે. બીજા પક્ષની માન્યતા એવી છે કે, રાત્રે સ્વપ્નમાં થતો વીર્યસ્રાવ સર્વથા અસ્વાભાવિક હોઈ એ માત્ર ઉપરોક્ત કારણોનું પરિણામ છે.

યુવાવસ્થાની પ્રાપ્તિ થતાં પૂર્વે પ્રત્યેક પુરુષને સ્વાભાવિક રીતે જ વીર્યસ્ખલન થવું જોઇએ એવું મિ૦ સ્ટેન્લી હૉલ પોતાના Adolescence નામના પુસ્તકમાં દર્શાવવાનો પ્રયત્ન કરે છે. તે જણાવે છે કે, જેવી રીતે સ્ત્રીવર્ગમાં સર્વત્ર ઋતુસ્રાવ છે તેવી રીતે અવિવાહિત પુરુષોને સ્વપ્નમાં વીર્યસ્ખલન થાય એ સ્વાભાવિક છે. વળી તે એમ પણ લખે છે કે, રાત્રે સ્વપ્નમાં થતો વીર્યસ્રાવ યુવાવસ્થા પ્રાપ્ત થયાની સૂચના આપે છે. તેની પાસે ત્રણ અવિવાહિત પુરુષોની તેમને સ્વપ્નમાં થતા વીર્યસ્રાવની નોંધ છે. આ પુરુષો પુખ્ત ઉમ્મરના છે, તથા તેઓ ત્રીસ વર્ષથી ન્હાની ઉમ્મરના નથી. એ ત્રણે જણા તંદુરસ્ત હોઇ વિદ્વાન્ તત્વવેત્તાઓ છે. તેઓમાંના એક જણે (જેને મિ૦ સ્ટેન્લી હૉલ ઘણી સારી રીતે પિછાને છે, તથા જે સદાચારી, ચાલાક અને મહાન્ પુરુષ છે તેણે) પોતાની આઠ વર્ષની નોંધમાં માત્ર છેવટના છ માસની નોંધ જ લીધી નથી. એ ત્રણમાંથી સર્વોત્તમ નોંધ સઘળાં વર્ષની સાથે ગણતાં દર મહિને સરાસરી સાડાત્રણ વખત વીર્યસ્રાવ થયો છે એમ દર્શાવે છે. સર્વથી વધારે વખત વીર્યસ્રાવ (એટલે ૫-૧૪ વખત) જુલાઈ માસમાં અને સર્વથી ઓછો વખત (એટલે ૨-૨૮ વખત) સપ્ટેંબર માસમાં થયેલો છે. એપ્રિલ અને નવેંબર માસમાં વીર્યસ્રાવનું પ્રમાણ બહુજ વધારે થતું જાય છે, તથા ડિસેંબરમાં પાછું એ પ્રમાણ ઓછું થવા માંડે છે. દરેક પુરુષમાં તેની મુદતમાં વિશેષ ફેરફાર જોવામાં આવતો નથી.

સ્ટેન્લી હૉલ કહે છે કે, જ્યારે વીર્યસ્રાવનું પ્રમાણ વૃદ્ધિંગત થતું જાય છે ત્યારે શક્તિ, પુરુષત્વ અને સ્ફુર્તિ વૃદ્ધિંગત થાય છે. પ્રત્યેક માસે વીર્યસ્રાવના અંતરમાં વિશેષ ફેર પડતો નથી. ઓછામાં ઓછો પ્રત્યેક વર્ષે ૩૭ વખત વીર્યસ્રાવ થયેલો છે, તથા વધારેમાં વધારે ૫૦ વખત થયેલો છે. શારીરિક આરોગ્યતાના પ્રમાણમાં વસંતઋતુ અને ગ્રીષ્મકાળમાં વિશેષ વીર્યસ્રાવ થાય છે. આ વીર્યસ્રાવમાં ૫૬ ટકા સાત દિવસ અથવા તો તેથી થોડી મુદ-

તને અંતરે થયેલો છે, તથા તેમાં ૪૦ ટકા એકથી ચાર દિવસને અંતરે થયેલો છે. ૩૪ ટકા આઠથી સત્તર દિવસને અંતરે અને વધારેમાં વધારે ૪૨ દિવસને છેટે થયેલો છે. તે એમ કહે છે કે, ખોરાકની તંગી, વિશેષ પરિશ્રમ, તથા ઓછી ઉંઘથી વીર્યસ્રાવ લાંબા સમયને અંતરે થાય છે. મુખ્યત્વે કરીને પ્રભાતકાળના અરસામાં જ વીર્યસ્રાવ થાય છે. ખાસ સાવધાનતા રાખવાથી તેની મુદત લંબાવી શકાય છે; પરંતુ આ અસર થોડા સમય સૂધી જ રહે છે. શરીરની નિર્બળ સ્થિતિમાં અથવા વારંવાર વીર્યસ્રાવ થવાથી શારીરિક અવયવો શિથિલ થઇ જાય છે; પરંતુ નિયમિત રીતે થવાથી દેખીતી રીતે આરામ મળે છે. પુખ્તવયે પુરુષમાં પ્રજોત્પત્તિ માટે જેટલી વખત વીર્યસ્રાવ થવાની જરૂર છે તે કરતાં વધારે વખત વગર ઇચ્છાએ નિયમિત વીર્યસ્રાવ થાય છે એ ચોક્કસ છે; કેમ કે વીર્યજંતુઓની ઉત્પત્તિ વિશેષ પ્રમાણમાં થાય છે.

અમેરિકન ડૉકટર આર. આર. રસેલ, એમ. ડી. લખે છે કે, જેઓ વારંવાર મૈથુન કરે છે તેમનું વીર્ય સૂક્ષ્મદર્શક યંત્રથી તપાસતાં એમાં ચપળ ગતિવાળાં નિરોગી તથા પ્રજોત્પાદક વીર્યજંતુઓ વિશેષ પ્રમાણમાં જોવામાં આવ્યાં છે; પરંતુ જેઓ લાંબા સમય સૂધી મનોનિગ્રહ કિંવા ઇન્દ્રિયનિગ્રહ કર્યા પશ્ચાત્ સ્ત્રીસંયોગ કરે છે તેમના વીર્યમાં ઘણાં થોડાં, ગતિ વગરનાં અને નિર્જીવ વીર્યજંતુઓ જોવામાં આવે છે; કેમ કે, લાંબી મુદત સ્ત્રીસંયોગ કરવાથી વીર્યને વીર્યાશયમાં પૂરાઇ રહેવું પડે છે, તથા ત્યાં વીર્યજંતુનો નાશ થાય છે, અને તેથી નિયમિત રીતે રાત્રે વીર્યસ્રાવ થાય છે તે આ ક્ષય પામેલા વીર્યને માર્ગ આપી બીજું નવીન વીર્ય ઉત્પન્ન કરવા માટે હોય એવો ડૉ. રસેલનો અભિપ્રાય છે, અર્થાત્ લાંબા વખત સૂધી વીર્ય વીર્યાશયમાં પૂરાઇ રહે છે તો તે બગડી જાય છે; માટે તેને દૂર કરવા સ્વાભાવિક રીતે જ વીર્યસ્રાવ થવો જોઇએ.

અંગ્રેજ ડૉકટર ઍકટન, એમ. આર. સી. એસ કહે છે કે, જેઓ જોઈતી કસરત કરતા નથી, તથા જેઓ અયશઆરામ અને વિલાસવિભવમાં જ પોતાનો કાળ પસાર કરે છે તેમને દશ દશ કિંવા પંદર પંદર દિવસે વીર્યસ્રાવ થાય એ સારું છે; તેથી તેમની તંદુરસ્તીનું રક્ષણ થાય છે. વિશેષમાં તે એમ પણ જણાવે છે કે, જેઓ મનોનિગ્રહ કરી, વિષયવિચારથી દૂર રહી સારી રીતે વ્યાયામ

કરે છે તથા નિરંતર મિતાહારી હોય છે તેઓને વીર્યસ્રાવ થશે નહિ અને એમ ન થાય એ જ વિશેષ ઉત્તમ છે.

અમેરિકન ડૉકટર જે. એચ. કેલૉગ એમ. ડી. નો એવો અભિપ્રાય છે કે, છોકરાઓ અને તરુણ પુરુષોમાં હસ્તદોષ તથા વિવાહિત પુરુષોમાં વિષયલંપટતા વધી જવાથી ધાતુની નિર્બળતા યા ક્ષીણતાનું દરદ ઘણું સામાન્ય થઇ પડયું છે. આમ હોવાથી સ્વપ્નમાં વારંવાર વીર્યસ્રાવ નહિ થતાં અમુક લાંબી મુદતે થાય તો તે સ્વાભાવિક છે. એવી ઘણા વૈદ્યોની માન્યતા ભૂલભરેલી છે. તે કહે છે કે, વિશેષ અનુભવથી એવું સિદ્ધ થયું છે કે, જે માણસ સદાચારી હશે તથા જેની શારીરિક અને માનસિક શક્તિ તંદુરસ્ત હશે તેને સ્વપ્નમાં તથા જાગ્રત સ્થિતિમાં ઇચ્છા સિવાય વીર્યસ્રાવ નહિ જ થાય.

પ્રૉફેસર ન્યુમૅન લખે છે કે, નીતિજ્ઞ પુરુષોના અભિપ્રાય પ્રમાણે યુવાન્ પુરુષની પવિત્રતા સાચવવા માટે મિતાહારપણું ઘણું જરૂરી છે; પરંતુ તે એમ જણાવે છે કે, આપણે નિયમિત થવા ગમે એટલી સંભાળ રાખીએ તથા તનમનને ગમે એટલી કસરત આપીએ તો પણ શરીરની જરૂરીઆત અને આવક સમતોલ રહી શકતાં નથી. કોઇ કોઇ સમયે અમુક અવયવમાં અમુક પદાર્થનું પ્રમાણ જોઇએ તે કરતાં વધી જાય છે, તથા દરેક યુવાન અને તંદુરસ્ત પુરુષ એ પાછું ઠેકાણે લાવવા શક્તિશાળી હોય છે. પશુ વર્ગમાં અમુક ચોક્કસ સમયે જ વિષયેચ્છા ઉત્પન્ન થાય છે, તથા તે ઇચ્છાને એ સમયે જ તેમને કોઈ પણ રીતે તૃપ્ત કરવી પડે છે. મનુષ્યજાતિની સ્થિતિ આથી ભિન્ન પ્રકારની છે. મનુષ્ય-જાતિમાં કામવૃત્તિ નિરંતર થયા કરે છે; તેથી એ ઇચ્છા ગમે તે રીતે તૃપ્ત કરવી જ જોઇએ એવું કાંઇ નથી; છતાં શરીરનું સમતોલપણું તો રહેવું જ જોઇએ, અને એટલા માટે વધારાની શક્તિનો વ્યય કોઈ પણ રીતે થવો જ જોઇએ. જો એમ થતું નથી તો શારીરિક સ્વસ્થતાનું સંરક્ષણ થઇ શકતું નથી. વળી વિશેષમાં પ્રૉફેસર ન્યુમૅન જણાવે છે કે, વીર્યસ્રાવ એ સર્વથા અનૈચ્છિક છે, તથા જે તરુણ પુરુષોએ કદાપિ હસ્તદોષ કર્યો હોતો નથી, જેમણે એ સંબંધી સહજ પણ હકીકત સાંભળેલી હોતી નથી તેઓમાં પણ તે જોવામાં આવે છે. તે ઇચ્છા સિવાય થાય છે, એટલું જ નહિ

પરંતુ પહેલાં સહજ પણ માનસિક વિકાર થયા સિવાય દર્શન દે છે. ક્વચિત્ સંસારવ્યવહારમાં પડેલા અર્થાત્ લગ્નબંધનથી બંધાયલા પુરુષો, જેમને લાંબી મુદ્દત સૂધી સ્ત્રીવિયોગ થયો હોય તથા વૃદ્ધ પુરુષો જેઓ અમુક કારણને લીધે એકલી સ્થિતિમાં મૂકાયલા હોય તેમનામાં પણ વીર્યસ્રાવ જોવામાં આવે છે. આ કારણને લીધે વીર્યસ્રાવ થવો એ પુરુષાર્થનું લક્ષણ છે, તથા વીર્યસ્રાવ નિર્બળતા લાવી માણસની શારીરિક સ્થિતિ બગાડે છે એ માન્યતા સર્વથા ભ્રમમૂલક છે. પ્રૉફેસર ન્યુમૅન એટલે સૂધી લખે છે કે, આવી રીતે થતો વીર્યસ્રાવ શરીરની યુવાવસ્થાની તથા તરુણ પુરુષના પુરુષાર્થની મગરુરીમાં વૃદ્ધિ કરે છે, અને જો કે વીર્યસ્રાવ થયા પછી શરીરમાં વીર્યની ન્યૂનતા જણાય તો પણ એ ન્યૂનતા નુકસાનકારક નથી; પરંતુ તે જો સહજ પણ હદ બ્હાર હોય છે તો તેનું ઘણું ખરાબ પરિણામ આવે છે. ઘણા જ અભ્યાસને લીધે તથા વિશેષ વ્યાયામને લીધે વીર્ય ક્ષીણ થાય છે, તથા આવી રીતે વીર્ય ઓછું થવાથી સ્વપ્નદોષ અટકવાનો સંભવ છે; છતાં આવા સખ્ત પ્રયોગથી સ્નાયુ તેમજ મજ્જાતંતુને ઘણો શ્રમ પહોંચે છે, તથા માનસિક જડતાનો અનુભવ થાય છે. મ્હોટા વ્યાયામવિશારદની બુદ્ધિ, પ્રમાણ જોવા જતાં થોડી હોય છે. ન્યુમૅન લખે છે કે, ગમે એટલો થોડો ખોરાક લ્યો, ગમે એટલી સખ્ત મહેનત કરો, ગમે એટલું શારીરિક કષ્ટ સહન કરો તો પણ તમે સમતોલપણું સાચવી શકશો નહિ, તથા જેમ જેમ ફિકર વધતી જાય છે તેમ શરીર ક્ષીણ થતું જાય છે, વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, તંદુરસ્તીને હાનિ પહોંચે છે, તેથી જે માર્ગે કુદરત સમતોલપણું રાખવાનો પ્રયત્ન કરે છે એ માર્ગ જ ઉત્તમ છે.

ડૉકટર હેન્રી પોતાના ‘પ્રેકિટકલ હોમ ફિઝિશ્યન’ (Practical Home Physician) નામક ગ્રંથમાં લખે છે કે, પ્રત્યેક તંદુરસ્ત માણસ ગમે એટલો ઇન્દ્રિયનિગ્રહ કરે તો પણ તેને અમુક સમયને અંતરે વીર્યસ્રાવ થયા સિવાય રહેતો નથી. વળી વિશેષમાં પાછો આ ડૉકટર એમ પણ જણાવે છે કે, વીર્યસ્રાવ એ શારીરિક નિર્બળતાનું કારણ તથા પરિણામ છે.

હવે ઉપરોક્ત ભિન્ન ભિન્ન ડૉકટરોના મત દર્શાવ્યા પછી અમારે જણાવવું જોઇએ કે, મિ. સ્ટેન્લી હૉલ કહે છે કે, જેમ સ્ત્રીને જેવી

રીતે ઋતુસ્રાવ થાય છે તેમજ પુરુષને વીર્યસ્રાવ થાય એ સામાન્ય પ્રકાર છે; પરંતુ અહીં સ્રીના આર્તવ અને પુરુષના વીર્યસ્રાવ વચ્ચે કેટલો ફેર છે તે જણાવવું જોઇએ. પ્રત્યેક માસે યોનિદ્વારા નીકળતું લોહી શરીરની નસોમાં ફરતા શુદ્ધ લોહીના જેવો પોષક પદાર્થ નથી; પરંતુ મળમૂત્રની માફક એ મલિન તેમજ નિરુપયોગી વસ્તુ છે, તે દૂર થવાથી સ્રીના શરીરમાં સ્ફુર્તિ આવે છે, અને મન પ્રફુલ્લિત રહે છે, તથા આર્તવનો અવરોધ અગર તેનું શોષણ થવાથી શારીરિક અને માનસિક બળ બગડે છે. તંદુરસ્તીમાં એથી બગાડો થાય છે. હવે વીર્ય કે જે ગતિવાળાં કરોડો સજીવ જંતુ તથા પ્રાણપોષક અને રાસાયનિક વસ્તુઓનું બનેલું છે, જેનું શોષણ થવાથી શારીરિક અને માનસિક બળ વૃદ્ધિ પામે છે, અને જેનો સ્રાવ થવાથી શક્તિ મંદ પડી જાય છે તેવા અમૂલ્ય જીવનરસની સાથે શું સ્રીના ઋતુની સહજ પણ સરખામણી થઈ શકે ખરી? જો વીર્યસ્રાવ પણ ઋતુસ્રાવની માફક સામાન્ય તથા સ્વાભાવિક હોય તો ઋતુને માટે જેમ કુદરતનો નિયમ છે તેવો નિયમ વીર્યસ્રાવ માટે પણ હોવો જોઇએ; કિન્તુ ખરી રીતે એમ નથી. કોઇને પ્રત્યેક રાત્રે, કોઇને બીજે દિવસે, કોઇને અઠવાડીએ, પખવાડીએ યા તો એક મહિને ઋતુસ્રાવ થાય છે. જો ઋતુસ્રાવ અનિયમિત થતો હોય તો આપણે તેના યોગ્ય ઔષધોપચાર કરીએ છીએ; છતાં વીર્યસ્રાવની અનિયમિતતા માટે આપણે કેમ કાંઇ ઔષધોપચાર કરતા નથી? વળી વીર્યસ્રાવ થવાથી જો તંદુરસ્તીનું રક્ષણ થતું હોય તો જેમને વીર્યસ્રાવ થતો નથી તેમની પ્રકૃતિમાં શો બગાડ થાય છે? એટલું જ નહિ; પરંતુ જેમને વીર્યસ્રાવ થયેલો હશે તેઓ જાણતા હશે કે, મુખ્યત્વે કરીને એવો પ્રકાર બન્યા પછી બીજે દિવસે શરીરમાં સુસ્તી તથા અશક્તિ જણાય છે. યોગ્ય રીતે સ્રીસંયોગ કર્યાથી શરીરમાં સુસ્તીને બદલે સ્ફુર્તિ રહે છે, તથા અંતર પ્રફુલ્લિત થાય છે. સર્વ જાણે જ છે કે પ્રજાની ઉત્પત્તિ અને બળની વૃદ્ધિ માટે વીર્ય ઉત્પન્ન થયેલું છે, ત્યારે પછી એ તત્વ વૃથા જાય એ કાંઇ ઓછું નુકસાનકારક હોય જ નહિ. એ પ્રકારને ઈશ્વરી પ્રકાર કહેવો એ ગંભીર ભૂલ કરવા જેવું છે. શ્લેષ્મ, મળમૂત્ર આદિ મલિન વસ્તુનો પણ ઇચ્છા સિવાય ત્યાગ કરી શકાતો નથી, ઈચ્છા સિવાય તેનો ત્યાગ કરવો પડે છે તો આપણે

તેને રોગ સમજીએ છીએ ત્યારે પછી આ જીવનતત્વનો ઈચ્છા સિવાય સ્રાવ થવો એ શું તંદુરસ્તીનું ચિહ્ન છે? શું એ દર્દનું પરિણામ નથી? પ્રથમ દર્શાવ્યા પ્રમાણે એક તત્વવેત્તા જે નીતિજ્ઞ અને તંદુરસ્ત હતો તેને પણ અમુક મુદતે વીર્યસ્રાવ થતો, અને તેથી ઉમ્મર લાયક થતા દરેક પુરુષને એમ થવું જોઇએ એવો ડૉક્ટર હૉલનાં વચનોનો આશય છે; પરંતુ અમને એ આશય વ્યાજબી લાગતો નથી. એ તત્વવેત્તાએ જોઇએ એટલી કસરત કરી નહિ હોય તથા જોઇએ એટલું મિતાહારપણું પણ નહિ રાખ્યું હોય. જેવી રીતે બાળક અને યુવક માટે એક જ જાતનો ખોરાક હોઇ શકતો નથી તેવી જ રીતે વિવાહિત અને અવિવાહિત માટે એક જ નિયમ હોઈ શકે નહિ. જે અવિવાહિત પુરુષ યોગ્ય કસરત કરતો નથી અને મિતાહારી રહેતો નથી તેના વીર્યસ્રાવને અમે દર્દના પરિણામ તરીકે જ ગણીએ છીએ. આ મતને ડૉકટર ઍકટન તથા કેલૉગ પણ અનુમોદન આપે છે.

પ્રોફેસર ન્યુમૅન લખે છે કે, શુદ્ધ મન હોવા છતાં વીર્યસ્રાવ થાય છે, તથા જેઓ ઘણા સમય સૂધી પત્નીવિયોગી હોય તેઓમાં પણ એ જોવામાં આવે છે. વિશેષમાં તે લખે છે કે, પવિત્રતાના પરિણામમાં વીર્યસ્રાવ થાય એ નુકસાનકારક નથી; કિન્તુ પુરુષાર્થનું લક્ષણ છે. આ વાક્યોના ઉત્તરમાં એમ કહેવું જરૂરનું છે કે, ઇન્દ્રિયનિગ્રહ માટે માત્ર પવિત્રતા જ બસ નથી; પરંતુ તેની સાથે માનસિક તેમજ શારીરિક આરોગ્યતાની પણ જરૂર છે. એ ઉપાર્જન કરવા માટે મિતાહારપણું અને વ્યાયામ અતિ આવશ્યક છે. વીર્યસ્રાવ એ પુરુષાર્થની નિશાની અથવા પવિત્રતાનું પરિણામ નથી; પરંતુ શારીરિક અને માનસિક નિર્બળતાનું પરિણામ છે. ડૉકટર હેન્રી કૉટન એક ઠેકાણે લખે છે કે, ગમે એવા તંદુરસ્ત માણસને પણ વીર્યસ્રાવ થાય છે, અને એ જ વિદ્વાન્ બીજે સ્થળે કહે છે કે, વીર્યસ્રાવ એ શારીરિક નિર્બળતાનું કારણ તથા પરિણામ છે. હવે તંદુરસ્તીનું લક્ષણ નિર્બળતાનું પરિણામ કેવી રીતે થઈ શકે?

આ દરેકના ઔષધોપચાર ઔષધવિષયક વિભાગમાં દર્શાવેલા છે.



# સપ્તમ અધ્યાય.

## પ્રમેહ.

સંયોગજન્ય ઇંદ્રિયરોગમાં આ રોગ મુખ્ય થઇ પડયો છે. ઘણા થોડા જ માણસો આ દરદની થોડી કે ઘણી પીડામાંથી મુક્ત રહ્યા હશે. એટલાં જૂદાં જૂદાં કારણોમાંથી તે થાય છે કે, એક અથવા બીજી ભૂલ આપણાથી થયા વિના રહેતી નથી, અને તેથી એનો ભોગ થઇ પડાય છે. એક વખત આ રોગ થયા પછી થોડો સમય અદૃશ્ય રહી એકાએક પાછો એ દર્શન દે છે. આના ઘણા ભેદ છે, અને કેટલાક તો સારા થવા પણ મુશ્કિલ છે. આ રોગને મુખ્યત્વે કરીને બધા માણસો સહેલાઇથી ઓળખી શકે છે. ખરાબ સ્ત્રીના સંગમથી પેશાબ બહાર આવવાની નળીમાં તીક્ષ્ણ વરમ થાય છે, અને તેથી પેશાબમાં આગ બળે છે, તથા દુખાવાની સાથે પેશાબ કરતી વખતે પરૂ નીકળે છે. આ રોગને પ્રમેહના નામથી ઓળખવામાં આવે છે.

કારણ:—વારાંગના અથવા વેશ્યાઓ કે જેને ત્યાં ઘણા લોકોનો કુકર્માર્થે અવરજવર હોય છે ત્યાંથી તેની ઉત્પત્તિ થવાનો વિશેષ સંભવ છે. રજસ્વળા સ્ત્રી સાથે સંભોગ થવાથી પણ આ રોગ થાય છે. જે સ્ત્રીને વીર્યસ્રાવ થતો હોય અથવા યોનિનો એકાદ રોગ હોય, તેની સાથે ગમન કરવાથી પણ આ રોગ ઉત્પન્ન થાય છે. અનિયમિત અથવા અતિશય વિષયમાંથી પણ પ્રમેહની ઉત્પત્તિ થાય છે. સંધિવા અને નજલાનાં દરદમાં પણ ધાતુ જવી શરુ થાય છે, અને તેમાંથી પણ પ્રમેહ થતો માલૂમ પડયો છે. પેશાબ ઉતારવા માટે જે સળીઓ નાખવામાં આવે છે તે નાખનાર કોઇ અજ્ઞાની હોવાથી મૂત્રમાર્ગમાં કાંઇ અડચણ થવાથી આ રોગ થવાનું એક કારણ મળે છે. દેશી વૈદ્યકના ગ્રંથકારોનો એવો અભિપ્રાય છે કે, એક જ સ્થળે ઘણા સમય સૂધી બેસવાના અભ્યાસથી ઘણી નિદ્રા લેવાથી, લાંબો વખત દહીં ખાવાની ટેવ પાડવાથી, સાકર, ગોળ, ઈત્યાદિ મિષ્ટ અને કફકારક પદાર્થોનું અતિ સેવન કરવાથી અને નવાં તાજાં અન્ન ખાવાથી પ્રમેહનો રોગ થાય છે.

જેમને પ્રમેહ થાય છે તેમાંના કેટલાક ખરું કારણ છુપાવી કહે છે, કે ગરમ વસ્તુઓ ખાવાથી અને તડકામાં રઝળવાથી આ રોગ થયો છે; પણ તેમનું એ કથન સત્ય નથી. કેમ કે ખરો પ્રમેહ આવાં કારણથી થતો નથી. પ્રમેહ ચેપ લાગવાથી પણ થાય છે. પ્રમેહ-વાળા દરદીનો ચેપ લઇ બીજાને લગાડવામાં આવે તો તે બીજાને થયા વિના રહેતો નથી. ઘણાં મરચાં અને દારુ વગેરે ગરમ પદાર્થો ખાવાથી પેશાબમાં બળતરા થાય છે ખરી, પણ તે ખરો પ્રમેહ નથી. પ્રમેહમાં જેમ પરુ નિકળે છે, તેમ બીજાં કેટલાંક કારણોથી, જેમ કે હસ્તદોષ વગેરેથી પણ પરુ નિકળે છે; પણ આ પ્રમેહની નિશાની નથી.

ચિહ્નઃ—સ્ત્રીસમાગમ કર્યા પછી ચારથી દશ દિવસ સૂધીમાં આ રોગ દેખાવ દે છે. કેટલાક દરદીઓને બેથી પાંચ દિવસ સૂધીમાં પણ આ રોગ લાગૂ પડયો છે, અને કેટલાકને દશ દિવસ વ્યતીત થયા પશ્ચાત્ પણ થતો જોવામાં આવે છે. રોગની શરુ-આતમાં ઉત્પાદક ઇંદ્રિયના મુખ ઉપર ખરજ આવે છે, મૂત્રછિદ્ર લાલ થઇ આવે છે, તેપર જરા સોજા જેવું લાગે છે, અને તે સહજ ખુલ્લું પડે છે, તથા તેમાંથી પહેલાં તો શ્લેષ્મ જેવો સફેદ પદાર્થ નીકળે છે. ખરજમાંથી વધતાં વધતાં તણખા મારવા લાગે છે; શ્લેષ્મ પદાર્થને બદલે હવે પરુ નીકળવા માંડે છે, પેશાબ કરતાં આગ બળે છે, અને તણખો મારે છે; પેશાબ થોડે થોડે ઉતરે છે, તથા દરદીને હાજત બહુ રહ્યા કરે છે. કેટલીક વખત પરુ વિશેષ પ્રમાણમાં નીકળે છે, અને આખો દિવસ વહ્યાં કરે છે. ધીમે ધીમે શુરુઆતનું પરુ તેનો રંગ બદલીને પીળું થાય છે, અને જો મૂત્ર-માર્ગનો સોજો ઘણો હોય તો લીલાશ પણ પકડે છે. કવચિત્ પરુ સાથે લોહી પણ હોય છે. આ ચિન્હો સાથે શરીરમાં તાવ ભરાઇ આવે છે, શરીર બેચેન બને છે, જેમ જેમ દરદ વધતું જાય છે તેમ તેમ જનનેન્દ્રિયને સોજો ચઢતો જાય છે, વૃષણમાં એક જાતનો ભાર લાગે છે, કમ્મરમાં અને તેની આસપાસના સાંધાઓમાં દુખાવો થાય છે, મૂત્રમાર્ગની સ્થિતિ ઉશ્કેરાયલી હોવાથી પેશાબ નીકળતી વખતે તે અનિયમિત રીતે દબાય છે, અને તેથી પેશાબની ધાર એક કરતાં વધારે હોય છે. રોગનું જોર પૂર્ણરૂપમાં પ્રકાશ્યા પછી મૂત્રાશયમાં અને મુખ્યત્વે કરીને તેના મુખ પાસે દુખાવો

થાય છે. કેટલીક વખતે મૂત્રદ્વાર સૂજીને ન્હાનું થઇ જાય છે. આ રોગમાંથી કેટલીક વખત બદ પણ થઇ આવે છે. મુખ્યત્વે કરીને તે પાકતી નથી. કેટલાકનાં વૃષણ સુજી આવે છે, શિશ્ન વખતો વખત આપોઆપ જાગ્રત થાય છે, અને ક્વચિત્ તે રાત્રે જાગ્રત થઇ વાંકું વળી જાય છે, અને અત્યંત દુઃખ થાય છે. કેટલાકને આ રોગમાંથી સંધિવાનાં ચિન્હો પણ જણાય છે. કેટલાક દરદીઓની આંખ સુજી આવે છે. આ રોગમાં બેકાળજી રાખવાથી કેટલીક વાર મૂત્રગાંઠ થઇ મૂત્રમાર્ગનો સંકોચ થાય છે, અને હમ્મેશાંને માટે દરદીને દુઃખ સહન કરવું પડે છે. મૂત્રમાર્ગમાં દરદનું સ્થળ નજીક હોય તો પરુ થોડું આવે છે; પણ જેમ જેમ અંદરના ભાગમાં હોય તેમ પરુનું પ્રમાણ વધે છે, તથા બેસણીના ભાગમાં કળતર થાય છે.

આ રોગ ઉપાય કર્યા વગર લાંબો વખત રહેવાથી, તેમાંથી જેને આપણે જૂનો પ્રમેહ કહીએ છીએ તે થાય છે. પંદર–વીસ દિવસ પછી પરુનો રંગ બદલાવા માંડે છે, વેદના ઓછી થાય છે, અને પેશાબમાં બળતી આગ ધીમે ધીમે નરમ પડે છે.

આ રોગ ઘણા દિવસ રહેવાથી શરીરમાં, ખભા ઉપર, વાંસામાં, સાથળના મૂળમાં, છાતી ઉપર, એમ શરીરના જૂદા જૂદા ભાગમાં પીટિકા એટલે ન્હાની ફોલ્લીઓ થાય છે, જેને પ્રમેહપીટિકા કહે છે. કેટલાકને વચમાં ઉંડી અને કોર ઉપડતી એવી ફોલ્લીઓ થાય છે, તેને શરાવિકા કહેવાય છે. કેટલીક સરશવના દાણા જેવી પીળી થાય છે તે સર્ષપિકા કહેવાય છે. કેટલાકને મસૂરની દાળ જેવી ફોલ્લીઓ થાય છે, તેને મસૂરિકા કહે છે. કોઇને રાતી અને કાળાશપર પણ ફોલ્લીઓ થાય છે.

પ્રમેહનાં જૂદાં જૂદાં લક્ષણો ઉપરથી દેશી ગ્રંથકારોએ પ્રમેહના જૂદા જૂદા ભાગ કર્યા છે. શરીરમાં રહેલા વાત, પિત્ત, અને કફ એ દોષોના કોપથી જૂદી જૂદી જાતના સ્વરૂપવાળા પ્રમેહ થાય છે. કફથી થયેલા દશ પ્રમેહ સાધ્ય છે; પિત્તથી થયેલા છ પ્રમેહ કષ્ટસાધ્ય છે અને વાતથી થયેલા પ્રમેહ અસાધ્ય ગણાય છે. કફથી થયેલા દશ નીચેનાં લક્ષણોથી જણાય છે, અને તે પ્રમાણે તેઓનાં નામ પડયાં છેઃ—

૧ જ્યારે રોગીનું મૂત્ર સ્વચ્છ, પુષ્કળ, ધોળું, અને ગંધહીન હોય, પાણી જેવું અથવા સહજ મેલું હોય ત્યારે તેને ઉદકમેહ જાણવો.

૨ શેરડીના રસ જેવો અત્યંત મીઠો પેશાબ ઉતરે છે તેને ઇક્ષુમેહ કહેવાય છે.

૩ જે પેશાબ રાતવાસી રહેવાથી ઠરી કે જામી જાય છે તેને સાંદ્રમેહ કહે છે.

૪ સુરામેહમાં જે પેશાબ આવે છે તે, જેમ વાસણમાં મેલું પાણી પડયું હોય તે ઉપરથી સ્વચ્છ તથા નીચે જાડું મેલું લાગતું હોય, એવો લાગે છે.

૫ પિષ્ટમેહમાં જે પેશાબ થાય છે, તે ભીંજાયલા લોટ જેવો જાડો અને ધોળાશ ઉપર હોય છે.

૬ વીર્ય જેવો અથવા વીર્યવાળો પેશાબ આવે તેને શુક્રજમેહ કહે છે.

૭ પેશાબમાં રેતીના કણ જેવાં ઝીણા રજકણો દેખાય છે, તેને સિકતાપ્રમેહ કહે છે.

૮ શીતમેહમાં મીઠો અને અતિશય શીતળ પેશાબ ઉતરે છે.

૯ શનૈર્મેહમાં પેશાબ ટીપે ટીપે ઊતરે છે.

૧૦ લાલાપ્રમેહનો પેશાબ લાળ જેવો ચીકણો અને તંતુઓ-વાળો તથા તેલિયા રંગનો હોય છે.

ઉપર કહેલા કફજન્ય પ્રમેહો બીજા પ્રમેહો કરતાં સહેલાઈથી મટી શકે છે. આવા પ્રમેહના દરદીઓ અન્ન પાચન કરી શકતા નથી, તેમને અરૂચિ થાય છે, ઉલટી આવે છે, કવચિત્ તાવ ને ઉધ-રસ પણ જણાય છે તથા કવચિત્ શરદી થઇ આવે છે.

પિત્તના દોષથી છ જાતના પ્રમેહ થાય છે; તેનાં નામ આ પ્રમાણે છે:—

૧ જે પેશાબની ગંધ ખારાના અથવા એવા જ બીજા ક્ષારના પાણી જેવી આવે છે, અને રંગમાં તથા સ્પર્શ કરતાં પણ જે ક્ષારના પાણી જેવો લાગે છે તેને ક્ષારપ્રમેહ કહે છે.

૨ ચાષપક્ષીના રંગના જેવા આસમાની રંગનો પેશાબ આવતો હોય તો તેને નીલમેહ કહેવાય છે.

૩ કૃષ્ણમેહી દરદીનો પેશાબ કાળો શાહી જેવા રંગનો થાય છે.

૪ હરિદ્રામેહમાં જે પેશાબ થાય છે તે રંગે હળદરના રંગ જેવો, સ્વાદમાં તીખો, અને ગુણમાં ઉષ્ણ હોય છે.

૫ માંજિષ્ટમેહથી થનારો પેશાબ આમગંધી અને મજીઠના ઉકાળા જેવો હોય છે.

૬ રક્તમેહનો પેશાબ દુર્ગંધવાળો, અત્યંત ગરમ કિંવા ઉષ્ણ, ખારો, અને લોહીના જેવો લાલ થાય છે.

ઉપરના પિત્તજન્ય પ્રમેહ કષ્ટસાધ્ય એટલે મુશ્કેલીથી મટે એવા છે. એના દરદીઓને મળદ્વાર અને શિશ્નમાં સોયો ભોંકાતી હોય એવી અસહ્ય પીડા થાય છે. કેટલાકને અંડકોશપરની ચામડી પાકીને ફાટે છે, જ્વર આવે છે, અને તૃષા લાગે છે. ખાટા ઓડકાર આવે છે, અને દસ્ત પાતળો થાય છે. કેટલાકને એવી પીડા થાય છે કે મુર્ચ્છા પણ આવી જાય છે.

## વાતથી અથવા વાયુથી થનારા પ્રમેહ.

૧. વસામેહના દરદીનો પેશાબ ચરબીયુકત અથવા ચરબી જેવો આવે છે, અને વારંવાર થયા કરે છે.

૨. મજ્જામેહમાં જે પેશાબ થાય છે તે મજ્જામિશ્રિત હોય છે, અને વારંવાર થાય છે.

૩. ક્ષૌદ્રમેહથી થતો પેશાબ તૂરો, મીઠો, અને ચીકણો હોય છે.

૪. હસ્તિમેહમાં જે પેશાબ થાય છે તે, કોઇ મદગજના (મદવાળા હાથીના) ગંડસ્થળમાંથી જેવો મદ ઝરે છે તેવો, વેગશૂન્ય અને થોડે થોડે થતો હોય છે.

ઉપરના ચાર વાત પ્રમેહ અસાધ્ય ગણાય છે. તેમાં ઉદાવર્ત, ગળું, અને હૃદય એનો નિરોધ થાય છે, સર્વ રસ ભક્ષણ કરવાની રોગીની ઇચ્છા થાય છે, શૂળ ફૂટે છે; નિદ્રા દૂર થઇ જાય છે, અને પાણીનો શોષ પડે છે. કેટલાકને ઉધરસ થાય છે, અને શ્વાસ પણ ચઢે છે.

આ સિવાય મધુમેહ કરીને એક પ્રમેહની જાત થાય છે. એ વિષય અગત્યનો હોવાથી તેનું જૂદું વર્ણન કરવામાં આવ્યું છે.

જે રોગીની પાચનશક્તિ કમ થઇ ગઇ હોય છે અને ખોરાક પચતો નથી, જેને મૂત્રસ્રાવ અતિશય થાય છે, જે રોગીને પ્રમેહના ઉપદ્રવરૂપે શરીરમાં ફોલ્લીઓ નીકળે છે, અને જેનો રોગ ઘણાં વર્ષનો જુનો થઈ શરીરમાં ઘર કરી ગયો હોય છે, તેનો રોગ મટવાનો નથી એમ વૈદ્યોનું માનવું છે.



# અષ્ટમ અધ્યાય.

## વંધ્યદોષ અથવા વાંઝીઆપણું.

"Teach mankind how to parent and then how to educate humanity and you transform the world." ——*Dr. Trall.*

અર્થાત્, બાળક કેવી રીતે ઉત્પન્ન કરવું એ મનુષ્યજાતિને પ્રથમ શીખવો અને પછી કેળવણી આપો, તથા આ પ્રમાણે તમે વિશ્વને બદલાવી–સુધારી શકશો.

આ દોષથી પીડાતા ઘણા દરદીઓ વિવિધ સ્થળોએ જોવામાં આવે છે. શ્રીમંત કુટુંબોમાં મુખ્યત્વે કરીને આ રોગ વિશેષ પ્રમાણમાં પ્રસરેલો છે. પ્રજોત્પત્તિ ન થવી એ દુનિયામાં મહાન્ દુ:ખ છે. સંસારમાં રહેવાનું સાર્થક પ્રજોત્પત્તિ જ છે. જેઓ બાળકોનાં માતાપિતા હોય છે તેઓ સંતાનહીન માણસોને કેટલું દુ:ખ અને સંતાપ થાય છે એ જાણતા નથી; પણ જેઓ કમનસીબ અર્થાત્ વાંઝીઆં હોય છે તેઓ બાળકો માટે અનેક ફાંફાં મારે છે, અને હજારો રૂપિયા ખરાબ કરે છે. ખરું કારણ જાણ્યા સિવાય આ રોગ મટતો નથી. કેટલાક આ રોગ સારો થતો જ નથી એમ માને છે; પણ એ વાત સર્વાંશે સત્ય નથી. જો દરદી કોઇ વાત ન છુપાવતાં પોતાની સઘળી હકીકત કોઇ કુશળ ડૉકટર અથવા વૈદ્યને કહે છે

તો તેનો ઈલાજ થઇ શકે છે; અને તેનો ઇચ્છિત લાભ ઘણા દરદીઓને મળે છે.

કારણઃ—આ રોગ બે પ્રકારનો છે. એક તો કુદરતી રીતે જ માણસ વાંઝીઉં રહે છે, અને બીજું કૃત્રિમ કારણથી એટલે પોતાની એવી કોઇ ભૂલથી, કે જે ભૂલ તેઓ સુધારી શકે તો પ્રજોત્પત્તિ થાય. શરીરનાં બધાં અંગો તંદુરસ્ત હોય, અને ઉત્પાદક ઇંદ્રિય પણ સારી સ્થિતિમાં હોય, તે છતાં છોકરાં ન થવાં એ કુદરતી વાંઝીઆપણું છે. આમ થવાનું એક કારણ એ છે કે સ્રી પુરુષો એક જ ચહેરાનાં હોય તો છોકરાં મુખ્યત્વે કરીને થતાં નથી; કારણ કે કુદરતી નિયમ એવો છે કે સંયોગ બે જૂદા જૂદા સ્વભાવની વસ્તુઓનો જ થાય છે. આથી એક જ કુટુંબમાં અથવા નજીકનાં સંબંધીઓમાં લગ્ન કરવાનો રિવાજ જ્યાં પ્રચલિત હોય ત્યાં તે બંધ પાડવો જોઇએ. સ્રી પુરુષની બંનેની પ્રકૃતિ ગરમ હોય અથવા ઠંડી હોય, તો પણ છોકરાં થવાનો થોડો સંભવ છે. સ્નેહની ખામી એ પણ એક આ દરદનું કારણ છે. જેમનાં અંતઃકરણ સ્નેહથી એકરૂપ થયેલા નથી હોતાં તેમનાં વીર્ય જોડાવાં મુશ્કિલ છે. પ્રજોત્પત્તિના પ્રત્યેક અવયવમાં જે જુસ્સો અને ચંચળતા આવે છે તે આંતરિક પ્રેમને લીધે જ આવે છે. વૈદ્યકના આ નિયમને આધારે જ વ્યભિચારનાં છોકરાં વધારે મજબૂત અને ચાલાક નીકળે છે. વિધવાઓમાં ચાલતી અનીતિમાં ઘણું કરી પ્રથમ સંયોગે જ જે ગર્ભ રહી જાય છે, અને જેથી બાળહત્યાના ગુન્હા હાલ સાધારણ થઈ પડયા છે, એનું કારણ પણ એ કૃત્રિમ પ્યાર અથવા અંતઃકરણનો યોગ જ ગણી શકાય. વળી બળાત્કારના સંયોગમાં ગર્ભ રહેવાનું કોઇ ઉદાહરણ જોવામાં આવ્યું નથી. આથી સિદ્ધ થાય છે કે, સ્રીપુરુષ વચ્ચેનો પ્યાર એ પ્રજોત્પત્તિમાં અતિશય મદદ કરે છે. કુદરતી રીતે જ અવયવો નબળા હોય તેથી પણ છોકરાં થતાં નથી. જનનેંદ્રિય નબળી હોય, અથવા તેને મદદ કરનાર કોઇ સ્નાયુ કે બંધન દુર્બળ હોય, તો પણ સંતાનોત્પત્તિ થવામાં અડચણ આવે છે. કેટલીક વખત વીર્યવાહિનીઓમાં કાંઇ અડચણ હોવાથી વીર્ય નીકળતું નથી, અથવા અપૂર્ણ પ્રમાણમાં નીકળે છે. વીર્યાશયમાં કાંઇ હરકત હોય તેથી પણ આ રોગ થાય છે. સંયોગજન્ય રોગ, જેવા કે ટાંકી, પ્રમેહ, એવાથી દુષિત થયેલા વીર્યથી

પણ છોકરાં મુખ્યત્વે કરીને થતાં નથી. જેઓનાં શરીર ફૂલી જાય છે તેઓ, અને જેઓ અતિશય દુર્બળ હોય છે તેમને છોકરાં થતાં નથી. અતિ વિષયલંપટતા, હસ્તદોષ વગેરે આગળ દર્શાવેલા રોગથી પણ આમ બને છે. બહુ દારુ પીનારાઓ અને વારંવાર પુષ્કળ ખાનારાઓને પણ પ્રજા થતી નથી. આ સિવાય સ્ત્રીઓની કેટલીક ખામીથી પ્રજા ઉત્પન્ન થતી નથી. પુરુષ કરતાં સ્ત્રીઓમાં વધારે દોષ હોય છે.



# નવમ અધ્યાય.

## ઉપદંશ અથવા ચાંદી.

આ રોગ અતિ ભયંકર છે. અંગ્રેજીમાં તેને Syphilis કહેવામાં આવે છે. જુવાનીની ઉત્તેજનાથી ભ્રમિત બની જઇ મનુષ્ય કુદરતી નિયમ તોડી વિષયલંપટતામાં લપટાય છે, તેની શિક્ષા તરીકે આ રોગ થાય છે. આ રોગ ચેપી છે. એક દરદીનો ચેપ લઈ સારા માણસને લગાડયો હોય તો તેને પણ ચાંદી થાય છે. માબાપને ચાંદી થઇ હોય, તો છોકરાંને જન્મથી જ ચાંદીનાં ચિન્હો હોય છે, અને તેથી સ્પષ્ટ માલૂમ પડે છે કે, આ રોગમાં એક જાતનો એવો ઝેરી ચેપ છે, કે જે એક વખત લાગ્યા પછી નીકળવો મુશ્કિલ થઈ પડે છે. આ ચેપથી કેવી જાતનો ફેરફાર થઈ ગર્ભ-સ્થાનમાં બાળકને ઈજા પહોંચે છે એ હજી નક્કી જણાયું નથી; તો પણ એ ઝેરની અસર આપણે નજરે જોઇ શકીએ છીએ ખરા, અને તેથી એ ઝેરના ચેપી ગુણ માટે આપણી ખાત્રી થાય છે. આ ઝેર એવું જલદ છે કે જખમવાળો કોઇ ભાગ ચાંદીવાળા દરદીના ચેપને અડી જાય, તો તે દરદ શરીરમાં દાખલ થાય છે. આશ્ચર્ય જેવું તો એ છે કે, ચાંદીના ચેપવાળાં છોકરાં તંદુરસ્ત ધાવને ધાવતાં હોય છે, તો તે ધાવ પણ આ રોગનો ભોગ થઇ પડે છે. એ રોગની શુરુઆતનું સ્થળ જો કે વિષયેંદ્રિય છે, તો પણ શરીરના દરેક ભાગમાં તે ત્વરાથી ફેલાય છે. પુરુષો અને સ્ત્રીઓ બન્નેને આ

રોગ થાય છે; તો પણ સ્ત્રીઓ કરતાં પુરુષોને નુકસાન વધારે થાય છે. તેનું કારણ એ જ છે કે સ્ત્રીઓનાં ગુહ્યઅંગમાંથી ઋતુસ્રાવમાં કેટલુંક ઝેર નીકળી જાય છે.

**લક્ષણ:**—કેટલાક એમ માને છે કે પ્રમેહમાંથી પણ ચાંદી થાય છે. આ માન્યતા યથાર્થ નથી. જે રોગનો ચેપ લાગે એ જ રોગ થાય છે. પ્રમેહના ચેપથી પ્રમેહ, અને ચાંદીના ચેપથી ચાંદી જ થાય છે. ચાંદીના ચેપની અસર જૂદા જૂદા માણસો ઉપર જૂદી જૂદી થાય છે. એક જ જાતના ચેપમાંથી એકને સખત અને બીજાને થોડા અંશે થાય છે. તંદુરસ્તી, આહારવિહાર, અને હવાની પણ આ ચેપ ઉપર અસર થાય છે. આ રોગની એક જ નિશાની નથી. જૂદી જૂદી અનેક રીતે તે દેખાવ દે છે. કેટલાકને અતિશય સોજો થાય છે તો કેટલાકને ક્ષત થયા પછી પરુ જથ્થાબંધ વહે છે. કેટલાકને ફક્ત ઉપર જ ચાંદું પડે છે અને કેટલાકને કઠિન તેમજ પીડાયુક્ત ચાંદાં થાય છે. કેટલાકને ચાંદી એકલી જ થાય છે તો કેટલાકને ચાંદી સાથે પ્રમેહ, બદ, વગેરે બીજા ઉપદ્રવો હોય છે. આમ આ રોગ જૂદા જૂદા વિચિત્ર રૂપમાં દેખાવ દે છે, અને જો દરદી પરણેલો હોય છે, તો તેની સ્ત્રીને પણ આ રોગ થાય છે; એટલું જ નહિ પણ પ્રજા પણ તેવી જ થાય છે.

ચાંદીની મુખ્ય બે સ્થિતિ છે. બીજી સ્થિતિની ચાંદી ભયંકર છે. પહેલી સ્થિતિની ચાંદી તેવી ભયંકર નથી. પ્રથમ સ્થિતિની ટાંકીમાં મણિ ઉપર અથવા તે ઉપરની ચામડી ઉપર ક્ષત જેવું પડે છે, અને તેમાંથી થોડું ઘણું પરુ નીકળે છે. કેટલીક વખત મૂત્રમાર્ગમાં પણ ક્ષત પડે છે, અને ભૂલથી પ્રમેહ જેવું જણાય છે. આ ભૂલથી ઉપાયમાં ફેરફાર પડી જાય તો સાજા થવાની આશાને બદલે બેકાળજીથી ચાંદી તેની બીજી સ્થિતિમાં આવી જાય છે. પ્રમેહમાંથી આને પિછાનવાની નિશાની એ છે કે, પ્રમેહમાં આખા શિશ્નમાં પીડા થાય છે, અને આમાં એક જ સ્થળે જ્યાં ક્ષત પડયું હોય છે ત્યાં જ પીડા થાય છે, અને દાબવાથી એટલો જ ભાગ કઠિન થયેલો લાગે છે. પરુ કોઇ વખત થોડું અને કોઇ વખત ઘણું નીકળે છે, કોઈ વખત જાડું અને કોઇ વખત પાતળું નીકળે છે. ઉપરના ભાગમાં જે ક્ષત પડે છે તેનો રંગ રતાશ ઉપર હોય છે, અને જો કાળજી રાખવામાં આવતી નથી તો સડો વધતો જાય છે.

પહેલી સ્થિતિની ચાંદી બે જાતની થાય છે. એક નરમ અને બીજી કઠિન.

૧. નરમ ચાંદી (Soft shanker):—સ્ત્રીગમન વખતે જનનેંદ્રિય છોલાવાથી અથવા ચેપ લાગવાથી આ રોગ થાય છે. થવાનો વખત અનિયમિત છે. કેટલાકને બે ત્રણ દિવસમાં થાય છે, અને કેટલાકને આઠ દિવસ પછી થતી જોવામાં આવે છે. ગમન પછી પહેલે દિવસે પણ કોઇને થતી જોવામાં આવે છે. શુરુઆતમાં ફૂલ ઉપર અથવા ચામડી ઉપર એક ધોળી ફોલ્લી થાય છે. તે તરત જ ફૂટીને ક્ષત પડે છે વચમાં ખાડો થાય છે, અને રસી નીકળવા માંડે છે. એનો ચેપ લાગવાથી આસપાસ બીજાં ચાંદાં પણ વખતે પડે છે. ચાંદાંનો આકાર ગોળ અને કોર નરમ હોય છે. કવચિત્ ચામડી ઉપર ચઢેલી હોય છે, અને મણિનો ભાગ સુજી જવાથી નીચે ઉતરી શકતી નથી. પણ મુખ્યત્વે કરીને ચામડી નીચે ઉતર્યા પછી પાછી ચઢતી નથી, અને પરુ તેની અંદર ભરાઇ રહે છે. કવચિત્ ચાંદી ફેલાતી જાય છે અને આખું શિશ્ન ખવાઈ ગયાના દાખલા પણ બને છે. અને પ્રસરતી ચાંદી અને ખવાતી ચાંદી અનુક્રમે કહે છે. આની સાથે બદ થાય છે, અને તે ફૂટી ત્યાં પણ પરુ નીકળી ખાડો પડી રહે છે. આવાં ચિન્હો સાથે કવચિત્ સખ્ત તાવ ચઢી આવે છે, અને શરીરમાં બેચેની રહે છે.

જો ક્ષતની સંભાળ યોગ્ય રીતે લેવાતી નથી તો ક્ષત મ્હોટું અને ઉંડું થતું જાય છે, પરુ પુષ્કળ વધી પડે છે, નાડી ત્વરાથી ચાલે છે. નરમ ચાંદીમાં જે બદ થાય છે તે પાકે છે; પણ કઠિનમાં થાય છે તે પાકતી નથી. નરમ ચાંદીનું વિષ શરીરમાં ફેલાતું નથી; પણ ફક્ત જે ભાગમાં તે હોય છે ત્યાં જ રહે છે. તો પણ ઘણા દિવસ આ ચાંદી ટકવાથી તેમાંથી કઠિન ચાંદી થાય છે.

કઠિન ચાંદી (Hard shanker):—કઠિન ચાંદી થયા પછી તેનાં ચિન્હો શરીરના બીજા ભાગમાં થાય છે; માટે એના ઘણી સંભાળથી ઔષધોપચાર કરવા જોઇએ. નરમ ચાંદી સ્ત્રીગમન પછી બે ત્રણ દિવસમાં થાય છે, તેમ આમાં ન થતાં પાંચ સાત દિવસ અથવા બે ત્રણ અઠવાડીઆં પછી, અને વખતે મહિના પછી પણ આ ટાંકીનાં ચિન્હો દેખાય છે. નરમ ચાંદીમાંથી પરુ જેમ જાડું

નીકળે છે તેમ આમાં ન નીકળતાં પાતળી પાણી જેવી રસી નીકળે છે. આ ચાંદી દાબતાં તેનો નીચેનો ભાગ કઠિન લાગે છે. દાબી જોતાં કઠિનતા જણાય તો સમજવું કે, તેનું ઝેર શરીરમાં દાખલ થઇ ચુકયું છે. આ ચાંદીનું ક્ષત બહુધા એક જ હોય છે. શરીરના બીજા ભાગોમાં ક્ષત પડે છે. ઘણું કરીને હોઠ ઉપર કે મ્હોંમાં ચાંદાં પડે છે. એક અથવા બંને સાથળના મૂળમાં બદ થાય છે. પણ તે ઘાણી ન પાકતાં કઠિન સ્થિતિમાં અવીને એવી રહે છે. કેટલીક વખત નરમ ચાંદીએ એવું રૂપ પકડયું હોય છે કે તેથી તેને કઠિન ચાંદીમાંથી ઓળખવી મુશ્કિલ થઇ પડે છે. એટલા માટે તેમનાં મુખ્ય ચિન્હો જુદાં જુદાં નીચે આપ્યાં છે.

પહેલી–સ્ત્રીગમન પછી એક અથવા બે દિવસ પછી અથવા આઠવાડીઆની અંદર થાય છે.

બીજી–સ્ત્રીગમન પછી એકથી ત્રણ અઠવાડીઆંમાં થાય છે.

પહેલી–દાબી જોતાં તળીએ નરમ લાગે છે.

બીજી–દાબતાં કઠિન લાગે છે.

પહેલી–ક્ષતની કોર ઊંચી અને વચ્ચે સપાટી બેઠેલી હોય છે, તથા તેમાંથી ઘટ્ટ પરુ નીકળે છે.

બીજી–ચાંદુ ન્હાનું, કોર બહાર વળેલી, સપાટી લાલ હોય છે, અને પરુ પાતળું નીકળે છે.

પહેલી–ચેપ લાગીને એકમાંથી વિશેષ ચાંદાં પડે છે.

બીજી–ઘણું કરી એક કરતાં વધારે ક્ષત પડતાં નથી.

પહેલી–ક્ષતનો ચેપ બીજે લગાડવાથી ત્યાં પણ ક્ષત થાય છે.

બીજી–ચેપ શરીરના બીજા ભાગમાં લગાડવાથી ત્યાં ક્ષત થતું નથી.

પહેલી–એક અથવા બન્ને સાથળમાં બદ થાય છે, અને ઘણું કરીને પાકે છે.

બીજી–એક અથવા બન્ને બાજૂએ બદ થાય છે; પણ ઘણું કરીને તે પાકતી નથી.

પહેલી–આ ક્ષતમાં પ્રસરવાનો તથા સડવાનો ગુણ છે, અને બેદરકાર રહેવાય તો આખો અવયવ સડી જાય છે, તથા રુઝાતાં વિલંબ થાય છે. પીડા અને સોજો વધારે હોય છે.

બીજી—સડવાનો કે પ્રસરવાનો સ્વભાવ નથી, અને જલદી રુઝાય છે. પીડા અને સોજો હોતો નથી.

પહેલી—જે ભાગમાં ચાંદી થઇ હોય ત્યાં જ તેની અસર રહે છે; શરીરમાં બીજે અસર થતી નથી.

બીજી—આની અસર શરીરના બીજા ભાગોમાં થાય છે, અને ઓષ્ઠમાં તથા મ્હોંમાં ચાંદાં પડવાં વગેરે ચિન્હો થાય છે.

આ પ્રમાણે જૂદાં જૂદાં લક્ષણોથી એકમાંથી બીજી જાત ઓળખાઇ આવે છે. કેટલીક વખત આ બન્ને જાતની ચાંદી સાથે પણ થાય છે ખરી. ક્વચિત્ કઠિન ચાંદીને ભૂલથી નરમ ચાંદી લેખી જવાય છે, અને શરીરમાં બીજો ઉપદ્રવ થાય ત્યારે જ ખરી ખબર પડે છે.

## ઉપદંશની બીજી સ્થિતિ તથા શરીરપર તેની અસર.

આ સ્થિતિની ટાંકીમાં જનનેંદ્રિય ઉપરનું વિષ શરીરમાં પ્રવેશ કરી લોહીને રસ્તે સર્વત્ર ફેલાય છે, અને શરીરનો દરેક ભાગ આ રોગનો ભોગ થઇ પડે છે. વ્યભિચારથી આ રોગ થાય છે. અથવા બીજાના ક્ષતનું પરુ લાગવાથી પણ આ રોગ થવાનો સંભવ રહે છે. શીતળા કાઢતી વખતે એક બાળકનો ચેપ બીજા તંદુરસ્તને લાગવાથી પણ આ રોગ થાય છે. તે એટલું જલદ ઝેર છે કે સામાન્ય પ્રસંગ પ્રાપ્ત થતાં તરત દાખલ થઈ જાય છે. કઠિન ચાંદીમાંથી શરીરમાં વિષ દાખલ થાય છે, એમાં તો કાંઇ શક નથી; પણ નરમ ચાંદીમાંથી સુદ્ધાં કેટલીક વખત ચાંદી તેની બીજી સ્થિતિમાં આવે છે, એવી પણ કેટલાકની માન્યતા છે. નરમ ચાંદીની બેદરકારી રાખવાથી તે કઠિન સ્થિતિમાં આવે છે, તો જ તેનો ચેપ શરીરમાં દાખલ થાય છે; પણ તેમ થયા વિના આ પ્રમાણે થવાનો થોડો સંભવ છે. કેટલીક વખત નરમ અને કઠિન ચાંદી સહેલાઇથી ઓળખાઇ આવે છે, અને તેથી તેનું પરિણામ કેવું આવશે એ સમજી શકાય છે; પણ કેટલીક વખત સ્પષ્ટ અભિપ્રાય બાંધી શકાતો નથી, અને ઉપદંશ તેની બીજી સ્થિતિમાં આવશે કે નહિ એ કહી શકાતું નથી.

આ સ્થિતિમાં અનેક દરદ દેખાવ દે છે. ચાંદીવાળા દરદીને જો કોઇ બીજી તદ્દન જૂદી જ જાતનો રોગ થાય તો પણ તેનું મૂળ આ દરદમાં નથી એમ ખાત્રીથી કહી શકાય નહિ. ઘણું કરી એવાં માણસોને જે રોગ થાય છે તે આ ઝેરી ચેપના પ્રભાવથી જ થાય છે. એવા વિચિત્ર આકારમાં આ રોગ દેખાય છે કે, ઘણા અનુભવ સિવાય એકમાંથી બીજો ઓળખી શકાતો નથી.

લક્ષણ:—પ્રથમ થયેલી ચાંદી રુઝાઇ ગયા પછી કેટલાક વખત સૂધી આ બીજી સ્થિતિનાં લક્ષણો દેખાતાં નથી; પરંતુ કેટલોક વખત શરીરમાં ઢંકાઇ રહી, પછી દેખાવ દે છે. પ્રથમની રુઝાયલી જગ્યા કિંચિત્ કઠિન રહે છે, અને દરદી પોતાને સાજો થયેલો માને છે; કિન્તુ શરીરમાં રહેલું ઝેર જ્યારે તેની પૂર્ણ સ્થિતિએ આવે છે કે તરત શરીરમાં પ્રથમ થોડો તાવ ચઢી આવે છે, અને તે સાથે ગળું દુખવા માંડે છે તેમજ ખોરાક અથવા પાણી ઉતારતાં વેદના થાય છે. મ્હોં ઉઘાડીને જોવામાં આવે તો અન્નમાર્ગનું દ્વાર સહજ સુજેલું દેખાય છે. જીભ ઘણું કરીને આવી ગઇ હોય છે, અને તે લાલ દેખાય છે. કેટલાકને તાવ અને ગળાંના સોજા સખ્ત હોય છે ત્યારે કેટલાકને થોડા હોવાથી દરદી થોડી દરકાર રાખે છે. આ દરદમાં શરીરનો અમુક ભાગ જ ઝલાય છે એમ નથી. પણ તે લોહીનો બગાડ હોવાથી હરકોઇ વખતે ગમે તે ભાગને દુ:ખ દે છે. જો પ્રથમની ચાંદી ગંભીર થઇ પડી હોય તો તેનું ઘણું ઝેર શરીરમાં મિશ્રિત થવાથી બીજી સ્થિતિમાં તે ભયંકર રૂપ પકડે છે. સઘળા દરદીઓને અમુક ક્રમમાં આ રોગ થતો નથી. કોઇને પ્રથમ તાવ આવી ગળું સુજી આવે છે તો કોઇને પ્રથમ એકાએક મ્હોં સુજી આવી શરીર ઉપર ફોલ્લીઓ નીકળે છે. કેટલાકની આંખને પ્રથમ અસર થાય છે તો કેટલાકના કાન અને નાકમાં દરદ થાય છે. કેટલાકને વૃષણમાં પીડા થાય છે, તથા સાંધા ઝલાઇ જાય છે અને હાડકામાં આ રોગ પ્રવેશ કરી દુખાવો ઉત્પન્ન કરે છે. પ્રથમ જેઓ તદ્દન તંદુરસ્તી ભોગવતા હોય છે એવા ઘણા આ નાશકારક રોગનો ભોગ થઇ હમ્મેશાંને માટે દુર્બળ અને ફીક્કા ચહેરાવાળા થઇ જાય છે. આંખની પાંપણોના અને શરીરના બીજા ભાગના વાળ ખરવા માંડે છે, કેટલાકની આંખો ઝીણી અને ઝાંખી થઇ જાય છે, નાક સડી ગયું

હોય એવી દુર્ગંધ આવે છે, દાંતના પારા સુજી આવે છે અથવા ફીક્કા પડી જાય છે, દાંત સડીને હાલવા માંડે છે. કેટલાકનો શ્વાસ અતિશય દુર્ગંધયુક્ત હોય છે. સાંધામાં અતિશય દુખાવો થવાથી તથા કેટલીક વાર તે સુજી આવવાથી દરદીથી હાલીચાલી પણ શકાતું નથી. દરદનું જોર વધે છે. સાંધામાં થતા દરદથી રાત્રે નિદ્રા પણ આવતી નથી. કેટલાકનાં હાડકાં સુજી જઇ સડવા લાગે છે. કેટલાકના તાળવાનું હાડકું સડી અંદર ખાડો પડે છે, નાક તથા મ્હોંનો સંબંધ એક થઇ જવાથી અવાજ અસ્પષ્ટ નીકળે છે, અને નાક બેસી જાય છે.

આ રોગ મુખ્યત્વે કરીને જડમૂળમાંથી જવો મુશ્કિલ છે, અને કેટલાક એમ પણ માને છે કે તે મૂળમાંથી જતો જ નથી. રોગી શરીરે મજબૂત હોય, અને પ્રથમની સ્થિતિની ટાંકી થોડે અંશે થઈ હોય, તો દરદ મૂળમાંથી જાય છે; નહિ તો થોડો વખત બંધ થઇ, શરીરમાં છુપાઇ રહે છે, અને સામાન્ય કારણ મળતાં પુનઃ દર્શન દે છે. પરેજીમાં નહિ જેવો ફેર પડે છે અથવા શરીરમાં સહજ નિર્બળતા આવે છે એટલે આ રોગ ફરીથી દેખાય છે. જૂદાં જૂદાં જે રૂપમાં તે દેખાય છે, તેનું કેટલુંક વર્ણન અત્રે કરવું અમે આવશ્યકીય ધારીએ છીએ.

## ૧ શરીર ઉપર લાલ રંગનાં ચાઠાં થાય છે.

આ ચાઠાં શરીરના સકળ ભાગમાં જોવામાં આવે છે. હાથ પગ અને પેટ તથા છાતી ઉપર પણ તે થાય છે; મ્હોં ઉપર પણ દેખાય છે. આકારમાં બેઆનીથી અડધા રૂપિયા જેવડાં હોય છે. કેટલીક વખત એકલી હથેળીમાં કે પગનાં તળીઆંમાં જ થાય છે. જો આ ચાઠાં જોરમાં હોય છે તો પાકવાની સ્થિતિએ પણ પહોંચે છે. કેટલીક વખત તે નરમ હોઇ શરીરપર ફક્ત કાળા ડાઘ જેવાં દેખાય છે. કેટલીક વખત ચાઠાં ભીંગડાં જેવાં અને ત્રાંબાના રંગનાં હોય છે, અને તે સાથે મ્હોં લેવાઈ ગયેલું તેમજ બેચેન દેખાય છે. દરદ વધતું જાય છે તેમ ચામડી વધારેને વધારે ખરબચડી થતી જાય છે, તથા ધોળા અથવા ભુરા રંગનાં ભીંગડાં ખરી પડી, તેની નીચે ક્ષત પડે છે. તેની કોર ત્રાંબાના રંગની હોય છે. કેટ-

લીક વખત આવાં ભયંકર ચાઠાંને બદલે મ્હોં, નાક તથા ખભા ઉપર નાની નાની ફોલ્લીઓ થઇ આવે છે. તે કદમાં ટાંકણીના માથાથી વટાણા જેવડી હોય છે. આ ફોલ્લીઓ કવચિત્ પાકીને એમાંથી લોહીમિશ્રિત પરુ નીકળે છે.

આવાં ચાઠાં થયાં પહેલાં દરદી શરીરે દુર્બળ અને નિસ્તેજ થઈ જાય છે, આંખો ભારે થઇ આવે છે, શારીરિક શકિત ઓછી થઇ જાય છે, ખોરાકપર રૂચિ થતી નથી, અને નિદ્રા પણ બરાબર આવતી નથી. હાડકાંમાં દરદ થવાની ફરિયાદ રોગી કરે છે, અને કેટલીક વખત હાડકાંને દોરડાંથી મજબૂત બાંધ્યાં હોય એવો ભાસ થાય છે. ઉપદંશને લીધે કેટલીક વાર ખરજવાં અને ગુમડાં પણ થઇ આવે છે. આ રોગને વિસ્ફોટકના નામથી ઓળખવામાં આવે છે. કાળા ડાઘવાળો વાતવિસ્ફોટક સમજવો; પિત્તવિસ્ફોટકમાં દાહ, તાવ, તૃષા એવાં ચિન્હો થાય છે, અને ફોલ્લાઓ ઠણકા મારે છે. કફવિસ્ફોટકના ફોલ્લા ઘણા કાળ પછી પાકે છે, શરીરમાં જડતા જણાય છે, અને ખરજ આવે છે. ફોલ્લાનો રંગ ધોળાશ પર અને કઠિન હોય છે.

## ૨ ગળાંનો સોજો.

આરંભમાં ગળું થોડું દુઃખે છે, અને ક્રમે ક્રમે ખોરાક ગળતાં અતિશય વેદના થાય છે. મુખ ઉઘાડીને જોયું હોય તો અંદર સોજો જણાય છે. તે ઉપર લાલાશ લાગે છે. કેટલીક વખત સોજા ઉપર ચરબી જેવો પદાર્થ પણ દેખાય છે. કાકડો પાકી આવે છે, અને તેનું ક્ષત પડી જાણે તેમાંથી થોડો ભાગ તૂટી પડયો હોય એવું જણાય છે; વળી કંઠમાંથી એક જૂદી જાતનો અવાજ નીકળે છે. કેટલીક વખત મ્હોં આવી જાય છે, જીભ, ઓષ્ઠ તથા ગાલના અંદરના ભાગમાં ચાંદાં પડે છે, અને દાંતના પારા સુજી આવે છે. કેટલીક વખત તાળવાંમાં ક્ષત પડી નાક ને મુખનો રસ્તો મળી જાય છે, શ્વાસ દુર્ગંધ મારે છે અને તાળવું અંદરથી બેસી જઇ બેડોળ થઇ જાય છે. જો આવું એકાદ ક્ષત પડવાનું હોય છે, તો અગાઉથી નાક શુષ્ક લાગે છે, તેમાં ગરમી જણાય છે, તથા વારંવાર નાક છીંકવાની પ્રવૃત્તિ થાય છે.

## ૩ ઉપદંશને લીધે થતાં હાડકાંનાં દરદો.

હાડકાં ઉપરનું પડ સુજી આવે છે તથા તે ઉપર મ્હોટો ટેકરો થઇ આવે છે. મુખ્યત્વે કરીને લાંબાં ગોળ હાડકાંમાં પગનું હાડકું આવી સ્થિતિમાં આવે છે, કવચિત્ હાંસડીનું હાડકું, અને વખતે કપાલના હાડકાની પણ આવી સ્થિતિ થાય છે ખરી. જ્યારે આ રોગ થવાનો હોય છે ત્યારે પ્રથમની ચાંદી રુઝાયા પછી, વખતે વખતે જે હાડકાંમાં આ રોગ થવાનો હોય તેમાં સંધ્યા સમયે થોડો દુખાવો થવા માંડે છે, અને કેટલીક વખત આ દુખાવો સમસ્ત રાત્રિ વીતી જતાં સૂધી રહે છે; પણ ઘણું કરીને સ્હવારના વખતે એ દુખાવો ઓછો થઈ જાય છે. ધીમે ધીમે આ દુખાવો વધતો જાય છે, અને દરદીને રાત્રે ઉંઘ પણ નથી આવતી, તથા શરીરને આરામ ન મળવાથી તાવ ચઢી આવે છે. જો સારા નસીબે આટલેથી જ દુખાવો બંધ પડે છે તો હાડકાંનો જે ભાગ સુજી ગયો હોય તે ઝીણાં ઝીણાં છિદ્રવાળો જણાય છે. પણ જો આ રોગ સારો ન થાય તો સડો હાડકાંની અંદર પહોંચે છે, અને કેટલીક મુદત સૂધી સડીને પરુ નીકળે છે. જો કપાલાસ્થિ આવી સ્થિતિમાં આવે છે, તો તેથી મગજને હાની થઇ દરદી મરી પણ જાય છે. જો કે આવો પ્રકાર ભાગ્યે જ બને છે, તો પણ બેદરકારીથી નુકસાન થાય છે એમ કહેવામાં અગત્યનો અંશ માત્ર પણ નથી.

કેટલીક વખત હાડકાંનો સોજો ન થતાં ફક્ત સાંધા દુખે છે, અને સંધિવાના જેવી વેદના થાય છે. એને ફિરંગ કહે છે. હાડકાંના આ દરદમાં માથું સખ્ત દુખે છે, અને જે ભાગને અસર થઇ હોય તે એવો દુખે છે કે તેને ભૂલથી સંધિવા લેખી જવાય છે, અને તેથી ઉપચારમાં તફાવત પડવાથી ઉલટો ગેરફાયદો થાય છે. જ્યારે પ્રથમની ચાંદીનાં સ્વરૂપ પૂર્ણ અવસ્થામાં જણાયાં હોતાં નથી, તથા તેના આરંભના ઉપદ્રવને ખસ તરીકે ગણી કાઢવામાં આવ્યો હોય છે, તેમજ તેથી જ્યારે દરદીને કાંઇ પીડા ન થતાં દરદી તરત સાજો થયો હોય છે ત્યારે ચાંદી થવાનું જ્ઞાન દરદીને રહેલું હોતું નથી. પછી વખત જતાં દરદીને સાંધાનું એકાદ ગંભીર દરદ થાય છે, ત્યારે તેને ઓળખવામાં ઉપરની ભૂલ થવાનો સંભવ છે. કારણ કે દરદીને ચાંદી થયાની ખબર ન હોવાથી તે પૂરતો

ખુલાસો આપી શકતો નથી, અને તેથી જે દરદ ગરમીનું હોય છે તે ભૂલથી સંધિવામાં ગણાઇ જાય છે.

## ૪ આંખનાં દરદો.

આંખના દરદો પણ આ રોગને લીધે થતાં જોવામાં આવે છે. આ રોગનાં ચિન્હો શરીરમાં દેખાયા પહેલાં કેટલીક વખત આંખ દુખવા આવે છે. ઘણી વખત આંખનું દરદ પાછળથી થાય છે. આંખમાં ચીપડા બાઝી રહે છે, તેની પાંપણો ખરવા માંડે છે. અને આંખ ઝીણી તેમજ તેજોહીન થઇ મસ્તિષ્કમાં વેદના થાય છે તથા નિદ્રા આવતી નથી. જો આંખની બરાબર સારવાર કરવામાં ન આવે તો વખતે આંખ જતી પણ રહે છે.

આ સિવાય શરીરના અંદરના અવયવો પણ આ રોગમાં સપડાય છે. ફેફસાં અને યકૃતમાં ઉપદંશની અસર લાગૂ પડે છે. આવી અસર થવાને ઘણો વખત લાગે છે. બીજી સ્થિતિની ચાંદી ઘણા સમય સૂધી ચાલે તો અંદરના અવયવોને પણ અસર થાય છે. દરદીનું શરીર નિર્બળ હોય તો આવી અસર થવામાં ઉત્તેજન મળે છે. ફેફસાંમાં જો રોગ લાગૂ પડે છે તો ક્ષયનાં ચિન્હો જણાય છે; માટે ક્ષયમાં ભૂલાવો ન ખવાય એ વિશે સંપૂર્ણ સાવધાનતા રાખવી જોઇએ. મગજને આ વ્યાધિ લાગૂ પડે છે તો વાઇ, દીવાનાપણું, અથવા પક્ષાઘાતનું દરદ થઈ આવે છે. કેટલીક વખત વાતરકતની માફક નાક સડીને ખરી પણ પડે છે તથા કેટલાંક હાડકાં એવા સડે છે કે, તેને કાપ્યા સિવાય છુટકો થતો નથી. કેટલીક વાર વૃષણનો સોજો થઇ આવે છે અને વૃદ્ધિનાં ચિન્હો જણાય છે.



# દશમ અધ્યાય.

### બદ.

જાંગનાં મૂળમાં ગાંઠ થાય છે તે બદ કહેવાય છે. અંગ્રેજીમાં તેને Bubo કહેવામાં આવે છે. કેટલીક વખત પગના કોઈ ભાગમાં ગુમડું થયું હોય અથવા કાંઇ હરકત પડવાથી ક્ષત પડયું હોય,

તો પણ સાથળના મૂળ પાસે ન્હાની ન્હાની ગાંઠો બંધાય છે. આ ગાંઠોમાં અને બદમાં તફાવત છે. ન્હાની ગાંઠો થાય છે એને આપણે વૅળ ઘાલી એમ કહીએ છીએ. વૅળથી કાંઇ નુકસાન થતું નથી, અને થયેલું ગુમડું અથવા પડેલું ક્ષત રુઝાઇ ગયા પછી તે સારી થઇ જાય છે. બદ મુખ્યત્વે કરીને આ વૅળના કરતાં ઉંચી હોય છે, અને તે બરાબર સાથળના મૂળમાં જ હોય છે. પ્રમેહમાં અને ટાંકીના દરદમાં બદ થાય છે. પ્રમેહની બહુધા પાકતી નથી, અને જો તેની બરાબર સારવાર કરવામાં આવે, તથા દરદી હાલવા ચાલવાનું થોડા દિવસ માટે બંધ રાખે, તો તરત સારી થાય છે. પણ ટાંકીની બદ ઘણું કરી એક અથવા બે સાથળમાં થાય છે, અને તે પાકી અંદરથી પરુ નીકળે છે. પ્રમેહની બદ હોય તો તેને બેસાડવાના ઉપાય કરવાથી આરામ જણાશે.

ઉપદંશની બદોમાં પણ તફાવત છે. નરમ ટાંકીની જે બદ થાય છે તેમાં કઠિન ટાંકીની બદ કરતાં પાકવાનો સંભવ વિશેષ છે. આ બદ ક્વચિત્ એક કરતાં વધારે પણ થાય છે, અને તે પાકી તેમાંથી પરુ નીકળી જાંગના થડમાં ખાડા પડી રહે છે, તથા દરદીને કેટલોક વખત ચાલવા હાલવામાં મુશ્કેલી પડે છે. જનનેંદ્રિયમાં જે તરફ ટાંકીનું ક્ષત હોય તે તરફ બદ થાય છે અને જો ક્ષત વચમાં હોય તો બન્ને બાજુએ થાય છે. બદ મ્હોટી થઈ પાકવા ઉપર આવે છે ત્યારે તેમાં ઘણું કષ્ટ થાય છે, અને દરદીને તાવ ચઢી આવે છે. કઠિન ચાંદી સાથે બદ થાય છે તે મુખ્યત્વે કરીને પાકતી નથી, તેમ તેમાં નરમ ટાંકીની બદ જેટલી પીડા પણ થતી નથી. ટાંકી સાથે બદ થવાનું કારણ એ છે કે, ટાંકીનું વિષ લિંફૅટિક નસોમાં થઈ ત્યાં એકઠું થાય છે. કઠિન ચાંદીનું વિષ આખા શરીરમાં પ્રસરે છે; પણ નરમનું વિષ ફકત ત્યાં જ એકઠું થાય છે, અને તેથી જ નરમ ટાંકીમાં તે પાકે છે. આ બદની જો યોગ્ય સારવાર કરવામાં ન આવે તો ત્યાં ઉંડા ઘારાં પડી જાય છે અને વખતે જાંગની ધોરી નસ સૂધી પહોંચી પ્રાણહારક પરિણામ લાવે છે.



# એકાદશ અધ્યાય.

## મૂત્રરોગ.

આ રોગ પેશાબનો છે. મૂત્રાશય અને ગુરદાનાં બંધારણ અથવા કામકાજમાં ફેરફાર પડવાથી એની ઉત્પત્તિ થાય છે. સામાન્યત: પેશાબ જેટલો ઉતરવો જોઇએ તેના પ્રમાણમાં ફેરફાર થઇ જાય છે, અને કેટલીક વખતે એવા ઉતરેલા પેશાબમાં જૂદા જૂદા પદાર્થો નીકળે છે. પેશાબ રોગવાળો છે કે નહિ એ નક્કી કરવા માટે પ્રથમ તો તે તંદુરસ્ત સ્થિતિમાં કેવો હોય છે એ દર્શાવવાની જરૂર છે, જેથી તંદુરસ્ત અને રોગી પેશાબ વચ્ચેનો ફર્ક તરત જણાઈ આવે.

તંદુરસ્ત મૂત્ર નિર્મળ, સહજ પીળાશપર અથવા ફીક્કા રંગનું હોય છે. ચોખ્ખા તલના તેલ જેવો તેવો રંગ હોય છે, અને તેને થોડો સમય રહેવા દીધું હોય, અથવા ગરમી લગાડી હોય તો તેમાં નીચે કાંઇ પણ પદાર્થો ન જામતાં એમોનિયાના જેવી વાસ આવે છે. તંદુરસ્ત માણસોને આખા દિવસમાં ૩૦ થી ૪૦ આંઉસ પેશાબ ઉતરે છે. શિયાળાના કરતાં ઉનાળામાં થોડો ઉતરે છે. ઋતુના પરિવર્ત્તનને લીધે પેશાબમાં આવું પરિવર્ત્તન થવા છતાં શરીરમાં કાંઇ હરકત થતી નથી. ઉનાળામાં મૂત્ર ઓછું થવાનું કારણ એ છે, કે એ ઋતુમાં શરીરના અવયવોમાંથી પરસેવો થઇ કેટલુંક પ્રવાહી નીકળી જાય છે. પેશાબના રૂપરંગમાં ફેરફાર થવો એ શરીરના કોઇ અવયવમાં બગાડ થવાની નિશાની છે ખરી; પરંતુ સામાન્ય પરિવર્ત્તનથી એકદમ એવો મત બાંધી શકાતો નથી. કારણ કે પાણી પીધા પછીનો જે પેશાબ આવે છે તેમાં અને નક્કર ખોરાક લીધા પછીના પેશાબમાં, તથા આખી રાત્રિ સૂઇ રહી સ્હવારે કરેલા પેશાબમાં, સહજ તફાવત જોવામાં આવે છે. આથી એમ ન સમજવું કે શરીરમાં કાંઇ બગાડ થયો હશે. સ્હવારનો પેશાબ પરીક્ષા કરવાના કાર્યમાં વધારે પસંદ કરવા લાયક છે. કારણ કે રાત્રે ખોરાક અને પાણી ઘણું કરી ન લેવાયાથી ગુરદા ઉપર તેની કાંઈ અસર ન થતાં કુદરતી રીતે તેઓ પોતાનું કામ કરે છે અને તેથી તંદુરસ્તી કે બગાડ જે હોય છે તે તેના ખરા સ્વરૂપમાં માલુમ પડી આવે છે.

પેશાબની સ્થિતિ ઉપર પ્રમાણે હોય તો તે તંદુરસ્ત કહેવાય છે, અને તેમાં જે ફેરફાર થાય તે રોગની નિશાની સમજવી. કેટલીક વખત પેશાબ ઉતરવો જોઇએ તે કરતાં ઓછો ઉતરે છે, અને કેટલીક વખત વધારે ઉતરે છે. ઓછો ઉતરવાનું કારણ પ્રવાહી પદાર્થો થોડા લેવાતા હોય તે, અથવા શરીરના કોઈ ભાગને વરમ થયો હોય તે છે. વધારે ઉતરવાનું કારણ પ્રવાહી પદાર્થોનું વિશેષ સેવન, અથવા બહુમૂત્રનો રોગ કે હિસ્ટિરિયા જેવું કોઇ, જ્ઞાનતંતુઓની સ્થિતિ જેમાં ઉશ્કેરાયલી રહે એવું દરદ હોય છે.

પેશાબનું જ્યારે કોઇ દરદ થાય છે ત્યારે તેમાં અનેક પદાર્થો માલૂમ પડે છે. જ્યારે કોઇ પદાર્થો પેશાબમાં પડે છે ત્યારે તેની કુદરતી સ્વચ્છતા જતી રહે છે, અને તે થોડી વાર રહ્યા પછી થોડો ઘણો ડૉળાયલો લાગે છે. કેટલીક વખત વાદળાં જેવો કોઇ પદાર્થ મૂત્ર ઉપર તરતો જણાય છે, અને કેટલીક વાર એ પદાર્થ તળીએ બેઠેલો હોય છે. આવી રીતે પેશાબમાં જે પદાર્થો નીકળે છે તેમનું વર્ણન નીચે પ્રમાણે છે:—

યૂરિક ઍસિડ:—જ્યારે આ ઍસિડ પેશાબમાં હોય છે ત્યારે પેશાબ અમ્લ હોય છે. તેનો રંગ રાતા ભુરા રંગનો હોય છે, અને જામ્યા પછી નીચે પીળા રંગની ઝીણી રેતી જેવાં રજકણ દેખાય છે. ગરમી લગાડ્યાથી આ કણો પીગળી જતાં નથી. નાઇટ્રિક ઍસિડથી તે પીગળે છે, પણ હાઇડ્રોક્લોરિક અને ઍસેટિક ઍસિડની અસર તેપર થતી નથી, એ તેને ઓળખવાની એક યુક્તિ છે. આ ઍસિડવાળા મૂત્રમાં લાઇકર પોટાસ નાખી તેને ગરમ કર્યું હોય તો તે ઓગળી જશે.

યૂરેટ ઑફ લાઈમ અને સોડા:—આ પદાર્થવાળો પેશાબ ઘટ્ટ હોય છે; તેમાં ડૉળ જેવું જણાય છે; અને ગરમ કરવાથી પેશાબ સ્વચ્છ થાય છે.

ઍમોનિયાના ક્ષાર:—આવા પદાર્થોવાળો પેશાબ ફીક્કા રંગનો હોય છે. ગરમ કરવાથી તેમાં આલ્બ્યુમિન જેવો પદાર્થ દેખાશે. આલ્બ્યુમિનમાંથી તેને ઓળખવા માટે તેમાં નાઇટ્રિક ઍસિડ નાખવામાં આવે છે. જો એ પદાર્થ ઓગળી જાય તો તે આલ્બ્યુમિન નહિ, પણ ઍમોનિયાનો એકાદ ક્ષાર છે એમ સમજવું.

**આલ્બ્યુમિનઃ**—આ પદાર્થવાળા પેશાબને એક કાચની નળીમાં લઇ ગરમ કર્યો હોય તો આ પદાર્થ ઘટ્ટ થઈ, વાદળાં જેવો પદાર્થ અંદર દેખાશે. જો પેશાબ અમ્લ હશે તો જ આ પ્રમાણે થશે; પણ જો તે અમ્લ વિરુદ્ધ (ઍલ્કેલીન) હોય તો તેમાં નાઇટ્રિક કે ઍસેટિક ઍસિડનાં થોડાં ટીપાં નાખી પછી ગરમી આપવી. આ સિવાય સાકર પણ પેશાબમાં પડે છે. આ ઉપરાંત યૂરિક ઑકસાઇડ, ફૉસફેટ ઑફ લાઇમ, કારબોનેટ ઑફ લાઇમ, પરુ, લોહી વગેરે પદાર્થો પડે છે. પણ આ વિષયમાં દરદીઓને પોતાની મેળે કાંઇ સૂજે એવું ન હોવાથી તેનું અત્રે વર્ણન કરવું નિરર્થક છે.

મૂત્રની પરીક્ષામાં દેશી ગ્રંથકારોનો એવો અભિપ્રાય છે કે, સ્હવારના પેશાબને એક કાચના વાસણમાં લઇ તેની યોગ્ય પરીક્ષા કરવી. જૂદી જૂદી જાતના ખારો કે સાકર વગેરે ઓળખવાની અમુક રીત એમાં નથી. ફકત દરદીના ભવિષ્ય વિશે જ એમાં ઇશારા કર્યા છે. પ્યાલામાં રાખેલા પેશાબમાં એક સળીથી તેલનું ટીપું નાખતાં, જો તે ટીપું એમને એમ રહી તેની ઉપર તરે તો દરદી મુશ્કેલીથી સાજો થવાની એ નિશાની છે. જો ટીપું પથરાઇ જાય તો તરત સાજો થશે એમ ગણાય છે; પણ જો ટીપું પેશાબમાં નીચે જઇ બેસે તો દરદીની સાજા થવાની આશા છોડી દેવામાં આવે છે.

## બહુમૂત્ર.

આ એક ભયંકર રોગ છે. એને અંગ્રેજીમાં Diabetes કહે છે. એમાં મૂત્ર બહુ જાય છે, અને મૂત્રમાં સાકરનો ભાગ વિશેષ હોય છે. મુખ્યત્વે કરીને આ રોગમાં પેશાબ પારદર્શક અને રંગમાં ફિકાશપર હોય છે; તેને હલાવતાં તેમાં ફીણ ચઢે છે; તેમાંથી મધને મળતી વાસ આવે છે. બીજા રોગના કરતાં આમાં અજાયબી એ છે, કે બીજામાં ભૂખ ઓછી લાગે છે, પણ આમાં ખાવાની રૂચિ વધે છે. કેટલાકને પેટમાં બેચેની રહે છે; તૃષા અતિશય લાગે છે, અને તે સહન થતી નથી; મોઢું સૂકું સૂકું થઇ રહે છે; જીભ રતાશપર હોય છે; રસના એટલે સ્વાદ લેવાની શકિત ઓછી થઈ જાય છે, ત્વચા સુકી રહે છે; શરીરમાં નિર્બળતા જણાય

છે, સાંધાઓમાં કળતર થાય છે, દસ્ત કબજ રહે છે, અને અનિયમિત ઉતરે છે; વખતે મૂત્રછિદ્ર પાસે સહજ સોજો દેખાય છે, દૃષ્ટિ ઝાંખી થાય છે, અને આંખમાં દુખાવો થાય છે; ઉત્પાદક ઇંદ્રિયમાં નિર્બળતા આવી જાય છે. જો આ રોગ બહુ ટકે છે તો કેવળ ષંઢત્વ આવી જાય છે. જો પેશાબને ગરમ સ્થળે રાખ્યો હોય તો તેની સપાટી ઉપર લોટ ભભરાવ્યો હોય એમ લાગે છે. આ રોગવાળા દરદીનું થુંક અમ્લ હોય છે. આ રોગના મુખ્ય બે ભાગ છે:—

**મધુપ્રમેહ:**—આ રોગનાં ચિન્હો ઉપરનાં ચિહ્નોને મળતાં જ છે. પેશાબ વધારે આવે છે, સ્વાદમાં તે ગળ્યો હોય છે, તેમાં મધની ગંધ આવે છે, તેમાં થોડા કે ઘણા પ્રમાણમાં સાકર હોય છે, શરીર અશકત થઇ જાય છે, તૃષા ઘણી લાગે છે, એ વગેરે ઉપરાંત કહ્યાં તે ચિન્હો જણાય છે. મુખ્યત્વે કરીને ખાવાની રૂચિ અને દસ્તની કબજીઆત આમાં વિશેષ રહે છે, દાંતના પારા સહજ રતાશ ઉપર અને નરમ રહે છે, શરીરમાંથી માંસ ઓછું થાય છે, મન નિર્બળ થાય છે, અને સ્મરણશકિત ઓછી થઇ જાય છે, સ્વભાવ ચિંતાતુર અને ચીડીઓ થઇ જાય છે, પેશાબની હાજત એટલી સખત લાગે છે કે કલાકે કલાકે પેશાબ કરવા બેસવું પડે છે. આખા દિવસમાં દશ શેર અથવા કોઇને વીસ–પચીસ શેર જેટલો પેશાબ ઉતરે છે. આ દરદમાં મૂત્રમાર્ગમાંથી રસી નીકળે છે, અને તેથી જ તેની ગણના પ્રમેહમાં કરીને તેને મધુપ્રમેહ એટલે સાકરીઓ પ્રમેહ કહે છે. ખોરાક લીધા પછી અથવા સાકરના પદાર્થો ખાધા પછીના પેશાબમાં સાકરનો ભાગ વધારે પડે છે. થોડા પેશાબને કાચની નળીમાં લઇ, તેમાં તેટલું જ કયુપ્રિક સલ્ફેટનું પાણી તથા લાઇકર પોટાસ ઉમેરી તેને ગરમ કરવું. આમ કરવાથી તેનો રંગ રાતો કાળો થઇ જાય તો તેમાં સાકર છે એમ સમજવું. સાધારણ નિશાની એ છે, કે પેશાબને થોડો વખત રાખવાથી તે ઉપર કીડીઓ ચઢવા માંડશે. રોગીની ત્વચા પણ ભુખરી લાગે છે.

આવા દરદીને જો રોગ વધે, તો છેવટના ભાગમાં ક્ષયનાં ચિન્હો થાય છે. આ સિવાય યકૃતના વ્યાધિ, માથાપર લોહી ચઢી જવાનો રોગ, વગેરે થાય છે. કેટલાકને ત્વચાના રોગ થાય છે,

કોઇને પાકું થાય છે, નિર્બળતા વધતી જઈ દરદી બેશુદ્ધ થાય છે અને અંતે મરણ પામે છે.

## મૂત્રગાંઠ.

આ રોગ એવો છે કે જેમાં પેશાબ કરતાં હરકત થાય છે. તે ધીમે ધીમે અથવા ટીપે ટીપે ઉતરે છે. કોઈ વાર વાંકી ચુંકી ઝીણી ધાર થાય છે, અને પેશાબ કરતાં દુખાવો થાય છે. આ રોગથી શરુઆતમાં વિશેષ દુઃખ પડતું નહિ હોવાથી ધીમે ધીમે તે વધે છે, અને ભવિષ્યમાં અતિશય નુકસાન કરે છે.

સ્ટ્રિક્ચર (મૂત્રગાંઠ)ની બે જાત છે. એકને સ્પેઝ્મૉડિક, અને બીજીને પરમૅનન્ટ કહે છે. પહેલી સ્નાયુના સંકોચાવાથી થાય છે અને બીજી થવાનું મુખ્ય કારણ પ્રમેહ છે. પ્રમેહને લીધે અથવા પ્રમેહ વખતે અયોગ્ય રીતે મારેલી પિચકારીઓથી અંદર ગાંઠ જેવું થઇ આવી પેશાબને રોકે છે. હસ્તદોષથી, અતિ વિષયથી, અને ગરમ હવાવાળા પ્રદેશનો પવન લેવાથી પણ તે થાય છે.

**સ્પેઝ્મૉડિક સ્ટ્રિક્ચરઃ**—આ ગાંઠ મુખ્યત્વે કરીને મૂત્રાશયના ગળા પાસે થાય છે. તંદુરસ્ત માણસોને શરદીમાં ફરવાથી, પેશાબને ઘણી વાર રોકવાથી, હોજરી અને આંતરડાંના કાંઈ ફેરફારથી, અથવા અતિશય ઘોડાની સવારી કરવાથી થાય છે.

**પરમૅનન્ટ સ્ટ્રિક્ચરઃ**—પહેલી જાત કરતાં આ જાતની ગાંઠ વધારે ભયંકર છે. મૂત્રમાર્ગનું અંદરનું પડ સુજવાથી તે થાય છે. પ્રથમ પેશાબ થોડો થોડો ઉતરતાં અંતે તે ટીપે ટીપે ઉતરે છે. જ્યારે ઘણી શરદી લાગે ત્યારે, અથવા આવું દરદ હોય તે છતાં ઘોડાની સવારી લાંબો વખત કરી હોય, અને પેશાબની હાજત રોકી હોય તો પેશાબ તદ્દન બંધ જ થઈ જાય છે. દરદીને જનનેન્દ્રિયના ફૂલ ઉપર ખરજ આવે છે, અને બહુધા ત્યાં દુખાવો થાય છે. મૂત્રમાર્ગમાંથી ચીકણો પદાર્થ નીકળે છે, અને તેથી પ્રમેહની ભ્રાંતિ થાય છે. કેટલીક વખત આ સોજો મૂત્રાશય સૂધી પહોંચે છે. દરદીને રાત્રે વારંવાર ઉઠવું પડે છે, પેશાબ તદ્દન બંધ રહેવાથી આંચકી આવવા જેવું થાય છે, નિદ્રા ન આવવાથી તથા દુઃખથી દરદી લેવાતો જાય છે, અને મ્હોં નિસ્તેજ બની જાય છે; ક્ષુધા કમી

થઈ જાય છે, દરદીને વારંવાર કમકમાટી આવે છે, વાંસો ફાટે છે અને તેમાં દુ:ખ થાય છે. મૂત્રાશય ભરાઇ જવાથી ફાટું ફાટું થાય છે, અને વખતે ફુક્કો ફાટે છે, તથા દરદી મરણ પામે છે.

# દ્વાદશ અધ્યાય.

## અંતરગળ.

આ ભીષણ રોગ અંગ્રેજીમાં 'હર્નિયા' Hernia અથવા 'રપ્ચર' Rupture નામથી ઓળખાય છે. પુરુષની શક્તિ નિર્બળ થઈ જવામાં આ રોગ પણ એક મુખ્ય કારણરૂપ છે. પ્રથમ આ રોગની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તેનું થોડું વર્ણન અત્રે આપવું અમે ઉચિત ધારીએ છીએ. દરદીને આ રોગ થાય છે એટલે તરત તેને એ સંબંધીની કાંઈ ખબર પડતી નથી. પોતાને થતી પીડા કેટલી પ્રાણહારક નીવડવાની સંભાવના છે એનું તેને જ્ઞાન હોતું નથી; પરંતુ જ્યારે તે કોઈ વૈદ્ય કિંવા ડૉકટરની સલાહ લે છે ત્યારે જ આ રોગની ગંભીરતા તેના સમજવામાં આવે છે.

પુરુષના પેઢુ નીચે જ્યાં બન્ને પગ એકત્રિત થયેલા છે ત્યાં આવેલી નળીમાં, પેટમાંના આંતરડાનું ઉતરી પડવું, અથવા તો એ નળીમાં આંતરડાના થોડાક ભાગનું દબાઇ જવું એને અંતરગળ કહેવામાં આવે છે. જો આ રોગની સત્વર સારવાર કરવામાં નથી આવતી તો કદાચ રોગીનું મૃત્યુ પણ નીપજે છે.

પુરુષનું આંતરડું જે નળીમાં ઉતરી પડે છે તે નળી 'ઇનગ્વાંઈનલ-કૅનલ' (Inguinal canal)ને નામે ઓળખાય છે.

હવે જે કારણોથી અંતરગળનો રોગ લાગૂ પડે છે, એ કારણો દર્શાવવામાં આવે છે. કોઇ પણ ભારે વજનદાર વસ્તુ ઘણું જોર કરીને ઉંચકવાથી, લાંબી બિમારીથી આવેલી નિર્બળતાથી, ઘણી દુ:ખદાયક ખાંસીથી, કબજીઆતથી, હાજત પ્રસંગે જોરથી કરાંજવાથી, ઘણે ઉંચેથી કૂદકો મારવાથી, ઘણા જોરમાં ખેંચતાણ કરવાથી, જોરથી ઠોકર લાગવાથી અથવા તો વ્યાયામના અભાવથી વધી ગયેલી નિર્બળતાથી આ ભીષણ દર્દ લાગૂ પડે છે.

અંતરગળનો રોગ જેવી રીતે મ્હોટી ઉમ્મરના પુરુષોને થાય છે તેવી રીતે ન્હાની ઉમ્મરનાં બાળકોને પણ થાય છે. બાળકને પેટમાં ઘણી ચુંક આવવાથી અથવા તો ઘણી ખાંસી થવાથી આ દર્દ થાય છે; પરંતુ બાળક માટે જો સહેલા ઔષધોપચાર સત્વર કરવામાં આવે છે તો તેને તરત આરામ થઇ જાય છે.

આ દરદની ત્રણ સ્થિતિ છે. એમાંની પ્રથમ સ્થિતિ વિશેષ ગંભીર હોતી નથી. આ સ્થિતિમાં દરદી ઉતરી પડેલા આંતરડાવાળા ભાગને પોતાને ફાવે તેવી રીતે, પોતાના હાથથી દાબી ચાંપીને પુનઃ ઉંચે ચઢાવી શકે છે; પરંતુ યોગ્ય ઔષધોપચાર નથી કરવામાં આવતા તો ધીમે ધીમે વધારે નીચે ઉતરે છે, અને છેવટે તે ગોળી સૂધી ઉતરી જાય છે. આવા પ્રસંગે પણ દરદી પોતે અથવા તો તેની સારવાર કરનાર ઉતરી પડેલા આંતરડાના ભાગને પુનઃ ઉંચો ચઢાવી શકે છે.

ઉપર દર્શાવેલી પ્રથમ સ્થિતિમાંથી દરદ બીજી સ્થિતિમાં આવે છે. આવી સ્થિતિમાં આંતરડાનો ઉતરી પડેલો ભાગ દરદી અથવા તો તેની સારવાર કરનાર પાછો ઉંચે ચઢાવી શકતો નથી. એનો ઉપાય માત્ર ઑપરેશન્ અર્થાત્ નસ્તરથી જ થઇ શકે છે. આ સ્થિતિને અંગ્રેજીમાં 'ઇરિડયુસિબલ હર્નિયા' કહે છે.

ત્રીજી સ્થિતિને 'સ્ટ્રૅંગ્યુલેટેડ હર્નિયા' કહેવામાં આવે છે. આ જાતનું દરદ બીજી જાતના કિંવા બીજી સ્થિતિના દરદને મળતું છે; છતાં આમાં ઉતરી પડેલા આંતરડાનો ભાગ એટલો બધો જકડાઇ ગયેલો હોય છે કે તેને પાછો કોઇ પણ પ્રકારે ઉંચે ચઢાવી શકાતો નથી, તથા પરિણામે આંતરડાના એ દબાઇ ગયેલા ભાગમાં સોજો થઇ આવે છે. સોજો આવ્યા પછી એ ભાગ નિર્બળ બને છે, અને તેથી દરદીને તેનું ઝેર ચઢવા માંડે છે. આંતરડાના દબાઇ ગયેલા ભાગને નિર્બળતા લાગૂ પડયા પછી દરદીને કરેલું ઑપરેશન મુખ્યત્વે કરીને નિષ્ફળ નીવડે છે અને એ દરદથી દરદી મરણને શરણ થાય છે.



# ત્રયોદશ અધ્યાય.

નપુંસકત્વ.

જે પુરુષ વીર્યદોષથી નપુંષક થઇ ગયો હોય છે તેનું વીર્ય શુદ્ધ થતાં તેની નપુંષકતા પણ દૂર થાય છે. વીર્ય તથા શિશ્નના બગડવાથી, વૃદ્ધાવસ્થાથી તેમજ વીર્યનો ક્ષય થવાથી નપુંષકત્વ આવે છે. સ્ત્રીસંયોગ કરવા જતાં શ્વાસ ચઢી આવે, ખભાપર તેમજ સર્વાંગપર પસીનો છૂટી આવે, શિશ્ન સર્વથા શિથિલ રહે, વીર્યની અછત રહે એ લક્ષણોવાળા પુરુષને નપુંષક સમજવામાં આવે છે. આ સાધારણ નપુંષકનાં લક્ષણ છે.

## બીજોપઘાત નપુંષકનાં લક્ષણ.

ઠંડી, લુખી, ખાટી, કઠિન તથા બગડી ગયેલી વસ્તુઓનો ઉપયોગ તથા વિરુદ્ધ ભોજન કરવાથી, અજીર્ણ હોવા છતાં આહાર કરવાથી, શોક, ચિંતા ભય તથા ત્રાસથી, અતિશય વિષયલંપટતાથી, સ્ત્રીના અપમાનથી અર્થાત્ જે સ્ત્રીની કામક્રીડા કરવાની ઇચ્છા હોતી નથી એવી સ્ત્રી સાથે સંયોગ કરવાથી, રસ આદિ સપ્ત ધાતુઓનો ક્ષય થઈ જવાથી, વાતાદિ દોષથી, શરીરની શકિત ઓછી થઈ જવાથી, ઉપવાસાદિ કઠિન વ્રત કરવાથી, ઘણો પરિશ્રમ કરવાથી, કામક્રીડાની કળા સંબંધી અજ્ઞાનતા હોવાથી તથા વમન વિરેચનાદિ પંચકર્મના અપ્રચારથી પુરુષના વીર્યનો ક્ષય થાય છે, અને તેમ થવાથી શરીર પાણ્ડુવર્ણ બની જાય છે, રૂપ, રંગ, બળ, પુષ્ટિ વગેરેનો વિનાશ થાય છે. એવી સ્થિતિ થતાં પુરુષ સંતાનોત્પત્તિ કરવા માટે સર્વથા નાલાયક બની જાય છે. એવા પુરુષના વીર્યથી ભાગ્યે જ પ્રજાની ઉત્પત્તિ થાય છે. એવો પુરુષ સ્ત્રીસંયોગ કરવા માટે નારાજ રહે છે, તેની છાતીમાં રોગ ઉત્પન્ન થાય છે, પાણ્ડુ, તમક નામનો શ્વાસ રોગ, કમળો વગેરે રોગોનો તે ભોગ થઈ પડે છે. વૈદ્યકીય ગ્રંથોમાં આવા પુરુષનો બીજોપઘાત નપુંષક તરીકે ઉલ્લેખ થયેલો છે.

## ધ્વજભંગ નપુંષકની ઉત્પતિ તથા લક્ષણ.

અતિ ખાટું કિંવા ખારું ખાવાથી, વિરુદ્ધ ભોજન કરવાથી, અજીર્ણ થયેલું હોવા છતાં ભોજન કરવાથી, પુષ્કળ પાણી પીવાથી,

ઘણું ઝીણું દળેલું અન્ન ખાવાથી, ભારે-જડ પદાર્થોનું સેવન કરવાથી, વ્યાધિથી દુર્બળ બનવાથી, જે કન્યા રજસ્વળા ન થઈ હોય તેની સાથે સંયોગ કરવાથી, ગુદમૈથુન કરવાથી, મુષ્ટિજાપ અર્થાત્ હસ્તદોષથી, જે સ્ત્રીની યોનિપર મ્હોટા વાળ છવાઈ રહ્યા હોય તેની સાથે સંભોગ કરવાથી, ઘણા કાળ સૂધી પુરુષના સહવાસમાં ન આવી હોય એવી સ્ત્રી સાથે રતિક્રીડા કરવાથી, રજસ્વળા તેમજ જેના શરીર અને યોનિમાંથી દુર્ગંધ આવતી હોય, પ્રદરરોગથી પીડિતા હોય એવી સ્ત્રી સાથે મૈથુન કરવાથી, ગધેડી, ઘોડી વગેરે સાથે સંભોગ કરવાથી, લિંગપર કોઇ પણ પ્રકારની ચોટ લાગવાથી, લિંગને સ્વચ્છ નહિ રાખવાથી, લિંગને વધારવાના વિચારથી તેનાપર લેપપટ્ટીઓના ઘણા પ્રયોગ કરવાથી અને વીર્ય સ્ખલિત થવાના સમયે તેનો અટકાવ કરવાથી લિંગની નસો નરમ થઇ જાય છે તથા તેથી નપુંષકત્વ પ્રાપ્ત થાય છે.

ધ્વજભંગ નપુંષકના શિશ્નપર સોજો, દુખાવો, લાલાશ, હોય છે, વળી તીવ્ર ફોલ્લીઓ થાય છે અને કવચિત્ એ ફોલ્લીઓ પાકી આવે છે. શિશ્નપરનું માંસ વધી જાય છે, ગુમડાં યા ફોલ્લા થાય છે; એ ફોલ્લામાંથી ચોખાના ધોવણ જેવી રસી વહે છે અને શિશ્નને વક્ર તેમજ કઠિન કરી નાખે છે. આ રોગથી તાવ, તૃષા, ભ્રમ, મુર્ચ્છા અને ઉલટી વગેરે ચિહ્ન જણાય છે. આખું શરીર બળી જતું હોય એવો દાહ થાય છે. કવચિત્ શિશ્નના વ્રણ સત્વર પાકે છે તો કવચિત્ તેને પાકતાં ઘણો સમય લાગે છે. એમાં જીવાત સુદ્ધાં પડે છે, એ સ્થળ નિરંતર ભીંજાયલું રહે છે. વ્રણમાંથી નીકળતા પરુની ઘણી દુર્ગંધ આવે છે. આ વિકાર વધી જતાં શિશ્નનો મણિ, શિશ્ન કિંવા અંડકોષમાંથી કોઇ ખરી પડે છે. આવા પુરુષને વૈદ્યકશાસ્ત્રમાં ધ્વજભંગ નપુંષક કહેવામાં આવ્યો છે. કેટલાક આચાર્યો એના પાંચ ભેદ જણાવે છે.

## જરાસંભવ નપુંષકનાં લક્ષણ.

જઘન્ય, મધ્ય તથા પ્રવર (વૃદ્ધ) એમ મનુષ્યોની ત્રણ અવસ્થા છે. એમાં વૃદ્ધ પુરુષનું વીર્ય વિશેષે કરીને ક્ષીણ થઇ જાય છે, તથા રસ, લોહી, માંસ, મેદ, હાડ, મજ્જા અને શુક્ર એ શરીરની સાત ધાતુઓ ઓછી થઇ જવાથી, પૌષ્ટિક ઔષધોનું સેવન નહિ

કરવાથી, બળ, વર્ણ તથા ઇન્દ્રિયોની ક્રમાન્વયે ક્ષીણતા થવાથી ઘણા ઉપવાસ તથા વિશેષ શારીરિક શ્રમ કરવાથી, આયુષ્યની ક્ષીણતા થવાથી અર્થાત્ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવાથી જરાસંભવ નપુંષકત્વની ઉત્પત્તિ થાય છે; તેથી જરાસંભવ નપુંષક વીર્યહીન અને રંગરૂપહીન બની જાય છે.

## ક્ષયજ નપુંષકનાં લક્ષણ.

અત્યંત ચિંતા, શોક, ક્રોધ, ભય, ઇર્ષ્યા, ઉત્કંઠા અને ઉદ્વેગ કરવાથી, વીસ વર્ષની ઉમ્મર હોવા છતાં શરીર દુર્બળ થવાથી, રૂક્ષ ખાનપાન તેમજ ઔષધોનું સેવન કરવાથી, સ્વભાવથી જ શરીર કૃશ હોવા છતાં ઉપવાસાદિ વ્રત કરી નિરાહાર રહેવાથી, મનની તૃપ્તિ થાય નહિ એવું ભોજન કરવાથી, ઘણું થોડું જમવાથી ક્રમાન્વયે શરીરની સપ્ત ધાતુઓ ક્ષીણ થઇ જાય છે. એવા ક્ષીણવીર્ય પુરુષને ક્ષયજ નપુંષક કહેવામાં આવે છે. આ ચાર પ્રકારના નપુંષકોનું વર્ણન 'ચરકસંહિતા' નામક વિશ્વાસપાત્ર બૃહદ્ વૈદ્યક ગ્રંથના આધારે કરવામાં આવ્યું છે. વૈદ્યકપ્રવર સુશ્રુત નપુંષકના પાંચ પ્રકારનો ઉલ્લેખ કરે છે. તેનું પણ અત્રે ટૂંક વર્ણન કરવામાં આવે છે. સુશ્રુત એ પાંચ પ્રકારના નપુંષકોને, આસેક્ય, સૌગંધિક, કુંભિક, ઇર્ષ્યક અને ષંઢ નામથી ઓળખાવે છે. એમાં પ્રથમના ચાર નપુંષકોમાં વીર્યનું અસ્તિત્વ હોય છે તથા ષંઢ નામક નપુંષક વીર્યહીન હોય છે.

## આસેક્ય નપુંષકનાં લક્ષણ.

પિતા માતાના થોડા વીર્યથી જે બાળક ઉત્પન્ન થાય છે તેને આસેક્ય નપુંષક કહેવામાં આવે છે. તે બાળક પોતાના મ્હોંમાં બીજા પુરુષ પાસે મૈથુન કરાવી તેના વીર્યને ગળી જાય છે ત્યારે તેની પોતાની ઇન્દ્રિય જાગ્રત થાય છે અર્થાત્ તે જ્યારે પરપુરુષના વીર્યને ગળી જાય છે ત્યારે જ તેનામાં કામદેવ પ્રકટ થાય છે અને ત્યાર પછી તે સંભોગ કરી શકે છે. એનું બીજું નામ મુખયોનિ છે.

## સૌગંધિક નપુંષકનાં લક્ષણ.

જે પુરુષ દુર્ગંધવાળી યોનિમાંથી ઉત્પન્ન થાય છે તેને સૌગંધિક નપુંષક કહેવામાં આવે છે. એવો નપુંષક પુરુષ જ્યારે સ્રીની

યોનિ અથવા પરપુરુષનું લિંગ સુંઘે છે ત્યારે જ તેનામાં પુરુષત્વ ઉત્પન્ન થાય છે, તથા તે સ્ત્રી સાથે સંભોગ કરી શકે છે. એનું દ્વિતીય નામ નાસાયોનિ છે.

## કુંભિક નપુંષકનાં લક્ષણ.

જે પુરુષ પોતાની ગુદામાં પરપુરુષ પાસે મૈથુન કરાવ્યા પછીથી જ સ્ત્રી સાથે કામક્રીડા કરવાની શક્તિ મેળવી શકે છે તેને કુંભિક નપુંષક કહેવામાં આવે છે. એનું દ્વિતીય નામ ગુદયોનિ છે. આ નપુંષક માટે કાશ્યપે કહ્યું છે કે, ઋતુકાળમાં થોડા અટકાવવાળી સ્ત્રી સાથે જેનું વીર્ય કફયુકત હોય છે એવો પુરુષ સંયોગ કરે છે તો તેથી સ્ત્રીની કામવાસના તૃપ્ત થતી નથી; એથી એવી સ્ત્રી પરપુરુષ સાથે સંભોગ કરવાની ઈચ્છા રાખે છે. એવી સ્ત્રીથી ઉત્પન્ન થયેલો બાળક કુંભિક નપુંષક નીવડે છે.

## ઈર્ષ્યક નપુંષકનાં લક્ષણ.

જે પુરુષ બીજા પુરુષને મૈથુન કરતો જોઇને કામાસકત થાય છે અને સ્ત્રીસંગ કરે છે તેને ઈર્ષ્યક નપુંષક કહેવામાં આવે છે. તેનું દ્વિતીય નામ દૃગ્યોનિ છે.

## મહાષંઢ નપુંષકનાં લક્ષણ.

જે પુરુષ ઋતુદાન પ્રસંગે પ્યારથી સ્ત્રીના જેવા હાવભાવ કરીને સંભોગ કરે છે, અર્થાત્ પોતે નીચે સૂઈ રહી સ્ત્રીને ઉપર સૂવાડે છે, તથા તેની પાસે મૈથુન કરાવે છે એ વીર્યથી ઉત્પન્ન થયેલો પુરુષ સ્ત્રીના જેવો–દાઢી મુછ વગરનો હોઇ, સ્ત્રીના જેવા જ હાવભાવ કરે છે તથા પરપુરુષ પાસે ગુદમૈથુન કરાવે છે. પોતાના શરીરમાં બિલકુલ વીર્ય નહિ હોવાથી તે મૈથુન કરી શકતો નથી. તેને ષંઢ અથવા મહાષંઢ નપુંષક કહેવામાં આવે છે.

## નારી નપુંષકનાં લક્ષણ.

ઋતુદાન પ્રસંગે જે સુંદરી પુરુષને નીચે સૂવાડી પોતે તેનાપર સૂઇ રહીને મૈથુન કરે છે અને તેથી જો ગર્ભ રહી કન્યા ઉત્પન્ન થાય છે તો તે કન્યા પુરુષ પ્રમાણે વર્તનારી થાય છે; અર્થાત્ તે જ્યારે બીજી સ્ત્રીને પોતાની નીચે સૂવાડી તેનાપર ચઢી તેની યોનિ સાથે

પોતાની યોનિનું ઘર્ષણ કરે છે ત્યારે જ તેની કામજ્વાળા શાન્ત થાય છે. તેને ષંઢા સ્ત્રી કહેવામાં આવે છે.

ઉપર દર્શાવેલા નપુંષકો જન્મથી જ નપુંષક હોય છે; પરંતુ પછીથી જે પુરુષો દોષ કિંવા રોગથી નપુંષક થાય છે તેના ભાવમિશ્રે સાત ભેદ દર્શાવ્યા છે. હવે અત્રે એ રોગની ઉત્પત્તિ વગેરેનું વર્ણન કરવામાં આવે છે.

## માનસ નપુંષકનાં લક્ષણ.

સ્ત્રી સાથે સંયોગ કરતી વખતે ભય, શોક, ક્રોધ, લજ્જા અથવા ગ્લાનિ ઉત્પન્ન થવાથી, મલિનવસ્ત્રધારિણી, હાવભાવ તથા હાસ્ય વગરની સ્ત્રી સાથે સંયોગ કરતાં ઉત્પન્ન થતી અપ્રસન્નતાથી પુરુષની ઇન્દ્રિય શિથિલ થઇ જાય અર્થાત્ કામવૃત્તિ નષ્ટ થતાં નિર્બળતા આવે તે પુરુષને માનસ નપુંષક કહેવામાં આવે છે.

## પિત્તજ નપુંષકનાં લક્ષણ.

કડવી, ખાટી, ખારી તથા ગરમ વસ્તુઓનું અત્યંત સેવન કરવાથી પિત્તવૃદ્ધિ થઇ જે પુરુષના વીર્યનો નાશ થાય છે અર્થાત નિર્બળતા આવે છે એ પુરુષને પિત્તજ નપુંષક કહેવામાં આવે છે.

## શુક્રક્ષય નપુંષકનાં લક્ષણ.

જે પુરુષ સ્ત્રીસંભોગ કરવામાં અત્યંત આસક્ત રહેવા છતાં વાજીકરણ કરતો નથી અર્થાત્ વીર્યને વધારવાનો પ્રયોગ કરતો નથી, અને પરિણામે ધાતુ ક્ષીણ થવાથી જેની ઇન્દ્રિય શિથિલ થાય છે તેને શુક્રક્ષયહેતુક નપુંષક કહેવામાં આવે છે.

## લિંગરોગજ નપુંષકનાં લક્ષણ.

ગુહ્યેન્દ્રિયમાં ઉપદંશ વગેરે રોગ થવાથી જે પુરુષ નપુંષક થાય છે તેને લિંગરોગજ નપુંષક કહેવામાં આવે છે.

## વીર્યવાહી શિરાચ્છેદજ નપુંષકનાં લક્ષણ.

જે શિરાઓમાં વીર્ય વહે છે એ શિરાઓમાં છિદ્ર પડવાથી જે પુરુષ નપુંષક બને છે તેને વીર્યવાહી શિરાચ્છેદજ નપુંષક સમજવામાં આવે છે.

## શુક્રસ્તંભજ નપુંષકનાં લક્ષણ.

જે પુરુષ સ્રીસંયોગ કરવાને સર્વથા યોગ્ય હોઇ રતિક્રીડા કરવાની વ્યાકુળતા ધરાવતો હોવા છતાં બળપૂર્વક વીર્ય રોકી રાખે છે અર્થાત્ બ્રહ્મચર્ય પાળે છે અને એમ કરવાથી જે નપુંષકત્વ પ્રાપ્ત થાય છે તેનાથી તે શુક્રસ્તંભજ નપુંષક તરીકે ઓળખાય છે.

## સહજ નપુંષકનાં લક્ષણ.

જે પુરુષ જન્મથી જ સ્રીસંભોગ કરવા માટે અશક્ત હોય છે તેને સહજ નપુંષક કહેવામાં આવે છે.

આ નપુંષકોમાંના કેટલા સાધ્ય છે તથા કેટલા અસાધ્ય છે તેમજ તેના ઔષધોપચાર કેવી રીતે કરવા એ વિગત ઔષધપચાર વિષયક ખંડમાં જોવી.



# ચતુર્દશ અધ્યાય.

## પુરુષના ઉત્પત્તિ અવયવ.

સ્રી તથા પુરુષના જે અવયવોના યથાથ સંબંધથી નવા જીવની ઉત્પત્તિ થાય છે તેને ઉત્પત્તિ અવયવ કહેવામાં આવે છે. પુરુષના ઉત્પત્તિ અવયવના બે વિભાગ થઈ શકે છે. ૧ બાહ્ય અવયવ અને ૨ આંતર્ અવયવ.

બાહ્ય અવયવમાં લિંગ (Penis) તથા વૃષણ (Testicles) આવે છે, તથા અંદરના અવયવમાં વીર્યનળ (Vas deferens), વીર્યાશય (Seminal vesicles), પ્રોસ્ટેટ ગ્લૅન્ડ (Prostate gland) તથા કાઉપર્સ ગ્લૅન્ડ (Cowper's gland) નો સમાવેશ થાય છે.

બાહ્ય અવયવોમાં લિંગ (શિશ્ન) ના ત્રણ ભાગ છે. મૂળ, મધ્ય અને અગ્ર. લિંગનું મૂળ પ્યુબિસ નામના હાડકાને બે દોરડાથી ચોટેલું છે. અગ્રભાગ શંકુ આકારનો છે અને તેને મણિ (Glans Penis) કહે છે. મણિપરની ચામડી ઘણી નાજુક હોઈ એ ચામડીની અંદર હજારો જ્ઞાનતંતુઓ આવેલાં છે, તથા એ જ્ઞાન-

તંતુઓને લીધે સ્પર્શ અથવા ઘર્ષણ થવાથી મનુષ્યને આનંદની લાગણી થાય છે. અતિ મૈથુન, હાથરસ અથવા બીજા વ્યાધિથી તેનું સ્પર્શજ્ઞાન ઓછું થાય છે, અને કવચિત્ સર્વથા નાશ પામે છે; એથી અન્ય અવયવોને નુકસાન પહોંચે છે. મણિના ઉપરના ભાગની આસપાસ એક ચીલો (cervix) આવેલો છે. એમાં ઘણા ન્હાના ન્હાના પિંડ હોય છે, તથા એ એક પ્રકારનો ચીકાસવાળો સ્વેદ ઉત્પન્ન કરે છે. આ સ્વેદને ખાસ ગંધ હોય છે, તથા યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી વિશેષ પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. જો આ ભાગને યુવાવસ્થા પછી બરાબર સાફ કરવામાં ન આવે તો કેટલીક વખત ઉપરોક્ત ચીકાસવાળા સ્વેદમાં સડો થાય છે, તથા તેને લીધે એ ભાગમાં વરમ યા તો ચાંદાં થઇ આવે છે. મણિપર એક નરમ ચામડીનું ઢાંકણ છે. તેને ઘુમટો (Prepuce) કહે છે, તથા તે મણિપર કપડાથી થતું ઘર્ષણ અટકાવવાના કાર્યમાં ઉપયોગી થઇ પડે છે. બાલ્યાવસ્થામાં ઘુમટો મણિને ચોટેલો હોય છે; પરંતુ યુવાવસ્થા થતાં તે મણિથી છુટો પડે છે, અને તેથી તે મણિની ઉપર નીચે ચઢી ઉતરી શકે છે. લિંગનો મધ્યભાગ ત્રિકોણાકારનો હોઇ તે ત્રણ નળનો બનેલો છે. સર્વથી ઉપરના બે નળને કૉર્પોરા કવૅરનોઝા (Corpora cavernosa) કહે છે, તથા તે બન્નેની વચ્ચે નીચેનો નળ જે તેને જોડે છે તેને કૉર્પોરા સ્પૉંજીઓઝમ (Corpora Spongiosm) કહે છે. આ ત્રણ નળની વચ્ચે એક સીધી લાંબી પોલ છે તેને મૂત્રમાર્ગ કહેવામાં આવે છે. એ મૂત્રમાર્ગદ્વારા જ મૂત્ર અને વીર્ય બ્હાર આવે છે. લિંગના આંતર્ ભાગમાં ઘણા પડદા તથા ન્હાનાં ન્હાનાં ખાનાં હોય છે, તથા તેમાં જ્યારે લોહી ભરાય છે ત્યારે લિંગ જાગ્રત થાય છે. લોહી ખાલી થાય છે ત્યારે લિંગ શિથિલ બની જાય છે. પુખ્ત ઉમ્મરના પુરુષનું લિંગ જ્યારે જાગ્રત હોય છે ત્યારે તેની લંબાઇ સામાન્યતઃ પાંચથી છ ઇંચ જેટલી હોય છે. લિંગનું ઉપરનું અસ્તર ઘણી નાજુક ચામડીનું બનેલું છે.

મૂત્રમાર્ગનો આરંભ મૂત્રાશયથી લિંગના છેડા સૂધી જાય છે, તથા તે પ્રોસ્ટેટ ગ્લૅન્ડમાં થઇને જાય છે. આ ભાગમાં પ્રોસ્ટેટ ગ્લૅન્ડ તથા વીર્યાશયનો રસ જવા માટે ઘણાં છિદ્ર હોય છે. બીજો ભાગ એક ઇંચિથી ટૂંકો છે, અને ત્રીજો ભાગ છ ઇંચ લાંબો છે. તેને

છેડે મૂત્રમાર્ગનું મ્હોં આવેલું હોય એ મ્હોંને બાહ્યમુખ કહેવામાં આવે છે.

વૃષણની બન્ને ગોળીઓ બદામના જેવડી હોય છે, અને વૃષણરજ્જુ ( Spermatic cord ) ના આધારથી તેઓ એક ત્વચાની કોથળીમાં લટકે છે. વૃષણમાં શ્વેતતંતુના પડદા હોય છે, અને તેથી તેના અનેક ભાગ થાય છે, તથા દરેક ભાગમાં વીર્ય-નળીનાં ન્હાનાં ન્હાનાં ગુંચળાં હોય છે. આવાં ગુંચળાં લગભગ ૪૦૦ થી ૫૦૦ જેટલાં હોય છે. દેખાવમાં તેઓ જૂદાં જૂદાં હોય એમ લાગે છે; પરંતુ જો વાસ્તવિક રીતે તેમને છુટાં પાડવામાં આવે તો એક માઇલ જેટલી લાંબી નળી થઇ શકે. આ નળીઓમાં સૃષ્ટિઉત્પત્તિને યોગ્ય વીર્યજંતુઓ ઉત્પન્ન થાય છે. વૃષણની ગોળીના ઉપલા તથા પાછલા ભાગમાં પુષ્કળ નળીઓ એકત્રિત થઇ ગુંચળાં વળે છે; તેને ઉપવૃષણ (Epididymis) કહે છે. આ ઉપવૃષણનો ઉપલો સળંગ ભાગ જે પેટમાં થઈ મૂત્રાશય નીચેના વીર્યાશય સાથે સંબંધ ધરાવે છે, તેને વીર્યનળ (Vas deferens) કહેવામાં આવે છે. વૃષણની ન્હાની નળીઓમાં વીર્ય ઉત્પન્ન થઇ ઉપવૃષણમાં જાય છે, તથા ત્યાંથી વીર્યનળના માર્ગે વીર્યાશયમાં દાખલ થાય છે. વૃષણાશયના મધ્યભાગમાં એક રેષા આવેલી છે, અને તેથી તેના બે ભાગ થાય છે: દરેક ભાગમાં દરેક બાજૂની ગોળી લટકે છે, તથા એક બીજાથી અલગ રહે છે. વૃષણાશયની અંદરનું પડ સ્નાયુનું બનેલું છે, તથા બ્હારનું પડ ત્વચાનું બનેલું હોય છે; આમ હોવાથી એમાં સંકુચિત તેમજ નરમ થવાની શક્તિ રહેલી છે. ગરમીના સમયમાં, વૃદ્ધ પુરુષનું, રોગી પુરુષનું, તથા વીર્યહીન પુરુષનું વૃષણાશય લબડી પડેલું તથા ઢીલું થઇ ગયેલું હોય છે. શીત-કાળમાં તથા તરુણ મજબૂત પુરુષનું વૃષણાશય, તંગ, સંકુચિત તથા સચોટ હોય છે. આમ હોવાથી લબડી ગયેલા નરમ વૃષણ-વાળા પુરુષની જનનેન્દ્રિય નિર્બળ હોય છે, તથા તંગ, સંકુચિત અને સચોટ વૃષણવાળો પુરુષ વીર્યવાન્ હોય છે. હવે અમે પુરુ-ષના આંતર્ ઉત્પત્તિ અવયવનું વર્ણન કરીએ છીએ.

મૂત્રાશયને તળીએ તથા તેની અને ગુદાની વચ્ચે બન્ને બાજૂએ એકેક વીર્યની ગુંચળાવાળી પહોળી નળી આવેલી છે તેને

વીર્યાશય કહેવામાં આવે છે. એમાં વીર્ય એકઠું થાય છે; એટલું જ નહિ પરંતુ તે એક ચોક્કસ રસ ઉત્પન્ન કરે છે, તથા તે રસ વીર્ય સાથે મળે છે. વીર્યનળ વીર્યાશયને મળે છે. આ નળીઓ પ્રોસ્ટેટમાં થઇ મૂત્રમાર્ગમાં ખુલે છે.

પ્રોસ્ટેટ ગ્લૅન્ડ સોપારીના આકારની હોઇ તે મૂત્રમાર્ગના પ્રથમ ભાગની આસપાસ રહેલી છે. તે ગુદા અને મૂત્રાશયની વચ્ચે આવેલી છે. એમાં સફેદ દૂધ જેવો રસ ઉત્પન્ન થાય છે. એ રસ પંદર વીસ મુખથી મૂત્રમાર્ગમાં પ્રવેશ કરી વીર્યજંતુને ગતિ આપે છે. વીર્યનો સફેદ રંગ તે આ પ્રોસ્ટેટ ગ્લૅન્ડના રસને લીધે આવે છે, અને આ પ્રવાહી વીર્ય બ્હાર નીકળે છે ત્યારે જ ઉત્પન્ન થાય છે. ફૉસ્ફરસ નામના પદાર્થનો એમાં મુખ્ય ભાગ રહેલો છે.

કાઉપર્સ ગ્લૅન્ડ બે ન્હાના ગોળ વટાણા જેવડા પિંડ છે, તથા તે મૂત્રમાર્ગના બીજા ભાગને તળીએ આવેલા છે. એમાં એક પ્રકારનું પ્રવાહી ઉત્પન્ન થાય છે, તથા તે વીર્યને મળે છે. વૃદ્ધાવસ્થામાં તેનું કદ ધીમે ધીમે ઓછું થતું જાય છે.



What God in the might of his love,
Has created, no man or woman,
Need be ashmed to read, talk of,
Learn and know.

For it can not be that he has,
So ordered it that knowledge so essential,
To the well-being of mankind can be,
destructive to moral purity.

# પ્રથમ અધ્યાય.

## ઋતુસ્રાવમાં ઉત્પન્ન થતી અડચણો.

### ૧ ઋતુસ્રાવનું અટકી જવું. (Amenorrhœa.)

આજકાલ ઘણી ખરી સ્ત્રીઓને માસિક ઋતુસ્રાવ પ્રસંગે કાંઇ ને કાંઇ અડચણ ભોગવવી જ પડે છે. ઋતુસ્રાવનાં દરદો ઘણાં વિકટ તથા પ્રાણહારક છે. તેની યથા સમયે યોગ્ય સારવાર કરવામાં નથી આવતી તો તેથી ઘણું ખરાબ પરિણામ આવ્યા સિવાય રહેતું નથી.

રોકાઇ જતા ઋતુસ્રાવના બે પ્રકાર છે. પહેલા પ્રકારમાં રક્તસ્રાવ બરાબર નિયમિત નહિ થતાં તે અનિયમિત રીતે પેઢુમાં કોઇ પણ દુઃખ કે દરદ થયા સિવાય પડે છે. બીજા પ્રકારમાં પેઢુમાં ઘણો દુઃખાવો થઇ અનિયમિત રીતે રક્તસ્રાવ થાય છે. આ બે પ્રકારો પૈકી ઘણીખરી સ્ત્રીઓ બીજા પ્રકારની જ ફરિયાદ કરે છે.

જ્યારે દુઃખ થયા સિવાય અનિયમિતતાથી રક્તસ્રાવ થાય છે ત્યારે તેનું કારણ શરીરમાં જોઇએ એટલું લોહી ન હોવું એ જ છે; પરંતુ ગર્ભસ્થાનમાં જ્યારે સોજો કે બગાડ હોય છે ત્યારે પણ રજોદર્શન વખતે દુઃખ થાય છે. તે સિવાય, એકાએક ઠંડી લાગવાથી, વિલાસી ટેવોથી અને લાંબા સમયની કબજીઆતથી પણ રજોદર્શન વખતે દુઃખ થાય છે. જે સ્ત્રીઓ નિર્બળ હોય છે તેમનો ઋતુસ્રાવ પણ ખેંચાઇ જાય છે.

જો રજોદર્શન ગર્ભ રહેવાના કારણથી બંધ થઇ ગયું હોય તો તે સંબંધીની ખાત્રી કરી લેવી; પરંતુ એ સિવાય જો બીજા કોઇ કારણથી એ બંધ થઇ ગયું હોય તો તેનું પરિણામ કાળક્રમે ઘણું પ્રાણહારક આવે છે. નિર્બળ બાંધાવાળી પાતળી સ્ત્રીઓને જ્યારે રજોદર્શન બંધ થાય છે ત્યારે તેમને ક્ષયનો ભયંકર વ્યાધિ લાગૂ પડે છે, તથા બળવાન્ બાંધાવાળી સ્ત્રીઓને જ્યારે રજોદર્શન થતું નથી ત્યારે તેમને હૃદય, લિવર, હોજરી વગેરેમાં કોઇ રોગ થાય છે,

અને ક્વચિત્ માનસિક રોગ પણ લાગૂ પડે છે. વળી જો કોઇ કુમારિકા રજોદર્શનના આવા દુ:ખને ભોગવતી હોય તો એવી કુમારિકાનો સત્વર વિવાહ કરી નાખવો; કેમ કે વિખ્યાત ડૉકટર ઍશવૅલ કહે છે કે, "Marriage often cures amenorrhœa."

## ૨ ગંભીર દુઃખથી થતું રજોદર્શન. (Dysmenorrhœa.)

આ દર્દને અંગ્રેજીમાં 'ડીસમૅનોરીઆ' (Dysmenorrhœa) કહે છે. આ દર્દથી દુ:ખી થતી સ્ત્રીઓ માટે પ્રખ્યાત ડૉકટર ઍશવૅલ કહે છે કે, "Single women are particularly prone to it, and it often seems to be associated with a tendency to strong mental emotion." ડીસમૅનોરીઆ એક ઘણું જ ગંભીર તથા ગુંચવાડા ભરેલું દર્દ હોઇ તેનું સત્ય કારણ શોધી કાઢવામાં ઘણી મુશ્કેલી વેઠવી પડે છે, અને તેથી તેનો ઉપાય પણ એટલો જ ગુંચવાડા ભરેલો છે.

ઘણાં કારણોથી આ દર્દ ચાલૂ રહે છે. ગર્ભસ્થાનની બિમારીને લીધે, ક્વચિત્ તેમાં આવેલા સોજાને લીધે, બગડેલા લોહીને લીધે તથા સંતાનબીજસ્થાનની બગડેલી હાલતને લીધે આ દર્દ કિંવા દુખાવો ચાલૂ રહે છે. આ સ્થળે એટલું સ્મરણમાં રાખવાની જરૂર છે કે, આ ડીસમૅનોરીઆ જ કોઇ ખાસ દરદ નથી; પરંતુ અંદર થયેલા બીજા કોઇ દરદનું એ ચિહ્ન છે.

આ દરદમાં ક્વચિત્ અનિયમિત રીતે ઋતુસ્રાવ થાય છે તો ક્વચિત્ તે ખુલાસાથી થાય છે. સહન ન થઇ શકે એવો દુખાવો થાય છે, ગર્ભસ્થાન અને તેની બ્હારની જગ્યામાં ચસ્કા મારે છે, કમર, જાંગ અને પેઢુમાં પણ સખ્ત દુખાવો થાય છે. જ્યારે લોચા જેવું લોહી બ્હાર પડે છે ત્યારે જ દુખાવો નરમ પડે છે, તથા થોડા સમય પછી પાછો એ દુખાવો ચાલૂ થાય છે.

આ દરદથી દુ:ખી થતી સ્ત્રીઓને રજોદર્શનનો વખત આવે તેનાથી એક બે દિવસ પહેલાંથી તેની ખબર પડે છે; કેમ કે ત્યારથી જ તેમની છાતીમાં સખ્ત શૂળો ભોકાતી હોય એમ લાગે છે, માથું દુ:ખે છે, મ્હોં લાલચોળ બની જાય છે તથા પેઢુમાં ભાર થઇ ગયા જેવું જણાય છે. આટલાં લક્ષણો થયા પછી પીડાની શુરુઆત થાય

છે. એ દુખાવો કવચિત્ એક બે દિવસમાં જ નરમ પડી જાય છે અને પછી દરદ જેવું કાંઇ લાગતું નથી.

હિસ્ટીરીઆથી દુ:ખી થતી તેમજ ચીડાઉ સ્વભાવવાળી સ્ત્રીઓ મુખ્યત્વે કરીને આ દરદનો ભોગ થઇ પડે છે, અને તેઓ જીવન-પર્યંત દુ:ખી થાય છે. મ્હોટી ઉમ્મરે જ્યારે તેમનું રજોદર્શન સદાકાળ માટે બંધ થાય છે ત્યારે જ તેઓ આ દુ:ખમાંથી મુક્ત થઈ શકે છે. ડૉકટર ઍશવૅલના અભિપ્રાયાનુસાર કામાતુર સ્ત્રીઓને પણ આ દરદ લાગૂ પડે છે.

કેટલીક છોકરીઓને તેઓ જ્યારે ઉમ્મર લાયક થઈ ઋતુધર્મમાં આવે છે ત્યારથી જ આ દરદ લાગૂ પડે છે અને કેટલીક છોકરીઓને સંસાર વ્યવહારમાં પડયા પછી પણ આ દરદ લાગૂ પડે છે.

આ દરદના જો સવેળા ઔષધોપચાર કરવા કરાવવામાં નથી આવતા તો ધીમે ધીમે દરદીના શરીરમાં ઘણો ફેરફાર થઇ જાય છે. અસંખ્ય ગરીબ સ્ત્રીઓ તથા કેટલીક લજ્જાવતી લલનાઓ આ દરદથી આંખ આડા કાન કરી ચુપ રહે છે; તેથી ધીમે ધીમે તેમને કબજીઆતનું દરદ પ્રથમ લાગૂ પડે છે, તથા પાછળથી પેટનો દુખાવો ચાલૂ થાય છે. ક્ષુધા ઓછી થાય છે, ખોરાક ઓછો લઇ શકાવાથી શરીર ક્ષીણ થાય છે અને ઋતુદર્શનથી નિવૃત્ત થયા પછી ગર્ભસ્થાનમાંથી સફેદ પ્રવાહી પદાર્થ વહેવા માંડે છે. સ્તન નબળા પડી જાય છે તથા કવચિત્ તે દબાઈ જાય છે!

## ૩ ઋતુસ્રાવની વિશેષતા. (Menorrhagia.)

ઋતુસ્રાવની વિશેષતા એને જ કહી શકાય કે સ્ત્રી જ્યારે રજસ્વળા હોય અને તેને હદ કરતાં વિશેષ શોણિતસ્રાવ થાય. આ દર્દ અંગ્રેજીમાં મૅનોરેજીઆના નામથી ઓળખાય છે. આવી રીતે ઋતુ પ્રસંગે જો વિશેષ શોણિતસ્રાવ થાય અર્થાત્ હદ કરતાં વધારે લોહી વહી જાય તો તે ઋતુનું લોહી છે કે ગર્ભસ્થાનમાં આવેલી નસોમાંનું વહેતું લોહી છે એ અવશ્ય તપાસવું જોઇએ. જો હદ કરતાં વિશેષ રક્તસ્રાવ થાય છે તો એ રક્ત મુખ્યત્વે કરીને ગર્ભ-સ્થાનમાં આવેલી નસોમાંનું જ તંદુરસ્ત લોહી હોય છે, તથા આવા દરદને મૅનોરેજીઆના નામથી ડૉકટરો વગેરે ઓળખે છે.

કેટલીક અજ્ઞાની સ્ત્રીઓ સામાન્યતઃ ગર્ભસ્થાનમાંથી નીકળતા કોઇ પણ પ્રવાહી પદાર્થને આર્ત્તવ જ સમજે છે, અને તેથી તેઓ પોતાના ગંભીર દર્દ તરફ વિશેષ ધ્યાન આપતી નથી. અંતે એ દરદ ગંભીર રૂપ ધારણ કરે છે. આવા સમયે જ એના ઔષધોપચાર કરવા તરફ ધ્યાન આપવામાં આવે છે!

હવે ગર્ભસ્થાનમાંથી જતું રક્ત ઋતુસ્રાવનું છે કે કેમ એ પ્રત્યેક સ્ત્રીએ જાણવું જોઇએ, અને તેથી ઋતુસ્રાવના લોહી તથા શરીરના લોહીને કેવી રીતે ઓળખી શકાય તેમ છે એ અમે અત્રે જણાવીએ છીએ. (૧) ઋતુસ્રાવનું લોહી કદાપિ બંધાઈ જતું નથી, કેમ કે, એમાં 'ફિબ્રીન' નામક પદાર્થ હોતો નથી. એ પદાર્થ હોય છે તો જ લોહી બંધાઇ કિંવા જામી જાય છે. (૨) ઋતુસ્રાવના લોહીનો રંગ શરીરના લોહીના રંગ કરતાં ભિન્ન પ્રકારનો હોય છે. (૩) ઋતુસ્રાવના લોહીનો ડાઘ કપડાપર સુકાઇ ગયા પછી કપડું કડક થઇ ગયેલું લાગતું નથી.

(૧) હવે શરીરના લોહીમાં 'ફિબ્રીન' નામક પદાર્થ હોવાથી તે અલ્પકાળમાં જ ઘટ્ટ થઇ જાય છે. (૨) શરીરના લોહીનો રંગ ઋતુસ્રાવના લોહીના રંગ કરતાં ભિન્ન પ્રકારનો હોય છે. (૩) જો શરીરના લોહીનો ડાઘ કપડાપર પડે છે તો કપડું એ ડાઘ સુકાયા પછી કડક થઈ ગયેલું જણાય છે.

શરીરને નિર્બળ બનાવે એવા કોઇ પણ રોગથી સ્ત્રીજાતિને આ દરદ લાગૂ પડવાનો સંભવ છે. ઘણું ધવડાવવાથી, ક્ષયથી, કબજીઆતથી, મેલેરિયાના તાવથી, શોક તેમજ ચિંતાથી, આળસ તથા વિલાસિતાથી આ દરદ ઉત્પન્ન થાય છે. એ સિવાય ગર્ભસ્થાનની સ્થિતિમાં ગંભીર પ્રકારના ફેરફાર થવાથી, ગર્ભસ્થાનમાં થતી ગાંઠ (જેને સ્ત્રીઓ આર્ત્તવની ગાંઠ કહે છે તે) થી ગર્ભસ્થાન મ્હોટું થવાથી, ગર્ભસ્થાનનું મ્હોં ચઢી આવ્યાથી, ગર્ભસ્થાન તેની ખરી જગ્યાએથી ખસી પડવાથી તથા સૂવાવડી સ્ત્રીઓમાં અજ્ઞાની દાઇની ગફલતથી ઓરનો એકાદ કડકો ગર્ભસ્થાનમાં રહી જવાથી પણ આ દરદ થાય છે. ઘણા ભોગવિલાસથી, મ્હોટી ઉમ્મરે સંસારમાં પડેલી સ્ત્રીઓના કામોન્માદથી, ઘણાં સંતાનોને જન્મ આપનાર સ્ત્રી

પોતાનું શરીર નિર્બળ બની જવાથી તેમને આ દરદ થવાનો સંભવ છે. સંતાનબીજસ્થાન (Ovaries) ઉપર સોજો આવવાથી તેમજ ગર્ભસ્થાનમાં ચાંદી પડવાથી પણ આર્ત્તવ વધી ગયાનાં ઉદાહરણો પાશ્ચાત્ય ગ્રંથોમાં જોવામાં આવ્યાં છે. ડૉકટર ઍશવૅલના અભિપ્રાયાનુસાર જે સ્ત્રીઓ સંસારસુખથી સર્વથા વિમુખ રહેલી છે, તેમજ જે કુમારિકાઓ કુકર્મ (Self-abuse) કરનારી હોય છે તેમને પણ આ દરદ થવાનો સંભવ રહે છે.

જ્યારે આવી રીતે આર્તવ વિશેષ પ્રમાણમાં જતું હોય ત્યારે સ્ત્રી ગર્ભવતી છે કે કેમ એ પ્રથમ જાણી લેવું જોઇએ. જો એમ માલૂમ પડે કે, બે ત્રણ માસથી સ્ત્રી દૂર બેસતી નથી તો તેને આવી રીતે આર્તવ જાય એટલે ગર્ભસ્રાવ (abortion) થાય છે એમ સમજવું; પરંતુ આવા નિર્ણયપર આવતાં પૂર્વે, સ્ત્રીએ ગર્ભ ધારણ કર્યો છે કેમ એ સંબંધી ચોક્કસ માહિતી મેળવી લેવી જોઇએ; કેમ કે યોનિના કોઈ રોગથી પણ આર્તવ એકાએક વિશેષ પ્રમાણમાં દર્શન દે છે.

આ મૅનોરેજીઆના દરદમાં, ઋતુસ્રાવ પ્રસંગે સ્વાભાવિક રીતે જેટલું લોહી જવું જોઇએ તેથી ઘણા વધારે પ્રમાણમાં જવા માંડે છે. ઋતુસ્રાવના ચોક્કસ દિવસોમાં વધારો થાય છે. આવા દરદને લીધે પ્રત્યેક માસે ઋતુમતી થવાને બદલે સ્ત્રી એકવીસ દિવસે અને કેટલીક વખત તો પ્રત્યેક પખવાડીએ ઋતુમતી થાય છે. ક્વચિત્ તેને હમ્મેશાં રક્તસ્રાવ થયા કરે છે, તથા તે જેવી રીતે સત્વર બંધ થાય છે તેવી જ રીતે પાછો દેખાય છે. જો રક્તસ્રાવ બંધ થઈ જાય છે તો પછી સફેદ પ્રવાહી પદાર્થ વિશેષ પ્રમાણમાં નીકળે છે. વિશેષ રક્તસ્રાવ થવાથી શરીર નિર્બળ બની જાય છે, પીઠ, કમર અને જાંગમાં સખ્ત દુખાવો થાય છે. ફેર તથા ચક્કર આવીને માથું દુઃખે છે. હૃદયમાં ધબકારા (Palpitation) થાય છે, અને અંતે શરીરના લોહીની સ્થિતિ નબળી થઇ જવાથી પગ અને આંખપર સોજો આવવા માંડે છે.

આ વિષયપરત્વે એક વિખ્યાત ડૉકટરના વિચાર દર્શાવી આ અધ્યાય સમાપ્ત કરવામાં આવે છે. તે જણાવે છે કે,

* "Troublesome cases of this kind are occasionally to be found among school girls, whose nervous systems are taxed to the utmost by what is termed the 'forcing system' style of education, but really is in consequence of an attempt to attain an education while every law of health is violated. The most glaring examples of the neglect of some of the most important hygienic laws, thus regarding the development of the generative organs, and laying sure the foundations of Chronic invalidism, are to be found in not a few of the fashionable schools for young ladies. The subject cannot here be discussed *in extenso* although it is one ef paramount interest, not only to parents and guardians, but also to physicians, and all those whose thoughts are turned towards the welfare of the coming generation."

# દ્વિતીય અધ્યાય.

## ધાતુક્ષય.

આ દરદ આજકાલ સ્ત્રીજાતિમાં ઘણું સામાન્ય થઇ પડયું છે. અંગ્રેજીમાં એ દરદને સામાન્ય રીતે 'Whites' વાહિટ્સ કહે છે તથા આપણી સ્ત્રીઓ એને ધાતુક્ષય કિંવા ધાતુનું જવું એ નામથી ઓળખે છે.

આ દરદ યુવાન તેમજ બળવાન્ સ્ત્રીઓના કરતાં નમ્ર પ્રકૃતિવાળી તથા મધ્યમ ઉમ્મરની સ્ત્રીઓમાં જ મુખ્યત્વે કરીને જોવામાં આવે છે. આ દરદની શુરુઆતમાં દરદીને દુઃખ જેવું કાંઈ જણાતું

* Disorders ef Menstruation. Edward W. Jenks, M. D. L. L. D.

નથી; પરંતુ જો આ દરદ માટે પણ પ્રથમથી જ બરાબર ઔષધોપચાર નથી કરવામાં આવતાં તો તેથી ગર્ભસ્થાનમાં બગાડ થાય છે અને બીજાં એવાં દરદો થવાનો સંભવ રહે છે. તે સાથે માનસિક શાન્તિનો નાશ થઇ હિસ્ટીરીઆ થવા લાગે છે. વીર્યસ્રાવથી જેટલી ખુવારી પુરુષોની થાય છે તેટલી જ ખુવારી ધાતુક્ષયના રોગથી સ્ત્રીઓની થાય છે. ગુપ્તમાર્ગ અર્થાત્ યોનિમાં કાંઈ બગાડ હોવો એ આ દરદ થવાનું પ્રથમ કારણ છે. ડૉકટરી ભાષામાં કહીએ તો:—
"The discharge (Leucorrhœa) is caused by an inflamed or congested state of the mucous membranes of the vagina, vulva, or uterus."

આ દરદ થાય છે એટલે આરંભમાં યોનિમાંથી પાણી જેવા પાતળો પ્રવાહી પદાર્થ સહજ નીકળતો જણાય છે. જેમ જેમ વખત વીતતો જાય છે તેમ તેમ એ પદાર્થ ઘટ્ટ થતો જાય છે, તથા તેનું પ્રમાણ પણ વધે છે. પછીથી ધીમે ધીમે તે રંગ પકડે છે, અને પાછળથી એ રંગ સહજ પીળો, લીલો કે ભુરો થયેલો માલૂમ પડે છે. આંખની આસપાસની ચામડીપર કાળા રંગનું ચક્કર પડતું જણાય છે, દિનપ્રતિદિન શરીર નિર્બળ થતું જાય છે, સામાન્ય કામકાજ કરતાં પણ શ્રમનો અનુભવ થાય છે, ધીમે ધીમે ફેર આવે છે, કોઇ સમયે ક્ષુધા લાગે છે અને ખોરાક લેવાની ઇચ્છા ઓછી થાય છે. હૃદયમાં ધબકારા થાય છે તથા બરાબર શ્વાસ લેતાં કષ્ટનો અનુભવ થાય છે, અને મ્હોં ફીકકું પડી જાય છે. કવચિત્ પેશાબ કરતાં આગ બળી તણખા વાગે છે.

ધાતુક્ષયની દરદથી હયરાન થતી સઘળી સ્ત્રીઓ આવાં લક્ષણો અનુભવતી નથી, કોઇ એક લક્ષણ અનુભવે છે તો કોઇ બીજું અનુભવે છે. અસ્તુ. ધાતુક્ષયનું દરદ લાગૂ પડવાનાં કારણોમાં પરણેલી જીંદગીમાં અતિશય વિલાસિતા, પ્રેમશૂન્ય થઇ પડેલો સંસાર, આળસ તેમજ મોજશોખની ટેવો, ઋતુકાળમાંથી નિવૃત્ત થયા પછી સ્વચ્છતા સાચવવા તરફ દુર્લક્ષ્ય વગેરે છે. બિભત્સ વાંચન પણ આ દરદની ઉત્પત્તિનું એક કારણ છે સંતાનનો પ્રસવ થયા પછી ગર્ભસ્થાનની સંભાળ રાખવા તરફ જો સ્ત્રી પૂરતું ધ્યાન આપતી નથી તો તેથી પણ આ દરદ ઉત્પન્ન થાય છે.

# તૃતીય અધ્યાય.

## ગર્ભસ્થાનનું ખસી પડવું.

આ દરદનો પણ આજકાલ સ્ત્રીજાતિમાં એટલો બધો પ્રચાર થઇ ગયો છે કે, આ ગ્રંથમાં તે વિષેની થોડી માહિતી આપવી અમને આવશ્યક લાગે છે.

ખેદનો વિષય એ છે કે સુધરેલા લોકોમાં પહેરવેષ અને ફૅશનની ટાપટીપથી આ દરદનો ઘણો ફેલાવો થયેલો છે અને જે લોકો અજ્ઞાની છે-જેમને હજી સૂધી સુધારાનો પવન લાગ્યો નથી તેમનામાં આ દરદનો વિશેષ પ્રચાર થયેલો નથી.

પેટ તેમજ પેઢાના મસલ્સ જે ગર્ભસ્થાનને યથાસ્થિત રાખવાના કાર્યમાં મદદ કરે છે તે જ્યારે નરમ પડી જાય છે ત્યારે ગર્ભસ્થાન ખસી પડે છે. એ જ પ્રમાણે જ્યારે ગર્ભસ્થાનના મસલ્સ નિર્બળ બની જાય છે ત્યારે પણ ગર્ભસ્થાન ખસી પડે છે. જો ધાતુક્ષયનું દરદ ઘણા કાળ સૂધી ચાલૂ રહે છે તો તેથી ગુપ્તમાર્ગ નિર્બળ બની જઇ ખસી જાય છે. કમરપર ઘણા તંગ પટ્ટા બાંધવાથી પણ એમ બને છે. શક્તિ કરતાં વિશેષ ભાર ઉંચકવાથી, શરીરની નિર્બળ સ્થિતિમાં ધક્કો લાગવાથી, ઠોકર વાગવાથી કિંવા પડી જવાથી, ચાલૂ કબજીઆતથી અને ગર્ભપાત્ કરવાનો પ્રયત્ન કરવાથી આ દરદ લાગૂ પડે છે. જેવી રીતે પરણેલી સ્ત્રીઓ આ દર્દથી હયરાન થાય છે તેવી જ રીતે કેટલીક કુમારિકાઓને પણ આવા દરદથી હયરાન થવું પડે છે.

ગર્ભસ્થાન પોતાના ચોક્કસ સ્થળેથી કાંઈ અમુક એક જ બાજૂએ ખસી પડતું નથી. કોઇ વખત તે પેઢાની પાછળના ભાગમાં ખસી પડે છે તો કોઈ વખતે આડી અવળી બાજૂએ જૂદી રીતે ખસી પડે છે; પરંતુ મુખ્યત્વે કરીને તે પેઢુના આગળના કિંવા પાછળના ભાગમાં જ ખસી પડે છે.

હવે જો ગર્ભસ્થાન પેઢુના આગળના ભાગમાં ખસી પડયું હોય છે તો દરદીને પેઢુના નીચેના ભાગમાં દુઃખાવો લાગે છે તથા ભાર જણાય છે. વારંવાર પેશાબ કરવાની ઇચ્છા થાય છે, તથા

ક્વચિત્ પેસાબ મુશ્કેલીથી થાય છે. પગ નિર્બળ-શક્તહીન થઈ ગયા હોય એમ લાગે છે, અને થોડું ચાલવામાં આવે છે તો પણ થાકી જવાય છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં જો દરદીનો બાંધો મજબૂત હોય છે તો ઉપરનાં લક્ષણોનો અનુભવ તેને થતો નથી. એવી સ્ત્રીઓ કુમારિકા હોય છે તો સંસારી થયા પછી તેઓ ઘણું કરીને વંધ્યા થાય છે. પોતે વંધ્યા રહેતી હોવા છતાં તેમને એ વંધ્યત્વનું ખરું કારણ માલૂમ પડતું નથી.

જો ગર્ભસ્થાન પાછળના ભાગમાં ખસી પડે છે તો દસ્ત કરતાં દરદીને ઘણી અડચણ વેઠવી પડે છે, અને તેથી કબજીઆતનું દરદ લાગૂ પડે છે; એ દરદમાંથી બીજાં ઘણાં દરદો ઉત્પન્ન થવાનો સંભવ રહે છે.



# ચતુર્થ અધ્યાય.

## હિસ્ટીરિયા અથવા ચિત્તભ્રમ.

ઘણી સ્ત્રીઓમાં આ રોગ લાગૂ પડેલો જોવામાં આવે છે. જેને આ દરદ લાગૂ પડે છે તે સહેલાઇથી પોતાનો ગુપ્તભેદ જાહિર કરી દે છે. સ્ત્રીજાતિને આ રોગ તેની પૂર્ણ યુવાવસ્થામાં જ મુખ્યત્વે કરીને લાગૂ પડે છે. અંતરના વિલાસી તથા કામોદ્દીપક તરંગોથી, સંયોગસુખ ભોગવવાની પ્રબળ લાલસાથી તેમજ એવા જ પ્રકારોની ઉત્તેજનાથી નિર્બળ શરીરમાં આ રોગ પ્રવેશ કરે છે.

જે સ્ત્રીઓ સંસારસુખમાં નિરાશ થયેલી હોય છે, જેઓ માત્ર શ્રૃંગાર સંબંધીનાં જ પુસ્તકો વાંચ્યા કરે છે, જેમનામાં મનોનિગ્રહ કરવાની શક્તિ હોતી નથી, મનની કામ સંબંધીની ઉત્તેજનાને કુકર્મદ્વારા શાન્ત કરવાથી, હૃદય તેમજ મનને ઉશ્કેરે એવાં નાટકો જોવાથી ઘણી યુવતીઓ તથા તરૂણીઓ આ રોગનો ભોગ થઈ પડે છે. એ ઉપરાંત કૌમાર્ય સ્થિતિ ભોગવતી નવયુવતીઓ, યુવાવસ્થામાં દુર્ભાગ્યવશાત્ વૈધવ્યનું દારુણ દુઃખ ભોગવનારી વિધવાઓ, ઇચ્છિત પતિની પ્રાપ્તિમાં નિરાશ થયેલી નવયૌવનાઓ અને વિરહવેદના વેઠતી વલ્લભાઓ ઘણું કરીને આ ભીષણ રોગનો ભોગ

થઇ પડે છે. આ દરદ સહેલાઈથી ઓળખી શકાય એવું છે; છતાં એના ઔષધોપચાર કુશળ ડૉકટર પાસે કરાવવાની આવશ્યકતા છે.

આ દરદ લાગૂ પડતાં પ્રથમ પેઢુમાં થોડું થોડું દુઃખ થાય છે. ધીમે ધીમે એ દુઃખાવો પેઢુમાંથી પેટ સૂધી ચઢી આવે છે. પછીથી દરદીને પોતાના ગળામાં પવનના ગોળા જેવું કાંઇ આવીને અટકયું હોય એવો ભાસ થાય છે. તેનો શ્વાસ મુઝાય છે, તથા હૃદય કિંવા છાતી બેસી જતી હોય એમ લાગે છે. અંતે તે બેહોશ બની જાય છે. તાણુ આવે છે. પછીથી થોડા સમયને અંતરે તે બેઠી થઇ ખડખડ હસે છે, રડે છે અને ધીમે ધીમે તે શુદ્ધિમાં આવે છે. આ દરદના ઔષધોપચાર ઔષધવિષયક ખણ્ડમાં જોવાની વિનંતિ છે.

જો કે આ સિવાય પણ સ્ત્રીજાતિને બીજાં ઘણાં દરદો થાય છે; પરંતુ એ દરદોનો આ ગ્રંથના વિષય સાથે વિશેષ સંબંધ નહિ હોવાથી સ્ત્રીજાતિનાં ગુપ્તસ્થાનનાં અને સંભોગથી જન્મ પામતાં મુખ્ય દરદોનું વર્ણન જ આ ગ્રંથમાં કરવામાં આવ્યું છે.



# પંચમ અધ્યાય.

**સ્ત્રીના ઉત્પત્તિ અવયવ.**

સ્ત્રીના ઉત્પત્તિ અવયવોમાં યોનિ, યોનિમાર્ગ, ગર્ભાશય, અંડાશય, ફળવાહિની તથા સ્તનનો સમાવેશ થાય છે. યોનિદ્વારની દરેક બાજૂએ બ્હારના ભાગમાં બે ઓષ્ઠ હોય છે. બ્હારનો ઓષ્ઠ ત્વચાની ઘડી (folds) નો બનેલો છે, તથા તે મ્હોટો હોઇ તેને પૃથુઓષ્ઠ કહેવામાં આવે છે. તેની અંદરની બાજૂમાં ન્હાનો ઓષ્ઠ જે કરચલીવાળો તથા શ્લેષ્મ પડનો બનેલો હોય છે તેને લઘુ-ઓષ્ઠ કહેવામાં આવે છે. યોનિના ઉપલા ભાગમાં એક ન્હાનું ત્રિકોણાકૃતિનું શિખર હોઇ તે યોનિલિંગ તરીકે ઓળખાય છે, તથા રચનામાં તે પુરુષલિંગને મળતું હોય છે. તેનું સ્પર્શજ્ઞાન ઘણું તીવ્ર હોય છે.

યોનિપટલ (Hymen) એ યોનિદ્વારપર એક પાતળો અર્ધ ચંદ્રાકૃતિનો પડદો છે. પ્રથમ એમ માનવામાં આવતું હતું કે, એ

કૌમાર્ય સ્થિતિ (અક્ષતયોનિ)ની નિશાની છે, પરંતુ એ માન્યતા ભૂલ ભરેલી છે; કેમ કે, ઘણી વખત અકસ્માત કિંવા વ્યાધિને લીધે એ પડદો ફુટી જાય છે, તથા કોઇ વખતે એ પડદો બિલ્કુલ હોતો જ નથી. વળી તેનું અસ્તિત્વ સ્ત્રીજાતિની પવિત્રતાસૂચક નથી જ; કેમ કે, સંયોગ થવા છતાં પણ એ પડદો અખંડ રહી શકે છે.

યોનિમાર્ગ (Vagina) યોનિથી ગર્ભાશય સૂધી આવેલો હોય છે. એની લંબાઇ ચારથી છ ઇંચની છે. તેનું શ્લેષ્મ અમ્લ સ્વભાવનું છે.

ગર્ભાશયનો આકાર જમરુખના જેવો હોય છે તથા તે અંદરથી પોલું હોય છે. તેની લંબાઇ ત્રણ ઇંચ, પહોળાઈ બે ઇંચ અને જાડાઈ એક ઇંચ જેટલી હોય છે. કૌમાર્ય સ્થિતિમાં તેનું વજન બેથી ચાર તોલા અને બાળક ઉત્પન્ન થયા પછી સ્હાડાત્રણથી પાંચ તોલા જેટલું હોય છે. ગર્ભાવસ્થામાં તે ઘણું મ્હોટું થાય છે. તેની નીચેના છેડાને ગ્રિવા (cervix) કહે છે. ગ્રિવાને છેડે એક ન્હાનું છિદ્ર હોઇ તેને કમળમુખ (Os Uteri) કહે છે, તથા તે ગર્ભાશય અને યોનિમાર્ગ સાથે સંબંધ ધરાવે છે. ગર્ભાશયની અંદરની ખાલી જગ્યા ત્રિકોણાકારની હોઇ તેના ઉર્ધ્વભાગમાં દરેક બાજૂએ એકેક છિદ્ર છે; તે ફળવાહિની સાથે સંબંધ ધરાવે છે. ગર્ભાશયમાં રસોત્પાદક અનેક પિંડ હોય છે, તથા એ પિંડોમાં ઋતુ અને હમેંલના સમયે ઘણો ફેરફાર જોવામાં આવે છે.

ગર્ભાશયના ઉર્ધ્વભાગમાં દરેક બાજૂએ એકેક નળી આવેલી હોઇ તેને ફળવાહિની (Fallopian tubes) કહેવામાં આવે છે. એ ચાર ઇંચ લાંબી હોય છે. એનો એક છેડો ગર્ભાશયના ઉપલા ભાગ સાથે જોડાએલો હોય છે, અને બીજો ગુચ્છાવાળો છેડો અંડાશયની આગળ છૂટો રહે છે. પ્રત્યેક મહિને જ્યારે સ્ત્રીઅંડ વિકસિત થઇને ફુટે છે અને સ્ત્રીબીજ બ્હાર નીકળે છે ત્યારે આ છેડો તેને વળગી રહે છે, તથા બીજને ગર્ભાશય તરફ લઇ જાય છે.

અંડાશય (Ovary) નો આકાર બદામ જેવો હોઇ તે ગર્ભસ્થાનની દરેક બાજૂએ એકેક છે. જૂદી જૂદી સ્થિતિમાં અસંખ્ય સ્ત્રીઅંડ તેની સપાટીપર માલૂમ પડે છે.

સ્તન (Breasts) બે છે. પુરુષમાં તે બીજરૂપે (Rudimentary) હોય છે; પરંતુ કોઇ વખતે પુરુષના સ્તન સ્ત્રીના સ્તન જેવા મ્હોટા અને દૂધથી ભરેલા જોવામાં આવે છે. કેટલેક ઠેકાણે પુરુષોએ ધાવ તરીકે કામ કર્યાનાં ઉદાહરણો પણ મળી આવે છે. વૃષણ ક્ષીણ થઇ જવાથી કિંવા તેનો નાશ થવાથી કવચિત્ પુરુષના સ્તનનું કદ વધી જાય છે. સ્ત્રીજાતિમાં તેની બાલ્યાવસ્થામાં તે ન્હાના હોય છે; પરંતુ જેમ જેમ જનનેન્દ્રિય વિકસિત થતી જાય છે તેમ તેમ તેનું કદ વૃદ્ધિંગત થાય છે. તેના અગ્રભાગપર કાળા રંગનું ડીંટું હોય છે. એ ડીંટાની આસપાસ લાલ રંગનું ચક્કર હોય છે. ગર્ભ રહ્યા પછી સ્તન કઠિન થાય છે. કદમાં વધે છે અને ડીંટાની આસપાસનું ચક્કર કાળું થઇ જાય છે. તેનાપર ગુલાબી દાણા જોવામાં આવે છે. ડીંટાને દબાવતાં તેમાંથી સફેદ ચીકણો પ્રવાહી પદાર્થ નીકળે છે, તથા તેપર ફુલેલી શિરા જોવામાં આવે છે. ઋતુ સમયે પણ થોડો ઘણો ફેરફાર નજરે પડે છે. પ્રસવ થયા પછી સ્તન ધીમે ધીમે વધવા માંડે છે, તથા તેનાપર સફેદ રેખાઓ જોવામાં આવે છે. વૃદ્ધાવસ્થામાં સ્તન સુકાઇને ન્હાના થઇ જાય છે. સામાન્યતઃ સ્ત્રીની ગર્ભાવસ્થાની મુદ્દત પૂરી ન થવા આવે ત્યાં સૂધી સ્તનમાં દૂધ ઉત્પન્ન થતું નથી; પરંતુ લાંબા સમય સૂધી સ્તનનું હસ્તદ્વારા મર્દન કરવામાં આવે છે તેમજ તેને ઉત્તેજિત કરવામાં આવે છે તો કુમારિકા સ્ત્રીમાં પણ પુષ્કળ દૂધ ઉત્પન્ન થાય છે. કેટલાક દેશમાં આવી ક્રિયાથી ધાવ તૈયાર કરવામાં આવે છે. કેટલીક વખતે ગર્ભસ્થ બાળકનો જન્મ થતાંની સાથે જ અથવા તો ત્યાર પછી બે ત્રણ દિવસે દૂધ નીકળે છે.



# રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર.

## ઔષધ-વર્ણન.

## ખંડ ૪ થો.

" If it is possible to perfect mankind, the means of doing so, will be found in the medical science."

Descartes.

# ઐાષધવિષયક વર્ણન.

(૧) હસ્તદોષ કિંવા હસ્તમૈથુન.

અંગ્રેજી દવામાં ફૉસફરસની ગોળીઓ આ રોગપર સારી અસર કરે છે; પણ જ્યાં સૂધી બીજી કોઇ લોહી સુધારનારી અને શરીરને પુષ્ટ કરનારી દવા ખાઇ, યોગ્ય સ્થિતિમાં શરીર આણ્યું ન હોય,ત્યાં સૂધી પ્રથમથી જ એ ગોળીઓ વાપરતાં વિચાર રાખવો; કારણ કે નબળા પડેલા મગજપર એની તીક્ષ્ણ અસર એકદમ થવાથી આંખને કેટલીક વખત નુકસાન થવાનો સંભવ રહે છે.

| નં૦ ૧ | તોલો | | તોલો |
|---|---|---|---|
| ધોળી મુશળી | ૧ | કાળી મુશળી | ૧ |
| એખરો | ૧ | ખેરનો ગુંદ | ૧ |
| ગોખરુ | ૧ | | |

ઉપરની વસ્તુએ ખાંડી, કપડાથી ચાળી, મધ અને ઘીમાં કાલવી, સ્હવારે અને સ્હાંજે જમ્યા પહેલાં ૩ કલાક આગળથી અરધાથી એક તોલા સૂધી ચાટવી.

નં૦ ૨ શેમળના મૂળને સૂકવી, ખાંડી, તેમાં ગોખરુ, સતાવરી, સાલમ, અને ધોળી અડદની દાળ સરખા વજનથી નાખી, તેનાથી બમણી સાકર નાખવી, અને સ્હવારે તથા સ્હાંજે તોલો તોલો દૂધથી ઉતારી જવું.

| નં૦ ૩ | તોલા | | તોલા |
|---|---|---|---|
| સાલમ | ૫ | કાચાં | ૫ |
| કાળી મુશળી | ૫ | એખરો | ૫ |
| ધોળી મુશળી | ૫ | બળદાણા | ૫ |
| આસોંદ | ૫ | ગોખરુ | ૫ |
| | | સતાવરી | ૫ |

આ બધી વસ્તુએ ખાંડી, કપડાથી ચાળી, ભેંસના દૂધમાં તેની કીટી કરવી. પછી સાકર શેર છ લઇ, તેની ચાસણી કરી તેમાં ઉપરની કીટી નાખવી. કીટી નાખતી વખતે નીચેનો મસાલો પણ સાથે ભેળવવો.

| | |
|---|---|
| પીપર ............તોલા ૨ | અમર ............વાલ ૪ |
| અક્કલકરો..............૨ | પીપરીમૂળ.........તોલા ૨ |
| જાયફળ ..............૨ | એલચી ............ ...૨ |
| જાવંત્રી ..............૨ | બદામના મીજ .........૧૦ |
| | ચારોળી ..............૨૦ |

એ સર્વ ઔષધો સાથે નાખી પાક ઢાળી દેવો. તેમાંથી સ્હવાર-સાંજ ચાર ચાર તોલા ખાવો.

| નં૦ ૪ | શેર | | તોલા |
|---|---|---|---|
| માલકાંકણી ............ | ૧ | ઘી .................... | ૧૫ |

માલકાંકણીને ઘીમાં તળી, તેમાંથી સ્હવારસાંજ તોલો ૦। અડધા શેર દૂધ સાથે પીવું.

માલકાંકણીની અસર મગજ ઉપર સારી થાય છે. આ સિવાય ધોળી ચણોઠીનો ઉપયોગ આ વિષયમાં વિવિધ રીતે કરવામાં આવે છે. ચણોઠી વાપરતા પહેલાં તેને એક લૂગડામાં પોટલી બાંધી દૂધમાં બાફવી, અને સારી રીતે બફાઇ રહ્યા પછી તેનાં ફોતરાં કાઢી નાખવાં.

નં૦ ૫ ધોળી ચણોઠી, કોચાં, અને ગોખરુ સરખે ભાગે લઇ, તેનું ચુર્ણ કરી, તેમાં સાકર નાખી, મધની સાથે ચાટવું, અને ઉપર દૂધ પીવું.

ખાવાનાં ઓસડાની સાથે લગાડવાનાં ઓસડો ન હોય તો વિશેષ ફાયદો થતો નથી. અયોગ્ય રીતે નબળી થયેલી નસોને પાછી જોરમાં લાવવા માટે તેપર કાંઇ લગાવ્યા વિના ચાલતું નથી; એટલા માટે એવા કામમાં જે અસંખ્ય લેપો વપરાય છે, તેમાંથી બે ચારા નીચે આપ્યા છે, તેમાંથી એકાદ વાપરવો.

નં૦ ૬ વજ, કઠ, ગજપીપર, બળદાણા અને આસોંદનું ઝીણું ચૂર્ણ કરી, મધમાં કાલવી લગાવવું, અને તે ઉપર નાગરવેલનું પાન બાંધવું. આગળના ભાગ ઉપર લગાવવું નહીં.

નં૦ ૭ એકલા અક્કલકરાને મીઠા તેલમાં બાળી જનનેંદ્રિયનું મુખ છોડી દઇને બાકીના ભાગપર ચોપડવું.

ઉપરની પટ્ટીમાંથી એકાદ વાપરવી. ઉત્પાદક ઇંદ્રિયનું કદ આ રોગથી ન્હાનું થઇ ગયું હોય છે, અને તેથી તેને તેની અસલ સ્થિતિમાં લાવવા માટે ઓસડ લગાડવાની જરૂર છે. ઉપરનાં ઓસડો નસોને તેનું અસલ કૌવત આપવામાં વપરાય છે, અને નીચેનું તેને સ્થૂળતા આપવામાં કામ લાગે છે.

નં૦ ૮ મરી, સીંધાલુણ, પીપર, તગર, ભોરીંગણીના ડોડવા, અઘાડાનાં બી, કાળા તલ, કઠ, જવ, અડદ, સરશવ, અને આસોંદનું ચૂર્ણ કરી મધમાં લગાવી, ઉપર પાન બાંધવું તથા સ્હવાર સૂધી રાખી સ્હવારે શીતળ જળથી ધોવું.

ઉપરના ઉપાયો આ રોગમાં વપરાય છે. એ સિવાય જે ખાસ ચિન્હો જણાય તેનાં ઓસડો કરવા માટે, મગજ ખાલી પડી ગયું હોય, માથે ગરમી ચઢી ગઇ હોય, તેની સાથે દસ્તની કબજીઆત રહેલી હોય. વિચારશક્તિ ઓછી થઇ ગઇ હોય તો નીચેની દવા ખાવી.

નં૦ ૯ બદામ એક ભાગ, એરડીનો ગર બે ભાગ, અને એલચી એક ભાગ, એ સર્વ એકત્ર ખાંડી, તેમાં ચાર ભાગ સાકર તથા ચાર ભાગ ગાયનું તાજું ઘી મેળવી રાખવું, અને તેમાંથી દરરોજ સ્હવાર સ્હાંજ અડધા રૂપિયા ભારને આશરે ખાવું.

નં૦ ૧૦ ઘઉંનો રવો શેર એક લઇ, તેને ગાયના દૂધનો કરમો આપી એક પ્રહર દાબી મૂકવો. પછી તેને ઘીમાં શેકવો, તથા એરડીનો ગર શેર એક લઇ, તેને પણ ઘીમાં શેકવો, અને પછી માવો શેર એક લઇ ઘીમાં શેકવો. પછી એ સર્વને ભેળવી, તેમાં એલચી તોલા ૩, ધોળાં મરી તોલો ૦।, દૂધીનાં બીનો ગર શેર ૦। (પા), બદામ શેર ૦॥, એને ખાંડી, એ સર્વથી દોઢી સાકરની ચાસણી કરી, તેમાં નાખી તેનાં ચોસલાં પાડવાં, તેમાંથી ચાર-પાંચ તોલાને આશરે સ્હવારમાં ખાવું. આથી મગજ સુધરશે, આંખોની નબળાઇ મટશે, અને મગજના તથા આંખના રોગનું જે ભયંકર ચિત્ર હસ્તદોષના અધ્યાયમાં દર્શાવ્યું છે તેમાંથી બચાશે.

ગયેલી શક્તિ પાછી લાવવા માટે, અને નબળી નસોને તેની કુદરતી સ્થિતિમાં લાવવાને, બ્લિસ્ટરો પણ મરાય છે ખરાં; પણ તેમાંથી વખતે આકસ્મિક પીડા ઉત્પન્ન થાય છે. દરદીને

અસહ્ય વેદના સહન કરવી પડે છે, અને જો ઉપાય તરત ન થાય અને તેથી રુઝાતાં વાર લાગે તો મ્હોટાં ક્ષત પડે છે. આ ઉપાયથી નસોને ફાયદો નથી એમ તો કહી શકાય નહિ, તો પણ તે એટલો સ્થાયી નથી થતો કે જેથી અંતે બીજા ઉપાયોની જરૂર ન પડે.

ઉપર જે ખાવાની દવા બતાવવામાં આવી છે તે, ખોરાક જેવા પચાવી શકે અને જેમની પાચનશક્તિમાં ઘણો બગાડ ન થયો હોય તેમને માટે છે. બહુ નબળા પડી ગયેલા માણસોને એ દવા વિશેષ ફાયદો કરશે નહિ. થોડા થોડા વજનમાં ધીમે ધીમે ચઢવાથી ફાયદો થશે ખરો; પણ એવી સ્થિતિના માણસોની પાચનશક્તિ વધે એવા ઔષધની પ્રથમ જરૂર છે. પાચનશક્તિ વધવાની સાથે લોહીમાં ફેરફાર થાય એવાં કોઇ ઔષધનો યોગ એ સાથે થાય તો વધારે સારું. એ કામ માટે નીચેની દવા વપરાય છે.

નં૦ ૧૧

ટિંક્ચર નક્સવૉમીકા..............૨૧ ટીપાં.
ડાઇલ્યૂટ ફૉસ્ફરિક ઍસિડ..........૩૬ ,,
કમ્પાઉન્ડ ટિંક્ચર ઑફ સિંકોના...૧½ ડ્રામ.
પીપરમિન્ટનું પાણી..............૩ આંઉસ.

ઉપરની દવામાંથી ⅙ ભાગ દિવસમાં ત્રણ વખત આપવું. દરદીની તબિયત ઘણી નિર્બળ થઇ ગઈ હોય તો ઉપરની દવા શુરુ કરી, ખોરાકમાં દૂધનો જથ્થો વધારે આપવો. દ્રાક્ષાસવ અથવા એવો કોઇ બીજો આસવ પીવો, કે જેથી શરીરમાં સહજ શકિત રહે. નબળી તબિયતના માણસને દરિયાની હવા માફક આવે છે, તેથી એવી કોઇ જગ્યાએ વાયુફેર કરવા જવું.

આ દરદમાં વિજળી લગાડવાથી કેટલીક વખત સારો આરામ મળે છે. આ કાર્ય ડૉકટરની સલાહ વગર થતું નથી. જૂઠા પડી ગયેલા ભાગોને જીવન આપવાનું કામ વિજળી કેટલી વખત સારું કરે છે; તો પણ બધા દરદીઓને તે એક સરખી રીતે લાગૂ પડતી નથી. આ ખરાબ લતમાંથી થયેલાં દરદો, જેવાં કે વાઈ, માથે લોહીનું ચઢી જવું, મુર્છા આવવી વગેરેમાં, તથા રગોમાં થતી સંધિવા જેવી પીડામાં, વિજળી વખતો વખત આબાદ ઉતરે છે, માટે આ ઉપાય પણ દરદીએ કરી જોવો જોઇએ. વિજળી લગા-

ડતાં પહેલાં યોગ્ય માણસની સલાહની જરૂર છે. કવચિત્ દરદી પોતાની મેળે લગાડે તો પણ એકદમ સારા થવાની આશામાં સખ્ત આચકા ન આવે એ સંભાળવું; નહિ તો તેથી ઉલટો ગેરફાયદો થશે.

આવા ઉપાયો ચાલૂ રાખવાની સાથે આહારવિહારનો પણ વિચાર રાખવો જોઇએ છીએ.

૨ **અતિવિહાર:**—હસ્તદોષ માટે દર્શાવ્યા છે તેવા ઉપાયો આમાં પણ કામ લાગે છે. મનને પ્રથમ કહ્યું છે તેમ નીતિને રસ્તે લઇ જવાનો પ્રયત્ન કરવો. અવકાશનો સમય જેમ બને તેમ થોડો લેવો, અને એ સિવાય જે સૂચનાઓ હસ્તદોષના વિષયમાં આપી છે તે ધ્યાનમાં રાખવી. કેટલાક સ્તંભન કરે એવાં ઔષધોનો બહુ ઉપયોગ કરે છે; પણ એથી ઉલટું નુકસાન થાય છે. અફીણ ખાવાથી દસ્ત જેમ થોડી વાર બંધ રહી અમલ ઉતર્યા પછી ઝાડા થવા માંડે છે, તેમ આ બાબતમાં પણ સમજવું. થોડા સમય સુધી સ્તંભન કરે એવાં ઔષધો લેવાથી જે શક્તિઓ નાડીમાં નથી તે પાછી આવતી નથી; પણ જે થોડી ઘણી હોય છે તે પણ જતી રહે છે. બહુ વિષયથી વીર્ય તૈયાર થયા પહેલાંજ તેને બહાર નીકળવાની જરૂર પડે છે. માટે એ ટેવ છોડી દઇ નિયમિત થવું. એકદમ સારા થવાની ઉતાવળ ન કરવી, અને એકદમ સાજા કરવાની કોઈ આશા આપતું હોય તો તે ફક્ત તમારા પૈસા ધૂતી લેવાની લાલચ આપે છે એમ સમજવું. શરીરમાં જેમ જેમ શકિત આવતી જશે, તેમ તેમ બધાં અંગો સારાં થશે. ઉત્પાદક ઇંદ્રિયને એકદમ સુધારવાની તમારી ધારણા શરીર સુધર્યા પહેલાં પાર પડવાની નથી. માટે એકલી એને જ સુધારવાને રસ્તે ન વળતાં સામાન્યત: શરીર સુધારવાના ઉપાયો કરવા.

૩ **વીર્યસ્રાવ:**—વીર્યસ્રાવ અટકાવવા માટેના પહેલા ઉપાયમાં તે ન જાય એવી સાવચેતી મૂળથી રાખવાની બહુ જરૂર છે. યોગ્ય સમયે નિયમિત રીતે વિહાર કરવાથી આ જરૂર પુરી પડે છે. મન ઉપર પૂર્ણ કાબૂ રાખી નીતિને રસ્તે ચાલવાની ટેવ પહેલાંથી જ પાડવી જોઇએ; અથવા તેમ ન બન્યું હોય તો જ્યારથી આ ખરાબ રોગની પ્રથમ સ્થિતિનાં ચિન્હો જણાવા માંડે ત્યારથી જ ચાલચલણ સુધારવી અને ઉપાયો ચાલુ કરવા. વિષયની નિયમિ-

તતા શરીરને પુષ્ટ કરે છે, તથા મનને આનંદ અને સ્ફુર્તિ આપે છે; માટે એ રસ્તો પકડવો, કે જેથી માઠાં પરિણામ જોવાં પડે નહિ. કેટલાકને એવી ટેવ હોય છે, કે જેમ જેમ નિર્બળતા આવતી જાય છે, તેમ તેમ નસોને ઉશ્કેરનારી દવાઓ ખાઈ અતિ વિષયમાં પ્રવૃત્ત રહ્યા કરે છે; તેથી નિર્બળ થયેલી નસો દિનપ્રતિદિન વિશેષ નિર્બળ થતી જાય છે. માટે પહેલાં પોતાના જુસ્સા ઉપર દબાણ રાખવું, અને પછી ઉપાયો ચાલૂ કરવા. ઉપાયો પણ એવા હોવા જોઇએ કે જે શરીરના સઘળા અવયવો સુધારવામાં એક જ વખતે કામ લાગે. વ્યભિચારની ટેવ હોય તો તદ્દન છોડી દેવી.

આવી નિર્બળતાને સારી કરવી એ જો કે કઠિન કામ છે, તો પણ કેટલાક ધારે છે તેમ તદ્દન અશક્ય નથી. ઉંટ વૈદ્યો આ રોગ મટાડવાનો ઘણો ફાંકો રાખે છે; પણ વૈદ્યનું આ કાર્ય કાંઇ સહેલું નથી. આ દરદ કેવી રીતે સુધારવું એ આ વિષયના ઘણા અનુભવીઓનું કામ છે. માટે એવા કોઇ ડૉકટર કે વૈદ્યની સલાહ લેવી. આળસ દૂર કરવું, અને ધીમે ધીમે કામ કરવાની ટેવ પાડવી. કેટલાક આ રોગમાં પુષ્ટિના ઉપાય કરે છે; પણ એથી કાંઈ લાભ થતો નથી. કારણ કે જ્યાં સૂધી જાવક ચાલૂ છે ત્યાં સૂધી આવક ગમે તેટલી હોય તો પણ હૉજ ભરાતો નથી. આમ છે, માટે નસોને એવા રૂપમાં લાવવી જોઇએ કે વીર્યને ટકાવી રાખવાની તેઓમાં શક્તિ આવે. અલબત્ત ગયેલી નિર્બળતા પાછી લાવવા માટે વીર્યને વધારવાની જરૂર છે; પણ પ્રથમ જે કરવાનું છે તે તેને જતું અટકાવવાનું છે.

દસ્ત હમ્મેશાં સાફ આવવો જોઇએ; કારણ કે જો દસ્તમાં જોર પડે અથવા કરાંજવું પડે છે તો વીર્ય જાય છે. આટલા માટે રૂબાર્બ, સોનામુખી, કે એરંડિયું જરૂર પડે તો લેવું. હમ્મેશાં સહવારમાં ટાઢા પાણીથી ગુહ્યેંદ્રિયના ભાગો ધોવા અથવા દશ પંદર મિનિટ માટે કમ્મર સૂધી ઠંડા પાણીમાં બેસવું, અને નીચેની દવા ખાવી.

નં૦ ૧

| | |
|---|---|
| સલ્ફેટ ઑફ ઝિંક.................. | ગ્રેઇન ૧૮. |
| એકસ્ટ્રૅાકટ ઑફ નકસવૉમિકા.............. | ૬. |
| હીરાકસી .............................. | ૨૪. |
| કમ્પાઉન્ડ રૂબાબ પિલ......................... | ૬૦. |

ઉપરની દવા મિશ્ર કરી તેની ૨૪ ગોળીઓ કરવી, અને તેમાંથી એકેક ગોળી સ્હવાર સ્હાંજ પાણી સાથે લેવી. આ દવામાં નાખવા માટે કમ્પાઉન્ડ રૂબાર્બ પિલ નીચે પ્રમાણે બનાવવી.

| | | |
|---|---|---|
| રૂબાર્બનાં મૂળનો ભૂકો | આંઉસ ૩. | એ સર્વને મિશ્ર કરીને ગોળીઓ વાળવી. |
| એળીઓ | ૨¼. | |
| હીરાબોળ | ૧½. | |
| કઠિન સાબુ | ૧½. | |
| પીપરમિન્ટનું તેલ | ૧½. | |
| નરમ ગોળ | ૪. | |

ઉપરના ઔષધથી ફાયદો ન થાય તો નીચેની દવા વાપરવી.

નં० ૨

| | | |
|---|---|---|
| સારી તમાકુ | તોલો ૧ | એ સર્વને ખરલ કરી, તેની ગોળીઓ ચણા ચણા જેવડી વાળી સ્હવાર સ્હાંજ એકેક લેવી. |
| લવિંગ | ૧ | |
| લોહભસ્મ | ¼ | |
| મધ | ૧ | |

નં० ૩

| | | |
|---|---|---|
| ફૉસ્ફેટ ઑફ આયર્ન. ગ્રેઈન | ૨૪. | ઉપરની દવા મિશ્ર કરી તેની ૧૨ ગોળીઓ કરવી; તેમાંથી સ્હવાર સ્હાંજ એકેક આપવી. |
| કિવનાઈન | ૧૨. | |
| એકસટ્રૅાકટ હાયોસાયમ | ૩૦. | |

આવાં દરદીઓને વિજળી લગાડવાથી કેટલીક વખત ફાયદો થાય છે. નિર્બળ થયેલી નસો અને સ્નાયુઓ આ ઉપાયથી સારાં થાય છે, અને તેથી વીર્યસ્રાવ અટકે છે. જો વીર્ય વિશેષ જવાથી માથાનું એકાદ દરદ થયું હોય તો આ ઉપાયથી સારો ફાયદો થાય છે. ટિંક્ચર કેન્થૅરિડીસ પણ કેટલાક આ દરદમાં વાપરે છે. એની માત્રા ૫ થી ૨૦ ટીપાં સૂધીની છે.

કેટલાક લોહની દવાઓ આ દરદમાં વાપરે છે. વીર્યસ્રાવ થવાથી નિર્બળ થયેલા શરીરને લોહની જરૂર છે ખરી, અને તેથી ફાયદો પણ થાય છે ખરો; પણ બધા દરદીઓને આંખો મીંચીને એ દવા આપી શકાય નહિ; કારણ કે કેટલાક દરદીની પ્રકૃતિ એવી થઇ ગઇ હોય છે કે લોહ આપવાથી લોહીમાં ગરમી થઈ તે જોશથી

ફરવા માંડે છે, અને તેથી વખતે હૃદયનો રોગ અને માથાના દુખાવાનું દરદ થઇ આવે છે. એટલા માટે દરદીઓની પ્રકૃતિનો વિચાર કરીને જ આ દવા વાપરવી.

સુરોખાર આ દરદમાં વપરાય છે, અને તેથી ફાયદો પણ થાય છે; પરંતુ ક્ષાર પદાર્થો પુંસ્ત્વને હરવાવાળા છે; અને ઘણા દિવસ ચાલુ રાખ્યા હોયછે તો નુકસાન કરે છે. સુરોખાર પણ એક ક્ષાર હોવાથી લાંબો વખત તે આપી શકાતો નથી; કારણ કે તેથી વીર્ય-સ્રાવ બંધ કરવા જતાં જનનેંદ્રિય નિર્બળ થાય છે; માટે એનો ઉપયોગ ફક્ત એક જ દિવસ કરવો. આ દરદ માટે કોઇ પણ જાતની દવા ખાતાં પહેલાં એક દિવસ સુરોખારના દશ-બાર ગ્રેઇન લઇ પાણીમાં ઓગાળી તે પી જવું, અને બીજે દિવસથી બીજી દવા, જે આમાં બતાવેલી છે, તેમાંથી એકાદ વાપરવી.

આ દરદમાં કપૂર પણ વપરાય છે. તે એકલું ખવરાવવા કરતાં નીચેનાં ઓસડો સાથે મેળવીને વાપરવામાં આવે છે.

નં૦ ૪

| | |
|---|---|
| કપૂર......૨૦ ગ્રેઇન<br>અફીણ.....૪ ,,<br>ઝેરકોચલાં.૬૦ ,,<br>ભાંગ......૬૦ ,,<br>ચણકબાબ૬૦ ,, | એ સર્વ ખાંડી તેના ચૂર્ણમાં ગોળીઓ વળે તેટલો નરમ ગોળ અથવા મધ નાખી તેની દશ ગોળીઓ કરવી; તેમાંથી સ્હવાર સ્હાંજ એકેક ગોળી પાણીથી લેવી. |

જેમને સ્વપ્નમાં બહુ વીર્ય જતું હોય તેઓએ રાત્રે ઠંડા પાણીથી સ્નાન કરીને સૂવું. જેઓ આસ્તિક હોય તેમણે સૂવા પહેલાંનો થોડો વખત ઇશ્વરસ્મરણમાં કાઢવાથી ખરાબ સ્વપ્ન આવતાં અટકશે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ગમે તેમ કરીને મનને શાંત કરવું જોઇએ. સારી રીત તો એ છે કે ખરેખરી નિદ્રા આવે ત્યાં સૂધી મનને કોઇ નીતિના કામમાં રોકવું, અને નિદ્રા આંખમાં ભરાય ત્યારે શય્યામાં જઇ સૂઇ જવું. પથારીમાં જાગતા પડી રહેવું એ આવાં દરદીઓને માટે સારું નથી. જેમને ખરાબ સ્વપ્ન આવતાં હોય તેમણે નીચેની દવા લેવી.

નં૦ ૫

| | | |
|---|---|---|
| એકસટ્રૅક્ટ બેલાડોના. ગ્રેઈન ૧ | ઉપરની દવાની ચાર ગોળીઓ કરી તેમાંથી બે ગોળી સૂતી વખતે લેવી. | |
| કપૂર......................૬ | | |
| એકસટ્રૅક્ટ કોનાયમ.........૮ | | |

વીર્ય પડતું અટકાવવામાં મુગલાઇ બેદાણા સારો ફાયદો કરે છે; તેની સાથે તેમાં પૌષ્ટિક ગુણ પણ છે. એખરાને દૂધમાં ઉકાળી પાવાથી પણ ફાયદો થશે.

આ સિવાય ફૉસફરસ, લોહ, ઝેરકોચલાં, કૉડલિવર ઑઇલ, ઇસ્ટર્ન સિરપ વગેરે બહુ દવા અપાય છે. ફૉસફરસની ગોળીઓ અને ઇસ્ટર્ન સિરપ તૈયાર આવે છે.

આ દરદમાં બીજી એક અગત્યની બાબત ઉપર ધ્યાન આપવાનું છે તે એ છે કે વીર્ય થોડા દિવસ બંધ રહેવાથી તેને નીકળવાનો રસ્તો ન મળે તો તે પાછું આપો આપ માર્ગ લે છે, અને તેથી સ્વપ્ન આવે છે. જેમ નિર્બળ હોજરી ઘણો ખોરાક રાખી શકતી નથી, પણ ઉલટી કે દસ્ત રસ્તે કાઢી નાખે છે, તેમ નિર્બળ નસો વીર્યનો ઘણો જથ્થો ટકાવી શકતી નથી. માટે જેમને સ્ત્રી હોય તેઓએ પંદર પંદર દિવસે એક વખત સ્ત્રીસંગ કરવો. વીર્યની ખામીના દરદીઓએ સ્ત્રીસંગથી દૂર રહેવું જોઇએ; પણ આ દરદમાં યોગ્ય સમયે સ્ત્રીસંગની જરૂર છે. આ નિયમ રાખવાથી ધીમે ધીમે ધાતુનો અટકાવ નસો કરી શકશે, અને પછી ગમે તેટલા દિવસ બ્રહ્મચર્ય પાળવા છતાં સ્વપ્ન આવશે નહિ, કે મૂત્રમાં વીર્ય જશે નહિ.

ઉપરના ઉપાય ચાલૂ રાખવા છતાં કોઇ દિવસ સ્વપ્નમાં વીર્ય જાય, તો તરત પથારીમાંથી ઉઠી, પેસાબ કરી, પાણીથી એ ભાગ ધોઈ નાખી કોરો કરવો, અને પછી સૂઈ જવું.

૪ પ્રમેહ:— આ રોગ તરત મટવામાં જેમ સારાં ઔષધોની જરૂર છે તેમ દરદીના બાંધા ઉપર પણ કેટલોક આધાર રહે છે ખરો. જો દરદી શરીરે તંદુરસ્ત હોય, અને વારસામાં મળેલા કોઈ રોગથી તે પીડાતો ન હોય તો ઘણું કરીને તરત આરામ થાય છે. જો દરદી તંદુરસ્ત હોય, અને દરદ થતાં જ આવ્યો હોય, તો બેસણી ઉપર શિશ્નના મૂળની આસપાસ થોડી જળો મૂકવી. તેથી અતિશય થતી

વેદના તથા સોજો નરમ પડશે. પણ જો સોજો કે બળતરા બહુ સખ્ત ન હોય, અથવા દરદીની સ્થિતિ પૂરતી જોરાવર ન હોય તો જળો મૂકવી નહિ. શિશ્નને ગરમ પાણીથી ધોવું, અથવા થોડો વખત શેક કરવો. ઘણું કરી આવા રોગોમાં સ્વચ્છતા રાખવાની એ ઘણી જરૂર છે, અને ઔષધોપચારને તે મદદ કરે છે. સહન થાય એવું ગરમ પાણી કરી દરદીને થોડી વાર તેમાં બેસાડવો, અથવા એકાદ લૂગડાને ગરમ પાણીમાં બોળી ઇંદ્રિય ઉપર બાંધવું. દરદીને દસ્ત સાફ લાવવા માટે થોડું એરંડિયું અથવા એવી બીજી સૂક્ષ્મ-રેચક ઔષધી આપવી. સખ્ત જુલાબથી દૂર રહેવું. પેશાબ ન બળે એટલા માટે સોડા અથવા પોટાસના ક્ષાર વાપરવા. પેશાબનો રેચ આપવો; દૂધ અને પાણી એકત્ર કરી પીવાં, જવનું પાણી ઉકાળીને પીવું, અથવા ચોખાનું ધોવણ પીવું. જરૂર જણાય તો તેમાં થોડો સોડા નાખવો.

નં૦ ૧.

જો દરદીને તાવ ન આવતો હોય તો, બાલસમ કોપેબાનાં આઠથી દશ ટીપાં પતાસા ઉપર અથવા ખાંડ સાથે દિવસમાં ત્રણ વખત લેવાં અથવા નીચેનું ચુર્ણ તૈયાર કરી વાપરવું:—

નં૦ ૨

ચણકબાબ........તોલા ૮. કટકડી....... તોલા ૨.

ઉપરની દવાને મેળવી તેમાંથી દશથી બાર વાલ જેટલી ઠંડા દૂધમાં કે પાણીમાં લેવી.

જો પેશાબમાં આગ બહુ બળતી હોય, તો ગરમ પાણીમાં બેસવું; અને નીચેની દવા તૈયાર કરી તેમાંથી $\frac{1}{4}$ ભાગ દિવસમાં ચાર વખત આપવી.

નં૦ ૩.

લાઇકર પોટાસ........ડ્રા. ૧. આલ્મંડ મિક્ષ્ચર...આં. ૬.

ટિંકચર હાયોસાઇમ.......૧.

આલ્મંડ મિક્ષ્ચર એટલે બદામનું મિશ્રણ નીચે પ્રમાણે બને છે.

મીઠી બદામ...આંઉસ. ૮. સાકર આં. ૩. ગુંદ...આં. ૧.

એને ખાંડી ભૂકો કરી, તેમાંથી આંઉસ ૨॥ લઇ તેમાં એક પાઇન્ટ પાણી નાખવું. એટલે બદામનું મિશ્રણ તૈયાર થયું. તેમાંથી ઉપલી દવામાં જોઇએ તેટલું વાપરવું.

જો શિશ્ન વારંવાર આપોઆપ જાગ્રત થઇને અતિશય પીડા થતી હોય તો ઠંડા પાણીમાં તેને બોળવું અથવા પાણીમાં ભીંજાવેલું લુગડું બાંધી રાખવું, તે છતાં શાન્તિ ન થાય તો રાત્રે સૂતી વખતે એક્ષટ્રૅક્ટ ઓફ્ બેલાડોના તે ઉપર લગાવવું; અને નીચેની દવા પણ રાતે સૂતી વખતે ખાવી.

નં૦ ૪.

| | | | |
|---|---|---|---|
| એક્ષટ્રૅક્ટ બેલાડોના | ગ્રેઇન | ૮ | એ દવા મિશ્રકરી તેમાંથી બાર ગોળી કરી, તે માંથી એક રાત્રે લેવી. |
| ,, કોનાઇ | ,, | ૮ | |
| ,, હાયોસાઇમ | ,, | ૮ | |
| ,, પેપેવર | ,, | ૮ | |

જો સોજા હોય તો ઉપરની દવાના કરતાં નીચેની દવા આપી પેટ સારું રાખવું.

નં૦ ૫.

| | | | |
|---|---|---|---|
| સોનામુખી | તોલો | ૧। | આ દવાનો ગરમ પાણીમાં ક્વાથ કરવો, અને પછી તેમાં બે તોલા વિલાયતી મીઠું નાખી અઠવારમાં એક વખત પીવું. |
| ધાણા | તોલો | ૦। | |
| જીરું | તોલો | ૦। | |
| સુંઠ | તોલો | ૦॥ | |

નં૦ ૬.

લાઇકર આમોનિઆસિટ્રેટીસ....................૨ આંઉસ.
પોટાસાઈ એસીટસ....................૯૦ ગ્રેઈન.
ગુંદનું પાણી (મ્યુસિલેજ ઍકેશ્યા)....................૧ આંઉસ.
કપૂરનું પાણી (ઍકવા કેમ્ફોરા)....................૩ ,,
એ દવા મિશ્ર કરી દિવસમાં ચાર વખત તેનો ¼ ભાગ આપવો.

નં૦ ૭.

પેશાબ બહુ બળતો હોય તો, ઓથમી જીરૂં તોલા ૦॥ માં સાકર તોલો ૦॥ મેળવી પાણીથી ખાઇ જવું; અથવા અળસીની

જુદા થોડી થોડી દિવસમાં ચાર પાંચ વખત પીવી. ગોખરુનો કવાથ કરીને પાવાથી પણ બળતરા ઓછી થશે.

ઉપરની દવાઓથી ફાયદો ન થાય તો નીચેની દવા બનાવી વાપરવી. તેમાંથી દિવસમાં ત્રણ વખત પાવી:—

નં૦ ૮.

બાલસમ કોપેબા...............૯૦ ટીપાં.
ટિંક્ચર હાયોસાઇમ..........૯૦ ,,
લાઇકર પોટાસી...............૪૫ ,,
ગુંદનું પાણી....................૧ આંઉસ.
સાદું પાણી.....................૨ા ,,

(ગુંદનો ભૂકો આંઉસ ૪ ને ચોખ્ખું પાણી આંઉસ ૬ મેળવવાથી ગુંદનું પાણી બને છે.)

નં૦ ૯.

ઉપરની દવાથી આરામ ન જણાય, તો ગરજનનું તેલ ટીપાં ૪૫ લઇ, તેમાં ત્રણ આંઉસ દૂધ નાખી, દિવસમાં ત્રણ વખત પીવું. સુખડનું તેલ પણ આ દરદને સારો ફાયદો કરે છે. તેનાં દશ ટીપાં પાણીમાં અથવા પતાસાંમાં દિવસમાં ત્રણ વખત લેવાં.

જો શિશ્નમાં અતિશય પીડા થતી હોય, વાંકું વળી જતું હોય, સોય ભોકવા જેવું દરદ થતું હોય, તો નીચેની દવા લેવી:—

નં૦ ૧૦.

| | | |
|---|---|---|
| કપૂર...............ગ્રેઇન | ૯ | આ દવાની ત્રણ ગોળીઓ કરી દર રાત્રે સૂતી વખતે પાણીથી ગળી જવી. |
| અફીણ...............,, | ૧ | |
| ગુંદરનો ભૂકો........,, | ૯ | |

દેશી વૈદ્યકમાં દરેક જૂદી જૂદી જાતના પ્રમેહ ઉપર જૂદાં જૂદાં ઔષધો છે, અને જો રોગનાં લક્ષણો બરાબર ઓળખી વાપરવામાં આવે, તો તરત ફાયદો થાય છે. કફ પ્રમેહના જૂદા જૂદા ભેદ ઉપર નીચે પ્રમાણે ઔષધો વપરાય છે.

નં૦ ૧૧ જલપ્રમેહ ઉપર કાયફળ, નાગર મોથ અને લોદર સરખે વજને લઇ તેનો કાઢો, અથવા પારિજાતનો કાઢો પાવો.

નં૦ ૧૨ ઇક્ષુપ્રમેહવાળાને કડવા લીંબડાની અંતરછાલનો કાઢો કરીને પાવો.

નં૦ ૧૩ સાંદ્રપ્રમેહના રોગીને દારુહળદર, હળદર, તગર અને વાવડિંગનો કાઢો, અથવા સાજડનો કાઢો આપવો.

નં૦ ૧૪ સુરાપ્રમેહ ઉપર કદંબ, સાગનાં છોડીઆં અને અજમાનો ઉકાળો પાવો.

નં૦ ૧૫ હળદર ને દારુહળદરનો કવાથ કરી પિષ્ટપ્રમેહવાળાને આપવો.

નં૦ ૧૬ શુક્રપ્રમેહના દરદીને ધ્રો, મોથ, કરંજ અને કચૂરાનો કવાથ આપવો.

નં૦ ૧૭ સિકતાપ્રમેહવાળાને લીંબડાની અંતરછાલનો કાઢો આપવો.

નં૦ ૧૮ શીતપ્રમેહપર પહાડ મૂળ ને ગોખરુનો કાઢો આપવો.

નં૦ ૧૯ શનૈમેહ ઉપર ત્રિફલા અને ગળોનો કાઢો આપવો.

નં૦ ૨૦ લાલામેહવાળાને ત્રિફલા, ગરમાળો અને દ્રાક્ષનો કાઢો કરી પાવો.

આ પ્રમાણે દરેકને માટે જૂદાં જૂદાં દ્રવ્યોનો કાઢો કરીને આપવો. પણ જો દરદનું ખરૂં સ્વરૂપ ઓળખવામાં ન આવે તો સામાન્ય રીતે પ્રમેહ ઉપર જે ઔષધો આગળ લખાઇ ગયાં છે તેમાંથી, અથવા હવે પછી સર્વ મેહ ઉપર જે ઔષધો લખાશે તેમાંથી એકાદ વાપરવું, એ વધારે સલામતી ભરેલું છે.

નં૦ ૨૧ પિત્તપ્રમેહમાંના માંજિષ્ટપ્રમેહ ઉપર મજીઠને સુખડનો કાઢો; હારિદ્ર ઉપર વાળો, નાગર મોથ, આંબલાં ને હરડેનો કવાથ; નીલપ્રમેહ ઉપર પીપલાનો કવાથ, અથવા લીંબડાની અંતરછાલ, આંબલાં ને ગળોનો કવાથ, ક્ષારમેહ માટે પુષ્કરમૂળ, નાગરમોથ અને હરડેનો કવાથ, અથવા ત્રિફળાનો કવાથ; કૃષ્ણપ્રમેહ ઉપર લોદર, વાળો, દારુહળદર અને ધાવડીનાં ફૂલનો કવાથ અને રક્ત પ્રમેહ ઉપર સુંઠ, વરિયાળી અને કમળનો કાઢો આપવામાં આવે છે.

નં૦ ૨૨ વસાદિ વાતમેહ ઉપર કઠ, કડુ, પહાડમૂળ, ને હીંગનો કાઢો અથવા ગળો અને ચિત્રાનો કાઢો પાવો.

આ સિવાય બીજા અનેક ઉપાયો પ્રમેહ માટે વપરાય છે. એકલાં ચણકબાબને ખાંડી ભૂકો કરી, આઠ દશ વાલને આશરે સાકર સાથે ફાકી લેવાથી ફાયદો થશે. કેટલાક ચણકબાબના ભૂકામાં સુખડનું તેલ દશેક ટીપાં નાખી આપે છે. પેશાબમાં થતી વેદના કમી કરવા માટે બહુફળી, ગોખરુ, બળદાણા, ગળો, જેઠીમધ, વગેરેમાંથી એકાદને પલાળી તેનું પાણી પીવાથી ફાયદો થાય છે. શરીરમાં કોઇ જાતની નબળાઈ આવે તો પ્રમેહ જલદી મટતો નથી. માટે શક્તિ લાવવા માટે લોહનો અર્ક (ટિંકચર ઑફ સ્ટીલ) અથવા એવી કોઇ શક્તિ લાવનાર દવા લેવી. પ્રમેહમાં પૂર્ણ રીતે પરેજી રાખવાની જરૂર છે. મરચાં જેવી ગરમ ચીજ ખાવાથી દૂર રહેવું. સ્ત્રીગમન કરવા પછી તરતજ પિશાબ કરી, પાણી લીધું હોય તો પ્રમેહનું ઝેર વળગવાનો સંભવ નથી. જેમને દેશી ઔષધો ઉપર આસ્તા હોય તેમણે નીચેનાં ઔષધો વાપરવાં. સમગ્ર રીતે કોઇ પણ જાતના પ્રમેહ ઉપર એ ઔષધો વપરાય છે; અને તેમાંનાં કેટલાંકની અસર ઘણી સારી થાય છે.

નં૦ ૨૩.

હરડાં, બેડાં, આંબળાં, દેવદાર, દારુહળદર, ઇંદ્રિવારણાંનાં મૂળ, અને નાગરમોથ, એનો કવાથ સર્વ પ્રમેહપર અપાય છે.

નં૦ ૨૪.

ખાખરાનાં ફુલ-જેને લોકો કેસૂડાં કહે છે તેને પાણીમાં બાફી કાઢો કરી પાવો.

નં૦ ૨૫.

વાવડિંગ, હળદર, જેઠીમધ, સુંઠ, ગોખરુ એનો કવાથ કરી, તેમાં થોડું મધ નાખીને પાવાથી પ્રમેહ જાય છે.

નં૦ ૨૬.

આંબલાંનો રસ અને હળદર મેળવી, તેમાં થોડું મધ નાખી પાવાથી ફાયદો થશે. એકલો ગળોનો રસ ને મધ પણ પીવાય છે.

નં૦ ૨૭.

નિર્મલીનાં બી તોલો એક લઇ, તેને છાશમાં વાટી, મધ નાખી પીવાથી સારો ફાયદો થાય છે.

પેસાબને વધારનારી દવાઓથી આ રોગમાં ફાયદો થાય છે, અને જેઓને વેદના થતી હોય તેઓને પેસાબના રેચથી જ ફાયદો થાય છે. એ નેમ પાર પાડવા માટે નીચેની દવા વાપરવી.

નં૦ ૨૮.

એલચી, શિલાજીત, પીપર, પાષાણભેદ, એનું સમભાગે ચૂર્ણ કરી ચોખાના ધોવણમાં અથવા પાણી અને દૂધ સરખે ભાગે ભેળાં કરી તેમાં લેવું.

ઉપર લખેલા ઉપાયોમાંથી માફક આવે તે ચાલૂ રાખી, શિશ્નમાં પીચકારી મારવાનું શુરુ કરવાથી આરામ થવામાં મદદ થશે. કેટલાક પ્રમેહનાં ચિન્હો શરુ થાય ત્યારથી જ પીચકારી મારવાની ભલામણ કરે છે; પણ તેમ કરવાથી ફાયદાને બદલે કેટલીક વખત ઉલટો ગેરફાયદો થાય છે. માટે પ્રમેહનું જોર હલકું પડે, અંદરના સોજા ઉતરી જાય, પરુ પાતળું આવવા માંડે અને વેદના કમી થાય ત્યારે નીચેનાં ઓષધોની પીચકારી મારવીઃ—

નં૦ ૨૯.

સ્યુગર લેડ.........૮ ગ્રેઇન. જસતનાં ફૂલ.........૫ ગ્રેઇન.
અફીણનો અર્ક...ાા ડ્રામ. પાણી...............૮ આંઉસ.

ઉપરની સઘળી દવા મિશ્ર કરી, એક કાચના પ્યાલામાં રાખી તેમાંથી પીચકારી ભરી મારવી. પીચકારી કાચની વાપરવી.

નં૦ ૩૦.

સોલ્યુશન ઓફ ઝિંક–ક્લોરાઇડ ૨૫ ટીપાં લઇ, તેમાં આઠ આંઉસ પાણી નાખી, તે વાપરવું. અથવા નીચેની દવા વાપરવીઃ—

નં૦ ૩૧.

સ્યુગર લેડ.........૧ થી ૪ ગ્રેઇન×પાણી આંઉસ ૧.
જસતનાં ફૂલ......૧ થી ૪ ,, ,, ,, ,,
મોરથુથુ ..........૧ થી ૨ ,, ,, ,, ,,
સિલ્વર નાઇટ્રેટ..........૧ ,, ,, ,, ,,

ઉપરની દવાઓમાંથી એકાદ દવા તૈયાર કરી પીચકારી મારવી. અનુક્રમે લખેલી દવા વારા ફરતી અજમાવી જોવી. ચાર પાંચ દિવસ એક વાપરતાં ફાયદો ન જણાય, તો બીજી વાપરવી. પ્રમેહ જેમ જુનો થાય છે તેમ પીચકારીની જરૂર વધારે પડે છે. કેટલાક દવા ન ખાતાં ફક્ત પીચકારી જ મારે છે; પણ તેથી ફાયદો થવાનો સંભવ થોડો છે. પીચકારીનું પાણી ધાતુના વાસણમાં ન રાખતાં ચીનાઇ વાસણમાં કે કાચના પ્યાલામાં રાખવું. પીચકારી મારતી વખતે ડાબા હાથના અંગુઠાથી મૂત્રછિદ્રને પકડવું અને પીચકારી ભરાઇ રહ્યા પછી આંગળીને અંગુઠાથી છિદ્રને દાબી થોડી વાર બંધ રાખવું, કે જેથી પ્રવાહી અંદર રહી, તેની યોગ્ય અસર થશે. કેટલાકને એવી ટેવ હોય છે, કે પીચકારી મારી રહ્યા પછી પ્રવાહી અંદર જાય એટલા માટે મૂત્રમાર્ગને હાથથી મૂત્રાશય તરફ દાબતા જાય છે. આ ટેવથી ઘણી ખરાબી થાય છે. દરદીને પીડા થાય છે, એટલું જ નહિ પણ ઘણા દિવસ આમ કરવાથી મૂત્રાશય (બ્લૅડર)નો વરમ થવાની પણ ધાસ્તી રહે છે.

ઔષધો વાપરવાની સાથે કેટલીક પરેજી રાખવાની પણ જરૂર છે. જો બની શકે તો થોડા દિવસ પથારીમાં જ રહેવું. શિશ્ન અને વૃષણને લટકતાં રાખવા કરતાં કપડાથી સહજ ઉંચાં બાંધી રાખવાં સારાં છે. પેડુની સાથે ઇંદ્રિયને ઢીલા પાટાથી બાંધી રાખવાથી દરદ ઓછું થશે. હરવું ફરવું થોડા દિવસ મોકુફ રાખવું, અને ઘોડાની સવારી તો કદાપિ કરવી જ નહિ. રાત્રે જમવા કરતાં સંધ્યાકાળે જ ખોરાક લઇ લેવો. ખોરાક સાદો હોવો જોઇએ. દારુ, મસાલો, મીઠું, આસવ વગેરે પદાર્થો લેવા નહિ. આને બદલે સોડા-વૉટર, અળસીની ચ્હા, ગુંદનું પાણી વગેરે ફાયદાકારક છે. મૂત્રનો વેગ રોકવો નહિ. તમાકુ પીવાની જેને ટેવ હોય તેણે તે વ્યસન બંધ રાખવું. દિવસે સૂવું નહિ. સ્ત્રીગમનથી દૂર રહેવું. તીખા અને ગળ્યા પદાર્થો છોડી દેવા.

**૫ વંધ્યદોષ અથવા વાંઝીઆપણું**:—આ દરદનાં જે કારણો મળી આવે તે દૂર કરવાં. કુદરતી રીતે પ્રજા ન થાય એમ બને જ નહિ; કારણ કે ઇશ્વરની ધારણા દુનિયાનો વધારો કરવાની જ છે. મુખ્યત્વે કરી આપણી ભૂલના જ આપણે ભોગ થઇ પડીએ છીએ,

માટે એ ભૂલો સુધારવી. કોઈ સંયોગજન્ય રોગ થયો હોય તો તેમાંથી મુક્ત થવાના યોગ્ય ઉપાય કરવા. સ્ત્રીને એકાદ રોગ થયો હોય તો તેના ઉપાય કરવા. અવયવોમાં કોઈ ખામી હોય તો તે પણ સુધરી શકે છે. માનતા અને બાધા રાખવાની ટેવ છોડી ઔષધને રસ્તે ચઢવું. વીર્ય ઓછું અને નબળુ હોય તો, દૂધ, દૂધપાક, વગેરે પુષ્ટિકારક ખોરાક ખાવો. યુનાનીમાં ચકલીનાં ભેજાં વીર્ય માટે ઉત્તમ લખ્યાં છે; પણ તે તેમજ ઈંડાં મુસલમાનો અને જેમને ખપતાં હોય તેઓ જ વાપરી શકે છે.

ચોપચીનીની દૂધમાં કીટી કરી સાકરમાં તેનો પાક કરી ખવડાવવાથી વીર્યની ખામી દૂર થશે. ગરમ પ્રકૃતિવાળાએ આ પાક ન ખાતાં કોળાંનો પાક ખાવો. કોળાંની છાલ ઉતારી તેને ખમણવું, અને એક કઢાઇમાં ચૂલા ઉપર બાફી, ચાસણી કરી, તેમાં બદામ પીસ્તાં વગેરે યોગ્ય મસાલો નાખી પાક તૈયાર કરી તે વાપરવો.

ગાજર પતાળુ આ કામમાં બહુ ઉપયોગી છે. તેને પાણીમાં બાફી મુરબ્બા જેવી ચાસણીમાં નાખી મુરબ્બો કરવો, અને હમ્મેશાં સ્હવારમાં ત્રણથી ચાર રૂપિયા ભાર ખાવો.

શરીર જાડું થઇ ગયું હોય તો કસરત કરવાની ટેવ પાડવી. પાણી થોડું પીવું, અને જેઓ નવરા બેસી રહેતા હોય તેમણે ઉદ્યમી થવું. મનમાં કોઇ જાતની ચિંતા રહે એવું કરવું જેથી શરીર ઘટશે. નિર્બળ શરીરવાળાએ યોગ્ય કસરત કરી પુષ્ટિકારક ખોરાક ખાવો.

સંયોગજન્ય રોગથી જેઓને છોકરાં નથતાં હોય તેઓએ તે તે રોગના પ્રકરણમાં દર્શાવેલા ઉપાયો સત્વર કરવા.

જનનેન્દ્રિયના કોઈ સ્નાયુ કે બંધનમાં અપૂર્ણતા જેવું હોય તો વિજળી લગાડવી, અને હસ્તદોષના વિષયમાં કહેલા લેપમાંથી એકાદ વાપરવો.

જેમને વીર્ય જ ન નીકળતું હોય તેઓ માટે કાંઇ ઇલાજ નથી; પણ પ્રમેહથી મૂત્રમાર્ગમાં થયેલા સોજાને લીધે, અથવા

મૂત્રછિદ્ર ન્હાનું થવાને લીધે, વીર્યનો અટકાવ થતો હોય તો કોઇ હોંશિયાર ડૉકટર પાસે તે માર્ગ ખુલ્લો કરાવવો.

આ સિવાય બીજાં જે કારણો મળી આવે તે દૂર કરવાં. આ રોગમાં એવી જૂદી જૂદી બાબતોનો સમાવેશ થાય છે કે, દરદી ઘણું કરી એક કારણનો નિશ્ચય કરી શકતો નથી, અને તેથી તે પોતે પોતાનો વૈદ્ય બની શકતો નથી. માટે એવી બાબતમાં કોઇ યોગ્ય માણસની સલાહ લેવી.

માણસોની પ્રકૃતિ એવી જૂદી જૂદી જાતની હોય છે, કે આ રોગને માટે એક ચોક્કસ જ ઉપાય લખી શકાય તેમ નથી. આ વિષયમાં ઘણાં ઔષધો વપરાય છે, અને જો પ્રકૃતિને બરાબર ઓળખીને ઉપચાર થાય છે તો તે બહુધા નિષ્ફળ નથી થતો. આટલા માટે ઉપચાર કરનારે પણ દરદીઓની તબિયતથી વાકેફ થવું જોઇએ.

૬ **ઉપદંશ અથવા ચાંદીઃ**—આ રોગમાં પહેલું જે કાર્ય કરવાનું છે તે પડેલાં ક્ષતને જેમ બને તેમ તરત રુઝવવાનું છે. ક્ષત પડે કે તરત કાસ્ટિક (સિલ્વર નાઇટ્રેટ)થી તેને બાળી નાખવું, અને નવશેકા પાણીમાં કપડું ભીંજવી તે ઉપર બાંધવું. આ કાર્ય શુરુઆતમાં જ કરવાનું છે. પણ જો રોગ થયાને એકાદ અઠવાડીઉં થઇ ગયું હોય તો તેને તે જ નાઇટ્રિક ઍસિડ (સ્ટ્રૉંગ નાઇટ્રિક ઍસિડ)થી બાળવું. ઍસિડનાં એક બે ટીપાં તે ઉપર મૂકવાં, અથવા તેમાં રુ પલાળીને ક્ષત ઉપર લગાડવું. આમ કરવાથી અતિશય વેદના થાય તો જનનેંદ્રિયને ઠંડા પાણીનો પ્યાલો ભરી તેમાં બોળી રાખવી, તેથી વેદના શાંત થશે. આ રીતે બાળ્યા પછી તે ઉપર પોટીસ બાંધવી, એટલે બળેલા ભાગ ઉપર પોપડી બંધાઈ ખરી જશે, અને નીચે લાલ જમીન દેખાશે. જો કોઇ ભાગમાં ધોળો ભાગ દેખાય તો થોડું ઝેર રહી ગયું છે એમ સમજવું. આ ઝેર કાઢવા માટે તે ભાગપર જરા મોરથુથુ લગાવવું. નહિ તો તે ભાગ વધી જઇ આસપાસના ભાગને બગાડશે, અને પ્રથમ હતી તેવી સ્થિતિ પાછી થઇ રહેશે. એ પ્રમાણે કર્યા પછી ત્રિફળાના પાણીથી અથવા બાવળની છાલના ઉકાળાના પાણીથી ધોવું; એટલે ધીમે ધીમે જમીન આવી જશે. એમ કરવાથી ફાયદો ન થાય, તો નીચેનું પાણી તયાર કરી, તેમાં કપડું બોળી, તે લગાવવુંઃ—

નં૦ ૧. કૅલોમેલ......૩૦ ગ્રેઇન. ચુનાનું પાણી ૧૦ આંઉસ.

પ્રથમ કૅલોમેલને નાની ગોળ ખરલમાં નાખી, થોડું ચુનાનું પાણી નાખી દસ્તાથી સહજ ઘુંટવું. પછી ચુનાનું બાકીનું પાણી અંદર મેળવી દેવું. આ પાણીને અંગ્રેજીમાં બ્લૅક વૉશ કહે છે. દિવસમાં ચાર પાંચ વખત આ પાણીથી ક્ષતને ધોવું. એથી આરામ ન થાય તોઃ—

નં૦ ૨

સોલ્યુશન ઑફ્ કલોરાઇડ ઑફ્ ઝિંક ડ્રામ અડધામાં આઠ આંઉસ સ્વચ્છ પાણી નાખી, તે દિવસમાં પાંચ છ વખત વાપરવું. એથી પણ ફાયદો ન જણાય તો, યલ્લો વૉશ (રસકપૂરનું) પાણી નીચે પ્રમાણે તૈયાર કરી વાપરવું.

નં૦ ૩

રસકપૂર......૧૮ ગ્રેઇન. ચુનાનું પાણી ૧૦ આંઉસ.

પ્રથમ ક્ષતને જરા નવશેકા પાણીથી ધોઇ, લિન્ટથી તેને લુંછીને કોરું કરવું. ત્યાર પછી ઉનના કટકાને અથવા લિન્ટને ઉપરના પાણીમાં બોળી ચાંદાં ઉપર મૂકવું, અને તેને સુકાવા ન દેતાં ઉપર થોડું થોડું સોલ્યુશન નાખતા રહેવું. આ પ્રમાણે આઠ દિવસ સુધી ચાલૂ રાખ્યા છતાં કાંઇ ફાયદો ન થાય તો નીચેનું પાણી વાપરવુંઃ—

નં૦ ૪

મોરથુથુ......ગ્રેઇન ૧. પાણી......આંઉસ. ૧.

આ પાણી ઉપર પ્રમાણે જ વાપરવું. વાપરતાં બળતરા થાય તો તેમાં પાણી જરા વધારે નાખવું. આ પ્રમાણે કરવા છતાં પણ શિશ્નમાં બહુ દુખાવો રહેતો હોય, તો કેસુડાં બાફીને સહેવાય એવાં ગરમ બાંધવાં. જો ચામડી નીચે ઉતરવાથી અંદરની ચાંદી દેખાતી ન હોય તો ચામડીમાં પિચકારી મારવી એટલે અંદરથી પરુ ધોવાઇને નીકળી જશે. ચાંદીને લીધે ચામડીનો કોઇ ભાગ સડી ગયો હોય તો તેને પ્રથમ પોટીસથી છુટો પાડવો, અને પછી ઉપરની દવા વાપરવી. કેટલીક વખત ચામડી ઘણો પ્રયત્ન કરવા છતાં ઉપર ચઢતી નથી. એવા વખતે એને કપાવવાની જરૂર પડે છે; પણ તેમ કરવાથી વખતે ચાંદીનો ચેપ કપાયલા ભાગને લાગવાથી સડો વધે છે.

દરદીને ખાવામાં ચાંદી ઉપર પારાની દવા વપરાય છે. બધી દવાઓ કરતાં એ દવા અકસીર છે; પણ તે હુદમાં વપરાવી જોઇએ. પારાની દવા ખાતાં કેટલીક વખતે મ્હોં આવી જાય છે; માટે એવાં ચિન્હો જણાય કે દવા બંધ કરવી; મ્હોંમાંથી લાળ ઝરવા દેવી. મ્હોં થોડુંક આવવામાં ફાયદો છે, અને કેટલીક વખત ખાસ મ્હોં લાવવું પડે છે. જો દરદી જોરાવર હોય તો નીચેની ગોળીઓ ખવરાવવી:—

નં૦ ૫

કેલોમેલ...........ગ્રેઇન ૨૪. અફીણ.....ગ્રેઈન ૩.

એ બેને મેળવી બાર ગોળીઓ કરવી, અને દિવસમાં ત્રણ વખત એકેક ગોળી આપવી.

આ સિવાય નીચેનાં ઔષધોનો કવાથ કરીને ચાંદીવાળા દરદીને પાવો.

નં૦ ૬.

રસાંજન, મળઠ, જેઠીમધ, વાળો, પદ્મક, રતાંજળી, અને કમળનો કવાથ કરી પાવાથી લોહી સુધરી ઉપદંશને ફાયદો થાય છે.

નં૦ ૭.

રસાંજન સરસડાની છાલનો ભૂકો, અને હુરડેનો ભૂકો એ ત્રણ વસ્તુઓને મધમાં કાલવી ક્ષત ઉપર મૂકવાથી ક્ષત તરત ભરાઇ આવે છે.

ઉપર પ્રમાણે ઔષધો ચાલૂ કરવાં; સાથે દરદીએ ખોરાક સાદો લેવો; ગરમ વસ્તુ બિલકુલ ખાવી નહિ. બને તો ક્ષાર પદાર્થો પણ ખાવા નહિ. સ્ત્રીગમન તદન બંધ જ કરવું, અને બેદરકાર ન રહેતાં કે શરમ ન રાખતાં કોઇ સારા ડૉકટર કે વૈદ્યની સલાહ લેવી.

૭ મૂત્રરોગઃ—આવાં દરદોમાં શરીર નિર્બળ થઇ જવાની સાથે દરદીનું મન પણ ઘણું ચિંતાતુર થઈ ગયેલું હોય છે. તેમાં પણ ઑગ્ઝેલેટ ઑફ લાઇમ અને ફૉસ્ફેટ ઑફ લાઇમ જેને પડતું હોય છે એવા દરદીઓ બહુ ચિંતાતુર થઇ ગયેલા દેખાય છે. તેઓની આ ચિંતા યુક્તિથી દૂર થાય તેમ કરવું. દરદી તેના દરદના વિચારમાં આખો દિવસ રહ્યા કરે એમ ન થવું જોઇએ. આવા પદાર્થો ઘણા જથ્થામાં પડયાથી કેટલીક વખત નબળાઇ એકદમ

વધી જઈ તરત મરણ નીપજે છે; માટે ઔષધોપચારની સંપૂર્ણ કાળજી રાખવી.

જો દરદી સશક્ત હોય તો પહેલાં એરંડીઆનો કે રૂબાર્બનો હલકો જુલાબ આપવો. સખત જુલાબથી દૂર રહેવું. સ્હવાર–સાંજ પ્રમેહનાશની એકેક ગોળી ખાવી. પેશાબમાં પડતા દરેક પદાર્થ માટે તેનાં ખાસ ઔષધો વપરાય છે; પણ દરદીઓ પેશાબમાં પડતા હર કોઇ પદાર્થને વીર્ય તરીકે જ માનતા હોય છે, અને તેનું યથાર્થ સ્વરૂપ જાણતા નથી; એટલે દરેકને માટે જૂદું ઔષધ આપવાથી કયું ક્યારે વાપરવું એનો ગુંચવાડો થવાના સંભવથી અહીં એ માટે કાંઇ લખ્યું નથી.

પેશાબના દરદીઓએ મુખ્ય વાત જે ધ્યાનમાં રાખવાની છે તે તેઓને આહાર વિહાર કેવી રીતે કરવો એ છે. દવા ન ખાનારાઓ પણ જો પથ્ય પાળવામાં બરાબર ચાલે તો આવાં દરદો સહેલાઇથી સારાં થાય છે. એટલા માટે અત્રે એ સંબંધી થોડું વિવેચન કરીએ છીએ.

શરીરને યોગ્ય કસરત ન મળવાથી પણ આ રોગની ઉત્પત્તિ થાય છે; માટે હમ્મેશાં થોડી થોડી કસરત કરવી. આથી આવાં દરદોને ફાયદો થશે; એટલું જ નહિ પણ પાચનશક્તિમાં સુધારો થઇ, શરીરની સ્થિતિ સુધરવા માંડશે.

ખોરાક લેવામાં પણ નિયમિત અને મિતાહારી થવું. દરરોજ વખતસર ખાવાની ટેવ મુખ્યત્વે કરીને આવા દરદીઓને સારી છે. આવાં દરદોમાં હોજરીનો સ્વભાવ અમ્લ (ઍસિડ) હોય છે; માટે એમાં વધારો થાય એવા પદાર્થો, જેવા કે લીંબુ વગેરે થોડા ખાવા. ખોરાક યોગ્ય રીતે પાકેલો અને પચે એવો ખાવો. એક દિવસ વધારે અને બીજે દિવસે ઓછો એમ ખોરાકના જથ્થામાં વારંવાર ફેરફાર કરવો નહિ. પેટમાં ચુંક આવે એવા પદાર્થો ખાવા નહિ, અને જરા જેટલું પણ અજીર્ણ ન રહે એની પૂર્ણ સંભાળ રાખવી. અતિશય ખાટા અને ખારા પદાર્થોની પરેજી રાખવી, અને ખોરાક સાદો લેવો. પાચનશક્તિ આવાં દરદોમાં ઘણી મંદ હોય છે; માટે જમવાં પહેલાં થોડું આદુ અને સિંધાલુણ ખાવું. જેમને ખપતી હોય તેમણે થોડી બ્રૅન્ડી પીવી; એથી મનમાં અને શરીરમાં

સારી સ્ફૂર્તિ રહે છે. હોજરીનો અમ્લ સ્વભાવ (ઍસિડિટી) દૂર કરવા માટે જો જરૂર પડે તો કાર્બોનેટ ઑફ સોડા અથવા કાર્બોનેટ ઑફ પોટાશના દશ કે પંદર ગ્રેઇન પાણીથી લઇ લેવા. ખાટા ઑડકાર આવતા હોય, પેટમાં ચેન ન પડતું હોય, તથા અજીર્ણ જેવું લાગતું હોય, એ હોજરીના અમ્લ સ્વભાવનું ચિન્હ છે. માટે એવું હોય ત્યારે ઉપરની દવા વાપરવી.

દસ્ત સાફ લાવવાની જરૂર છે. માટે કમ્પાઉન્ડ કોલોસિન્થ પિલ્સ રાત્રે લેવી; અથવા હરડે અને મધ ચાટવાં. આવા દરદીઓએ ગ્રીષ્મકાળમાં સ્હવારે ઉઠતાંની સાથે સ્નાન કરવાની ટેવ રાખવી. પાણીમાં પડીને સ્નાન કરવા કરતાં નળ નીચે બેસીને અથવા શરીરપર પાણીનો છંટકાવ થાય એવી રીતે સ્નાન કરવું એ સારું છે. સ્નાન કરી રહ્યા પછી જાડાં કપડાંથી શરીરને ઠીક ઘસીને લુછવું. ચામડીને તેની તંદુરસ્ત સ્થિતિમાં રાખવા માટે ફ્લાનલ (ફલાલીન) પહેરવાની જરૂર છે. તેમાં પણ શિયાળામાં અવશ્ય એવાં લુગડાં પહેરવાં. શિયાળામાં સ્નાન માટે ઊનું પાણી વાપરવું.

દરદ દૂર કરવા માટે ઔષધોપચારની સાથે ઉપરના નિયમો અવશ્ય પાળવા; કારણ કે એથી ફાયદો થવામાં ઘણી મદદ મળે છે.

૮ **બહુમૂત્રઃ**—આ રોગમાં ખોરાક ખાવા ઉપર બહુ કાળજી રાખવાની છે. સાકર તથા સ્ટાર્ચવાળા પદાર્થો ખાવાથી પેશાબમાં સાકરનો જથ્થો વધી જાય છે; માટે તે બંધ કરવા. તાજાં ફળ મીઠાઈ વગેરે ખાવું નહિ. ઘઉં બનતાં સૂધી ન ખવાય તો ઠીક, કારણ કે તેમાં સ્ટાર્ચનો ભાગ છે.

ઔષધોપચારમાં શરીરમાં કૌવત આવે એવું હોવું જોઇએ. લોહ આમાં ઉપયોગી થઇ પડશે. લોહ અને કિવનાઇનને મેળવીને પણ આપવામાં આવે છે. અફીણ પણ વપરાય છે. નીચેનો કાઢો એને માટે સારો છેઃ—

નં૦ ૧. ત્રિફલા, વાંસનાં પાન, નાગરમોથ, કાળીપાટ એ સર્વ સરખા ભાગે લઈ ક્વાથ કરી પીવો.

નં૦ ૨.

હરડાં, બેહડાં, આમળાં, દેવદાર, દારુહળદર, નાગરમોથ એનો કાઢો કરી પીવો અથવા ગળોનો રસ કાઢી પીવો. તેથી તૃષા ઓછી લાગશે.

ડાયાબીટીસ ઇન્સિપિડસ:—આને બહુમૂત્રનું ખરૂં નામ યોગ્ય છે. આમાં મધુમેહનાં બધાં ચિન્હો થાય છે; પણ ફક્ત પેશાબમાં સાકર પડતી નથી. પેશાબનો રંગ પાણી જેવો હોય છે. આંમાં પણ મધુમેહની માફક શરીરની નબળાઇ અને તૃષા હોય છે. જીભ ધોળાશ ઉપર હોય છે; પેટમાં અપચો રહે છે, દસ્ત પણ કબજ રહે છે, શરીરની ચામડી સુકી લાગે છે. ગુરદાનાં દરદથી હિસ્ટિરિયાથી, ઘણા વિષયથી, પ્રમેહને વખતે બાલ્સમ કોપેબાનો હદ ઉપરાંત ઉપયોગ કરવાથી, તથા એવાં અનેક કારણોથી આ રોગ ઉત્પન્ન થાય છે. આ રોગ માટે મધુપ્રમેહને મળતા ઉપાયો કરવા.

૯ મૂત્રગાંઠ:--પહેલી જાતની ગાંઠ અથવા સોજાને માટે ઉપાયો ઘણા છે. પણ બીજી જાતને માટે ઉપાયો ભાગ્યે જ ઉપયોગી થાય છે. બીજી જાતને માટે મૂત્રમાર્ગમાં સળી નખાવવી પડે છે; એટલા માટે કોઇ સારા ડૉકટરની સલાહ લેવી. પહેલી જાતનું દરદ હોય તો દરદીને ગરમ પાણીમાં બેસાડવો; કેસુડાં બાફીને ઉંનાં ઉંનાં પેઢુ ઉપર બાંધવાં અથવા ગરમ પાણીનો શેક કરવો. થોડું અફીણ આપવાથી દુખાવો ઓછો થશે. વિલાયતી સાબુને છોલી તેનો પાતળો લાંબો ગોટલી જેવો આકાર કરીને સફરામાં મૂકવાથી પેશાબ છૂટશે. આ સિવાય નિચેના ઉપાયો કરવા:--

નં૦ ૧.

એલચી, પાષાણભેદ, શિલાજીત, ગોખરુ, કાકડીનાં બી, સિંધવ, અને કેસર એનું ચુર્ણ કરી ચોખાના ધોવણમાં આપવાથી પેશાબ છૂટશે.

નં૦ ૨. નાળીએરના પાણીમાં નિર્મલીનાં બીનું ચૂર્ણ તથા એલચી નાખીને પાવું.

નં૦ ૩.

પાષાણભેદ, ગરમાળાનો ગોળ, ધમાસો, હીમજ, ગોખરુ એનો કાઢો કરી, તેમાં મધ નાખી પાવાથી પેશાબ ઉતરશે. પહેલી સ્થિતિના રોગમાં ઉપરના ઉપાયોથી પેશાબ છૂટશે, અને કદાચ ન છૂટે તો સળી નખાવવી પડશે. બીજી સ્થિતિમાં પણ એજ ઉપાયો વાપરવા; તેથી કેટલીક વખત ફાયદો થાય છે.

૧૦ નપુંષકત્વ*:—જે રોગીઓને આરામ થઇ શકે તેમ હોય તેમણે આ ગંભીર રોગ દૂર કરવા માટે વાજીકરણ (ધાતુકાન્તિ પુષ્ટિ વધારનાર) પ્રયોગ કરવા જોઇએ. સોળ વર્ષની ઉમ્મર પછી અને ૭૦ વર્ષની ઉમ્મર પહેલાં પ્રત્યેક પુરુષ વાજીકરણ યોગ અને સ્ત્રીસંભોગને લાયક છે; આમ હોવાથી ૧૬ વર્ષની ઉમ્મર થતાં પૂર્વે અને ૭૦ વર્ષની ઉમ્મર થયા પછી સ્ત્રી સાથે સંભોગ કરવો જોઇએ નહિ એવો વૈદ્યશાસ્ત્રીઓનો અભિપ્રાય છે.

ઉત્તમ ભોજન, વિવિધ પ્રકારના પીવા યોગ્ય સ્વાદિષ્ટ પદાર્થો, મનહર ગીત, ગાયન, કર્ણપ્રિય લાગે એવાં મધુર વચન, કોમળાંગીનો સ્પર્શ, જ્યોત્સ્નામયી રાત્રિનો આનંદ, કર્ણપ્રિય લાગે એવાં વાજીંત્રોનો સ્વર, સુંદર તાંબુલ, વિવિધરંગી પુષ્પોની માળા, મનોહર સુગંધ, ચિત્તાકર્ષક સૌન્દર્ય, ઉપવન, બાગબગીચા એ સર્વ કામદેવને પ્રદીપ્ત કરે છે અર્થાત્ વાજીકરણને હિતકારી છે.

## બીજોપઘાત નપુંષકતાનો ઉપાય.

પ્રથમ નપુંષક રોગીનો પસીનો ઔષધોની સહાયતાથી કાઢવો. ત્યાર પછી ઘી સાથે ભોજન કરાવી તલના તેલનું કે ઔષધીયુક્ત તેલનું મર્દન કરાવવું. પછીથી જુલાબ આપવો. તત્પશ્ચાત્ ખાખરો, એરંડો અને નાગરમોથ વગેરેનો ઉકાળો કરી અનુવાસન બસ્તિકર્મ†

* આ વિષયની વિશેષ માહિતી જાણવા માટે અમદાવાદના બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે તરફથી પ્રસિદ્ધ થયેલા **નપુંષકાનંદ મંદાર** નામક પુસ્તકના બન્ને ભાગ મંગાવો.

† અનુવાસન બસ્તિકર્મની વિધિઃ—ગળો, અરંડાની જડ, કણઝાની છાલ, ભારંગ, અરડુસો, સતાવરી, સરગવો અને હાડીકરસણ અથવા કંટા સરેયા એ વસ્તુઓ ચાર ચાર તોલાભાર લેવી. અડદ, જવ, અળસી, બોરડીની જડ અથવા બોરના બીજ અને કલથાં આઠ આઠ રૂપિયાભાર લેવાં. એ સઘળું ખાંડી ૬૪ શેર પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે એટલે ગાળી લઇ તલનું તેલ બસો છપ્પન રૂપિયાભાર લઇ તેમાં નાખીને પકાવવું. પછીથી પાણી બળી જાય અને એકલું તેલ જ રહે એટલે એ તેલ વયના પ્રમાણમાં વજનસર લઇ ગુદામાં પીચકારી મારવી. આ વિધિ અનુવાસન બસ્તિકર્મ તરીકે ઓળખાય છે.

કરવું. એટલું કરીને વાજીકરણ ઔષધો ખવડાવવાથી બીજોપઘાત નપુંષકતા માટે છે.

## ધ્વજભંગ નપુંષકતાનો ઉપાય.

ધ્વજભંગ નપુંષકતાનાં મૂળ કારણો જાણી એ વ્યાધિનો નાશ કરવાના ઉપાય કરવા. લિંગપર લેપ, સિંચન તથા ઇન્દ્રિયની નસોમાંથી રૂધિર કઢાવવું, ઘી કિંવા તેલ પીવડાવવું અને દીવેલનો સાદો જુલાબ આપવો. અનુવાસન બસ્તિ અથવા આસ્થાપન બસ્તિકર્મ* કરાવવું. વ્રણરોગના ઉપાય, મર્દન, પટ્ટી વગેરે એક પછી એક એક કરવાથી ધ્વજભંગ નપુંષકતા પણ મટે છે.

## જરાસંભવ નપુંષકતાનો ઉપાય.

વૃદ્ધાવસ્થાને લીધે વીર્યનો ક્ષય થઇ ગયો હોય તો તૈલાદિકનું સેવન કરવું, ઔષધિઓથી સિદ્ધ કરેલા તેલનું માલીસ કરવું, પસીના કઢાવવા અને પછી દૂધ, ઘી આદિ પુષ્ટિકર્તા પદાર્થો અને યાપન બસ્તિકર્મ કરાવી સોનું, રૂપું, ત્રાંબું, કલઇ, સીસું, ગજવેલ અને પારા વગેરેની ભસ્મોના પ્રયોગો અજમાવવા; જેથી જરાસંભવ અને ક્ષયજન્ય નપુંષકતા મટે છે.

## વાજીકરણ કોને કહે છે તથા તેથી શો લાભ થાય છે?

જે ઔષધનો ઉપયોગ કરવાથી પુરુષ વાજી (ઘોડા) જેટલી મૈથુન કરવાની શક્તિ મેળવે એ ઔષધને વાજીકરણ કહેવામાં આવે છે. પ્રત્યેક પુરુષ સ્વભાવતઃ પોતાના વીર્ય, શક્તિ અને કાન્તિમાં વધારો થયેલો જોવાની ઇચ્છા રાખે છે. વાજીકરણના પ્રયોગથી એ ઇચ્છા પરિપૂર્ણ થાય છે. વાજીકરણની સહાયતાથી જ ધર્મ, અર્થ, કામ, પ્રેમ અને યશ પ્રાપ્ત થાય છે. વાજીકરણથી સંતાન-પ્રાપ્તિ પણ થાય છે, અને તેથી જ વાજીકરણ પ્રયોગ બીજા સર્વ પ્રયોગો કરતાં ઉત્તમ છે.

---

* મધ, ઘી, દૂધ, તેલ એ ચાર ચાર પૈસાભાર લઇ તેમાં છીણીનો છાલનો રસ અને સિંધાલુણ અધેલાભાર નાખી સર્વને એકઠું કરી ગુદામાં પીચકારી માર-વામાં આવે તેને આસ્થાપન બસ્તિ કર્મ કહે છે.

## વાજીકરણ કિંવા વીર્યવૃદ્ધિના ઉપાય.

૧ જે માણસ તલ, અડદ, ભોંયકોળું, ચોખાનો લોટ, કમળ કાકડીનો મગજ, શેરડીનો રસ અથવા બીજા પૌષ્ટિક પદાર્થો મેળવી ઘીમાં તેના માલપુઆ બનાવી ખાય છે તેના વીર્યની વૃદ્ધિ થાય છે.

૨ ગોખરુ, એખરાનાં બીજ, આસગંધ, સતાવરી, ધોળી મુશળી, શીમળાનાં ફુલ, ભારંગ, સુંઠ, કૌંચાં, બળબીજ, શેલવટ અને મોચરસ એ સર્વ સમાન ભાગે લઇ તેનું બારીક ચુર્ણ કરી કપડાથી ચાળી નાખવું. એ ચુર્ણને મધ તથા સાકર સાથે ચાટી ઉપર ગાયનું દૂધ પીવાથી વીર્યની વૃદ્ધિ થાય છે.

૩ તલ તથા ગોખરુનું ચુર્ણ કરી બકરીના દૂધમાં પકાવી ઠંડું થયા પછી નીચે ઉતારી મધ નાખીને પીવું; એથી વીર્યની વૃદ્ધિ થાય છે. (તલ ૧ તોલો, ગોખરુ એક તોલો, દૂધ અડધો શેર અને મધ ૧ તોલો લેવું.)

૪ કાળી મુશળીનું ચુર્ણ બે તોલા ગાયના ઘી સાથે ચાટવું. આ પ્રયોગ હમ્મેશાં કરવાથી ગૂમ થયેલું પુરુષત્વ પાછું આવે છે.

## કામવૃદ્ધિના ઉપાય.

૧ અફીણ, વછનાગ, ધંતુરાનાં બીજ, જાયફળ એ સર્વ સમાન ભાગે લઇ, બારીક ઘુંટી, ગાયના ઘીમાં કાલવી તેનો લિંગપર લેપ કરે તો લિંગની શિથિલતા મટે છે, તથા તદ્દન નાશ પામેલો કામ પુનઃ ઉત્પન્ન થાય છે, અને ઓછો થયેલો વૃદ્ધિ પામે છે.

૨ શતાવરી, ગોખરુ, આસગંધ, સાટોડીનું મૂળ, બળબીજ તથા મુસળી એ સર્વનું ચુર્ણ કરી કપડાથી ચાળી ઘી અને સાકર સાથે દરરોજ તેનું સેવન કરવામાં આવે તથા તે ઉપર દૂધ પીવામાં આવે તો નામર્દાઇ, કમતાકત વગેરે દૂર થઇ પુરુષ વીર્યવાન્ બને છે.

૩ જેઠીમધનું ચુર્ણ એક તોલો, ઘી એક તોલો અને મધ એક તોલાથી થોડું ઓછું લઇ એ સર્વ એકત્ર કરી ચાટવાથી અને ઉપર દૂધ પીવાથી પુરુષની કામવૃત્તિ ઘણી પ્રબળ થાય છે.

૪ ગળોનું સત્વ, અભ્રકની શુદ્ધ ભસ્મ, ગજવેલની શુદ્ધ ભસ્મ, ન્હાની ઇલાયચી, સાકર અને લીંડી પીપર એ સર્વનું સરખા ભાગે ચુર્ણ કરી લૂગડાથી ચાળી, મધ સાથે મેળવીને ચાટવાથી નપુંસકમાં પણ પુષ્કળ કામોદ્દીપન થાય છે અર્થાત્ આ પ્રયોગ અત્યંત કામોદ્દીપનકર્ત્તા છે.

૫ શુદ્ધ કરેલો પારો તથા શુદ્ધ કરેલા ગંધકને સરખા ભાગે લઈ ત્રણ દિવસ કલ્હારીના રસમાં ઘુંટી કાચની આતશશીશીમાં ભરી સંપુષ્ટ કરી વાળુકાયંત્રદ્વારા પકાવી પુનઃ રાતા ફુલના અગથી-આના રસમાં એક દિવસ ઘુંટી સાકર સાથે દરરોજ પ્રાતઃકાળે બે રતિભાર ખાવામાં આવે છે તથા તે પર ગાયનું ધારોષ્ણ કિંવા કઢેલું દૂધ પીવામાં આવે છે તો વીર્યમાં ઘણો વધારો થાય છે.

## વીર્યસ્તંભનના ઉપાય.

૧ કપુર, ટંકણખાર અને પારો સમાનભાગે લઇ ખરલમાં ઘુંટવાં. પછી અગથીઆનો રસ અને મધમાં ખરલ કરી સોપારીનો ભાગ છોડી ઇન્દ્રિયપર તેનો લેપ કરવો. એ લેપને એક પ્રહર સૂધી રાખી, પછીથી ધોઇ નાખી સ્ત્રીસંયોગ કરવામાં આવે છે તો મહાસ્તંભન થાય છે. આ પ્રયોગ નાગાર્જુન સિદ્ધે કહેલો છે.

૨ ચોખ્ખું અફીણ અથવા અફીણનો ચોખ્ખો રસ ત્રણ રતિભાર લઇને રાત્રે સાકર સાથે ખાવામાં આવે છે તો વીર્યસ્તંભન થાય છે.

૩ કંકોળ, કેશર, અફીણ, રૂમી મસ્તકી, જાવંત્રી, જાયફળ, કપુર, અકલકરો અને ઉટિંગણ એ સર્વ સરખા ભાગે લઇ, ખરલમાં ઘુંટી પાણી વગર ગોળી બનાવી સંધ્યા સમયે એકેક ગોળી ખાવામાં આવે છે તો વીર્યસ્તંભન થાય છે.

૪ અકલકરો, સુંઠ, કંકોળ, કેશર, પીપર, જાયફળ, લવિંગ અને ધોળાચંદનને આઠ આઠ માસા લેવાં તથા અફીણ ચાર તોલા લેવું. એ સઘળી વસ્તુઓને ખરલમાં ઘુંટી સર્વની બરાબર સાકર મેળવી મધ સાથે એક માસ સૂધી ખાવામાં આવે છે તો વીર્યસ્તંભન થાય છે.

૫ ચાર તોલા ખસખસ અને સુંઠના કવાથમાં સોળમા ભાગે બોળ નાખી રાત્રે પીવાથી, લીંબુ કે આમલી ખાધા સિવાય વીર્યસ્ખલિત થતું નથી.

## શિશ્નને સ્થૂળ, દીર્ઘ તથા દૃઢ કરવાના ઉપાય.

૧ પીળી કણેરના ઝાડના મૂળની છાલને ભાંગ ધંતુરાના રસમાં વાટીને તેની ગોળી કરી છાંયડે સુકવ્યા પછી તે ગોળીને

પોતાના મૂત્ર સાથે ઘસીને શિશ્નપર લેપ કરવાથી શિશ્ન સ્થૂળ, દીર્ઘ તથા દૃઢ થાય છે.

૨ આળગંધ, ઉપલેટ, ચિત્રામૂળ અને ગજપીપર એ સર્વનું ચુર્ણ કરી ભેંસના ઘી સાથે મેળવી તેનો શિશ્નપર લેપ કરવાથી શિશ્ન સ્થુળ થાય છે.

૩ ધંતુરાના બીજનું ચુર્ણ તેલમાં ઉકાળીને એ તેલનું શિશ્નપર માલિસ કરવાથી પુરુષના શિશ્નની શિથિલતા દૂર થાય છે.

**૧૧ ઋતુસ્રાવનું અટકી જવું** (Amenorrhœa) :—જો બળવાન્ સ્રીને આ દરદ લાગૂ પડ્યું હોય તો તેણે (૧) રોજ ચાલવાની ઘણી કસરત કરવી. (૨) સાદો તથા જલ્દી પચી જાય એવો ખોરાક લેવો. (૩) સારી હવા તથા પ્રકાશવાળા સ્થાનમાં રહેવું. ઋતુ લાવનારી દવાને અંગ્રેજીમાં ઍમૅનૅગૉગ (Emmenagogue) કહે છે. આ દવાનું લિષ્ટ નીચે આપવામાં આવે છે; પરંતુ ઋતુનો અટકાવ શા કારણથી થયો છેતેની ચોક્કસ માહિતી મેળવ્યા સિવાય કોઈ પણ દવા વાપરવાની ભલામણ થઈ શકે તેમ નથી.

ઋતુ માટે વપરાતી દવાઓનાં નામ તથા તેનું પ્રમાણ અત્રે જણાવવામાં આવે છે.

ઍક્ષ્ટ્રેક્ટ ઍરગટ (Ergot.)......૧૦ થી ૩૯ મીનીમ.
ટિંક્ચર સેવિન (Saviu.)......૨૦ થી ૬૦ મીનીમ.
એસેફીટીડા (Assafœtida)...... ૫ થી ૨૦ ગ્રેઇન.
ઍક્ષ્ટ્રેક્ટ ઍલોઝ (Aloes)...... ૨ થી ૬ ગ્રેઇન.

આ દવાઓ ઉપરાંત 'પલસેટાઇલા' (Pulsatilla) તથા 'કૅલોફાઇલમ' (Caulophyllum) નામે જણાયલી દવાનો ડૉકટરોની સલાહ પ્રમાણે ઉપયોગ કરવો. મુખ્યત્વે કરીને આ બન્ને દવાની મેળવણીથી બનાવેલી જે પેટન્ટ દવાઓ તૈયાર મળે છે તે દવાનો ઉપયોગ કેમ અને ક્યારે કરવો એ સંબંધી એમાં બરાબર સમજ પાડેલી છે. વળી ઋતુનાં દરદોપર સામાન્ય રીતે કામ લાગે એવી એક 'ઍલેટ્રિસ કૉર્ડીયલ' (Aletris cordial.) નામની દવા અમેરિકામાં શોધી કાઢવામાં આવી છે. ઋતુસ્રાવનું અટકી જવું, ૨ ગંભીર દુઃખથી થતું રજોદર્શન ૩ ઋતુસ્રાવની વિશેષતા, ૪ ધાતુક્ષય, ૫ ગર્ભસ્થાનનું ખસી

પડવું, ૬ ગર્ભનું અપૂર્ણ મુદતે પડવું ૭ સંતાનબીજની નિર્બળતાને લીધે અગર તો 'ઓવરી'ની બગડેલી સ્થિતિ (Congestion) ને લીધે વંધ્યત્વ લાગૂ પડવું વગેરે દરદોપર એ દવા ખાસ વાપરવામાં આવે છે. આ દવા કયારે કેવી રીતે વાપરવી તેની માહિતી બાટલીપર જ આપેલી હોય છે.

સ્ત્રીના આરોગ્યને નુકસાન ન પહોંચે એ માટે ઋતુનું નિયમિત રીતે આગમન થવાની ઘણી જરૂર છે. કુદરતે નીમેલા વખતે સ્ત્રીને જ્યારે ઋતુ આવવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે ત્યારે સ્ત્રીની પ્રકૃતિમાં જે ફેરફાર થાય છે તેની તે પોતે સમજી શકે છે. એવા પ્રસંગે ઋતુની મુદતને લંબાવવાનો યા તો તેને અટકાવવાનો પ્રયત્ન કરવો એ ગંભીર ભૂલ કરવા જેવું છે. કેટલીક વખતે સ્ત્રીઓ ઋતુની મુદતને લંબાવવાનો પ્રયત્ન જાણી જોઇને કરે છે. લગ્નમાં જવાની લાલચથી કેટલીક સ્ત્રીઓ ઋતુની મુદત લંબાવવા માટે, આઈસ, સોડા કે લેમોનેડનો ઘણી છૂટથી ઉપયોગ કરે છે, ત્યારે કેટલીક સ્ત્રીઓ ઋતુની મુદતમાંથી સત્વર પરવારી જવા માટે સંગજીરું, વાંસકપુર વગેરે દેશી વસ્તુઓ મલાઇ અથવા માખણમાં ખાય છે. પોતાની આ ભૂલનું પરિણામ કેવું આવે છે એની તેમને જો કલ્પના પણ હોય તો તેઓ આવી ભૂલ કદાપિ કરે જ નહિ.

**૧૨ ગંભીર દુ:ખથી થતું રજોદર્શન** (Dysmenorrhœa):- આ દરદનો ઉપાય બનતા સૂધી કોઇ હોશિયાર ડૉકટર પાસે કરાવવો; કેમ કે, ડિસમેનોરીઆનું—ગંભીર દુ:ખ સાથે થતા ઋતુસ્રાવનું—કારણ શોધી કાઢયા પછી જ તેનો ઉપાય કરવો જોઇએ. જો યોનિની કોઇ ખામીથી દુ:ખ અથવા દરદ થતું હોય તો તેનો યોગ્ય ચિકિત્સક પાસે ઉપાય કરાવવો. કવચિત્ સંતાનબીજ સ્થાનપર સોજો આવ્યાથી ગર્ભસ્થાનનું મ્હોં તદ્દન સંકોચાઇ ગયેલું હોવાથી દુ:ખાવો થાય છે. જો તેમ હોય તે ડૉકટરો તેનો ઉપાય સહેલાઇથી કરી શકે છે; પરંતુ ગર્ભસ્થાન, સંતાનબીજ-સ્થાન ( ovaries ) તથા ગર્ભસ્થાન સાથે નિકટનો સંબંધ ધરાવતા બીજા અવયવોમાં સોજા કે ખામી જેવું કાંઇ જણાય નહિ અને દરદી સ્ત્રી કુમારિકા હોય તો તેનાં માબાપોએ તેને તરત જ પરણાવી દેવી. એમ કરીને જો આરોગ્યતાને સુધારનારી બીજી

સામાન્ય બાબતો તરફ ધ્યાન આપવામાં આવશે તો ડિસમૅનોરીઆનું દરદ દૂર થઈ જશે. વિલાસિતા અને આળસ એ સ્ત્રીની તંદુરસ્તીમાં બગાડ થવાનાં મુખ્ય કારણ છે. વિખ્યાત ડૉક્ટર ઍશવૅલ કહે છે કે, 'ઘણી વખતે કુમારિકા છોકરીઓને પરણાવી દેવાથી તથા તેઓ બચ્ચાંઓની માતાઓ થવાથી તેમનો ડિસમૅનોરીઆનો રોગ દૂર થઇ ગયો છે; છતાં કવચિત્ પરણેલી સ્ત્રીઓને પણ આ દરદ લાગૂ પડે છે.

રોગિણી કુમારિકા હોય, અને તેને પરણાવી દેવામાં આવે છતાં જો ગર્ભસ્થાનમાં અથવા સંતાનબીજ સ્થાનમાં સોજો હોય છે તો ડિસમૅનોરીઆનું દરદ મટતું નથી. એવી સ્થિતિમાં તો સાંસારિક જીવન વિશેષ દુ:ખકર લાગે છે. આમ હોવાથી ઔષધોપચાર કરતાં પૂર્વે આ દરદનું ખરું કારણ શોધી કાઢવું જોઇએ. વળી દૂર બેઠેલી સ્ત્રી જ્યારે એવા દુ:ખાવાની ફરિયાદ કરે ત્યારે તેના દુ:ખાવાનો ઉપાય સત્વર કરવાની જરૂર છે. (૧) દુ:ખાવો શુરુ થતાં જ દરદીએ ગરમ પાણીમાં દિવસમાં ત્રણ વખત બેસવું, દરેક વખતે ઓછામાં ઓછા અડધા કલાક સૂધી એવી રીતે બેસી રહેવું. (૨) દરેક કલાકને અંતરે અડધો ગ્રેઈન 'પલવીસ ઇપીકૅપ' પાણીમાં ચાલૂ આપવું કે જેથી ખુલાસાથી ઋતુસ્રાવ થઈ શકે. જો ઈપીકૅપથી ઉલટી થવા જેવું જણાય તો તે એકેક કલાકને બદલે બબ્બે કલાકના અંતરે આપવું. (૩) દુ:ખાવો જો ઘણો જણાય તો નીચેની ગોળીને તરત જ બનાવી મંગાવી દરેક ગોળી ત્રણ ત્રણ કલાકના અંતરે આરામ થાય ત્યાં સૂધી પીવામાં લેવી.

R/

Ext Cannabis Indica Gr. 1
Ext Hyoscyami Grs. 5
Ext Valerainæ Grs. 3
M. devide in pil No 5.

આ સિવાય 'એપીઓલ' નામની દવાની પેટન્ટ ગોળીઓ તરફ રોગીઓનું ધ્યાન ખેંચવામાં આવે છે. એ ગોળીઓ દુ:ખાવા પર ઘણી ગુણકારી નીવડે છે. 'ઍન્ટીફીબ્રીન' અને 'એન્ટીપાઇરીન' ના નામથી ઓળખાતી દવાઓ પણ એ દુ:ખાવા ઉપર વાપરવામાં આવે છે; છતાં તેનો ઉપયોગ ડૉક્ટરની દેખરેખ નીચે જ કરવો યોગ્ય છે.



**૧૩ ધાતુક્ષય:**—આરંભમાં સ્ત્રીઓ આ દરદની બિલકુલ ચિંતા કરતી નથી; પરંતુ જ્યારે એ દરદ શરીરમાં ઘર કરી રહે છે અને દુઃખ દીધા કરે ત્યારે જ તેના ઔષધોપચાર કરવા તરફ તેમનું ધ્યાન ખેંચાય છે.

આ રોગથી પીડાતી સ્ત્રીઓએ પ્રથમ એક જુલાબ લઇ લેવો. પછીથી હમ્મેશાં ત્રણ વખત હુસેકા પાણીથી શરીરના ગુપ્ત ભાગને સ્વચ્છ કરતાં રહેવું. સંસાર વ્યવહારમાં સર્વથા શાન્ત રહેવું. મરી મસાલાનો તથા ગરમ પડે એવો ખોરાક બંધ કરવો. મદ્યને સ્પર્શ સુધ્ધાં કરવો નહિ. ધાતુક્ષયનું દરદ જો નરમ હશે તો તે આટલાથી જ દૂર થઇ જશે; પરંતુ જો દરદે ગંભીર સ્વરૂપ ધારણ કર્યું હોય અને ઉપરોક્ત ઉપચારથી તે દૂર ન થતું હોય તો ફટકી alum નું પાણી તથા તે નહિ તો સલફેટ ઑફ ઝીંકનું પાણી અગર તો એસીટેટ ઑફ લેડનું પાણી નરમ પ્રકારનું બનાવી તેની પીચકારી લેવી.

ઉપરની કોઇ પણ દવા એક ડ્રામ જેટલી લેવાનું યાદ રાખવું, તથા એ એક ડ્રામ જેટલી દવામાં એક પાઇન્ટ પાણી મેળવવું.

હવે પીચકારી કેવી રીતે લેવી એ સંબંધી થોડો માર્ગદર્શક ખુલાસો કરવાની જરૂર છે. સઘળી બાજૂએ દવાનું પાણી લાગી શકે એવી રીતે જ પીચકારી લેવાની વ્યવસ્થા કરવી જોઇએ. જો પીચકારીનું પાણી દરદવાળી જગ્યાપર લાગે નહિ તો પરિણામ અસંતોષકારક આવશે એમજ સમજવું. એક વખતમાં એક આખી પાઇન્ટ જેટલું પાણી લેવું, તથા ઓછામાં ઓછી પાંચ મિનિટ સૂધી એ પાણીને રાખવાની વ્યવસ્થા કરવી. જો આ દરદને દૂર જ કરવું હોય તો લગભગ ૩ થી ૪ અઠવાડીઆં સૂધી એલમનું પાણી ચાલૂ રાખવાથી આ દરદ મટી જશે. આરંભમાં એક પખવાડીઆ સૂધી દિવસમાં બે વખત પીચકારી લેવી, અને એક પખવાડીઆ પછી દરરોજ એક વખત લેવી. ઋતુદર્શન પછી શરીરને ઘણું સ્વચ્છ રાખ્યાથી પણ આ દરદ થતું અટકે છે તે માટે આ બાબત તરફ સઘળી સ્ત્રીઓએ ધ્યાન આપવાની જરૂર છે.



ॐतत्सत्परमात्मनेनमः ।

# કામસંજીવની

અર્થાત્

## પંડિત કામનાથ (કોકા)નું સંક્ષિપ્ત જીવનચરિત્ર.

મહારાણા ભોજના રાજત્વકાળમાં કાશ્મીરાધિપતિ મહારાણા શાન્તિદેવ 'યથા નામ તથા ગુણ' વાળા હતા, તથા ન્યાયપૂર્વક તેઓ પોતાની પ્રજાનું પ્રતિપાલન કરતા હતા. મહારાણાનો મુખ્ય મંત્રી પંડિત દીનાનાથ હતો. તે પોતાના ઉત્તમ સ્વભાવથી તેમ જ સદય વ્યવહારથી પ્રજાને અત્યંત પ્રસન્ન રાખતો હતો. સઘળી પ્રજા તેને પિતા સમાન માનતી હતી. એક દિવસે સૂઇ રહેતી વખતે દીનાનાથ પંડિતે એક મહાસ્વરૂપવાન્ પુરુષને સ્વપ્નમાં જોયો. એ પુરુષ તેને જાણે કે એવું કહેતો હતો કે, 'હું આપને ત્યાં જન્મ ધારણ કરીશ.' એ દિવસે શિવરાત્રિનું વ્રત હતું. સ્વપ્નદર્શનથી દીનાનાથ પંડિતની નિદ્રાનો તત્કાળ ભંગ થઇ ગયો, તથા તે જાગ્રત થઇ શિવજીનું ધ્યાન ધરવા બેસી ગયો. પંડિતપત્નીના ગર્ભના દિવસો પૂર્ણ થયા અને ફાલ્ગુન માસના શુક્લપક્ષમાં તેણે એક પુત્રને જન્મ આપ્યો. દીનાનાથે અત્યંત આનંદપૂર્વક બાળકના જન્મનો ઉત્સવ અને જાતકસંસ્કાર વગેરે શુભ કાર્ય ઘણી જ ધામધૂમથી સંપન્ન કર્યું. એનું વિશેષ વર્ણન અત્રે કરવાની આવશ્યકતા નથી. બાળકના નામકરણના પ્રસંગે પંડિતોને બોલાવી બાળકનાં લક્ષણો પૂછવામાં આવ્યાં ત્યારે જ્યોતિષીઓએ એ બાળક ભાગ્યવાન્, વિદ્વાન્ તથા કીર્તિવાન્ થશે એમ કહ્યું. આવું ભવિષ્ય સાંભળી દીનાનાથ અતિ આનંદિત થયો. જ્યોતિષીઓએ એ બાળકનું નામ કાશીનાથ રાખ્યું; પરંતુ પંડિત દીનાનાથે એ બાળકનું સ્વર્ગીય દેવદુર્લભ સૌન્દર્ય જોઇ તેને કામનાથ નામથી પ્રસિદ્ધ કર્યો. મહારાણા શાન્તિદેવજી પણ પ્રધાનને ત્યાં પુત્રોત્પત્તિ થયેલી જોઇ ઘણો પ્રસન્ન થયો; કેમ કે એમની મહારાણી પણ ગર્ભવતી હોઇ તેના ગર્ભના દિવસ પણ પૂર્ણ થવા આવ્યા હતા. ચૈત્ર માસના કૃષ્ણપક્ષમાં મહારાણા શાન્તિદેવજીના ઘરમાં પણ પુત્રનો

જન્મ થયો. આ પ્રકારથી સર્વના આનંદનો પાર રહ્યો નહિ. મહારાણાની પચાસ વર્ષની ઉમ્મરે તેમને પુત્ર પ્રાપ્ત થયો તેથી તેમને અતુલનીય આનંદ થાય એ સર્વથા સ્વાભાવિક છે. મહારાણાની ત્રણે રાણીઓ આજ સુધી સંતાનહીન હતી. પોતાની પાછળ રાજ્યનો ઉત્તરાધિકારી કોણ થશે એની ચિંતાથી મહારાણાનું મન નિરંતર ચિંતાતુર રહેતું હતું. પુત્રપ્રાપ્તિ થતાં જ તેમની તથા રાણીઓની સઘળી ચિંતા દૂર થઇ ગઇ. મુખ્ય મંત્રી પણ વૃદ્ધ થવા આવ્યો હતો. મહારાણાએ ઘણી ધામધૂમથી બાળકનો જન્મોત્સવ ઉજવી તેનું નામ શંભુસિંહ પ્રસિદ્ધ કર્યું. તેમણે બાળકના લાલનપાલનની પણ ઉત્તમ વ્યવસ્થા કરી. પ્રધાન મંત્રીનો બાળક જ્યારે બોલતાં શીખ્યો ત્યારે તેનાં વચનો અમૃતમય કોકિલકંઠથી પણ વિશેષ કર્ણપ્રિય લાગવા માંડયાં; તેથી લોકો તેને પ્રેમભાવથી કોકા કહીને બોલાવવા લાગ્યા. કોકાની મનમોહક મૂર્ત્તિ જોઇને સર્વ લોકો મંત્રમુગ્ધ બની જતા હતા. નગરની ઘણી સુંદરીઓ હમ્મેશાં કોકાનું દર્શન કરવા આવતી હતી. પંડિત દીનાનાથ ઘણો વિદ્વાન હતો. તેણે કોકાને અક્ષરજ્ઞાન આપી એકેક પદથી આરંભ કરી શ્લોક અને વ્યાકરણનાં ઘણાં સૂત્રો કંઠસ્થ કરાવી દીધાં. પ્રકૃતિનો એવો નિયમ જ હોય છે કે, વિદ્વાન્નો પુત્ર વિદ્વાન્ થાય છે. જેવી રીતે તલમાં તેલ હોવા છતાં પ્રયત્ન કર્યા સિવાય તે નીકળતું નથી તેવી જ રીતે સર્વનામાં બુદ્ધિ હોય છે; પરંતુ શિક્ષણ સિવાય કોઇ શિક્ષિત કિંવા બુદ્ધિશાળી થઇ શકતું નથી. કોકાની ઉમ્મરના આઠમા વર્ષનો જ્યારે આરંભ થયો ત્યારે પંડિતજીએ ઉપનયન સંસ્કાર કરાવીને તેની વિદ્યાનો આરંભ કરાવ્યો. પ્રથમ તેને વ્યાકરણ ભણાવવામાં આવ્યું. તે સાથે કાવ્યકોષ, સર્વશાસ્ત્ર, વેદવેદાંગ અને વૈદ્યક વગેરેનો અભ્યાસ પણ તેને કરાવવામાં આવ્યો. આયુર્વેદ (વૈદ્યક)માં કોકાની બુદ્ધિ ઘણી તીવ્ર હતી. આવી રીતે કોકા થોડાં વર્ષમાં જ વિદ્વાન્ બની ગયો. તેની સ્મરણશક્તિ ઘણી તેજ હતી. એક દિવસે દીનાનાથ પંડિત પોતાના પુત્ર કોકાને રાજસભામાં લઈ ગયો. એ પ્રસંગે કોકાનું અલૌકિક રૂપસૌન્દર્ય જોઇ મહારાણા શાન્તિદેવને અપાર આનંદ થયો. વળી તેમણે જ્યારે કોકાની વિદ્વતા અનુભવી ત્યારે તેમણે તેને હમ્મેશાં દરબારમાં લઇ આવવાની મંત્રીને સૂચના કરી.

હવે કોકા પણ હમ્મેશાં તેના પિતાની સાથે રાજદરબારમાં જવા લાગ્યો. કોકાનું દર્શન કર્યા સિવાય હવે મહારાણાને પણ સંતોષ થતો નહિ. જે દિવસે કોઈ કારણને લીધે કોકા દરબારમાં જતો નહિ તે દિવસે મહારાણા સ્વયં તેને બોલાવતા હતા. એક દિવસે રાજકુમાર શંભુસિંહ દરબારમાં બેઠેલો હતો. એ સમયે પંડિત દીનાનાથ પણ કોકાની સાથે દરબારમાં ઉપસ્થિત થયો. કોકાનું દર્શન થતાં જ શંભુસિંહના મનમાં તેને મળવાની ઉત્કંઠા ઉત્પન્ન થઈ; કેમ કે કોકાની વિદ્યાબુદ્ધિની પ્રશંસા પ્રથમથી જ તેના સાંભળવામાં આવી હતી; પરંતુ હજી સૂધી તે તેના સમાગમનો લાભ લઇ શકયો નહોતો. પિતાના ભયથી શંભુસિંહ દરબારમાં મૌનાવલંબન કરી બેસી રહ્યો. મહારાણાએ કોકા તરફ સંકેત કરીને રાજકુમારને કહ્યું:—"યુવરાજ ! જુઓ, જેવી રીતે પંડિત દીનાનાથજી મ્હારા મુખ્ય મંત્રી છે તેવી જ રીતે તેમના સુયોગ્ય સર્વગુણસંપન્ન વિદ્વાન્ પુત્ર કોકારામ તમારા મુખ્યમંત્રી છે. તેમની સંમતિથી તમારે રાજ્યકાર્યભાર ચલાવવો પડશે."

આ શબ્દો સાંભળી રાજકુમારે નમ્રતાપૂર્વક કહ્યું:—"પિતાજીની આજ્ઞા મ્હારે શિરસાવંદ્ય છે."

એ દિવસથી શંભુસિંહના મનમાં કોકા માટે અથાગ પ્રેમ ઉત્પન્ન થયો. હવે કોકાને મળવાની ઇચ્છાથી તે પણ હમ્મેશાં રાજદરબારમાં આવવા લાગ્યો. રાજકુમાર ધનુર્વિદ્યાનો અભ્યાસ કરતો હતો; તેથી કોકાએ પણ તેની સાથે ધનુર્વિદ્યા શીખવાની પોતાના પિતા પાસે આજ્ઞા માગી. પુત્રના અંતરનો અભિપ્રાય સમજી જઇને દીનાનાથ પંડિતે પ્રસન્નતાપૂર્વક તેને ધનુર્વિદ્યા શીખવાની અનુમતિ આપી. હવે કોકા રાજકુમારની સાથે ધનુર્વિદ્યાનું શિક્ષણ મેળવવા લાગ્યો, તથા એ વિદ્યામાં થોડા કાળમાં જ તેણે રાજકુમાર કરતાં વિશેષ પારદર્શિતા મેળવી. ધનુર્વિદ્યામાં નિપુણ થયા પશ્ચાત્ બન્નેમાં એટલી બધી ગાઢ મૈત્રી થઇ ગઈ કે, તેઓ એક બીજાથી અલ્પકાળ માટે પણ દૂર થવાની ઇચ્છા રાખતા નહોતા. કોકા રાજકુમાર કરતાં પ્રત્યેક વિષયમાં ચઢીઆતો હતો; તેથી રાજકુમાર હમ્મેશાં તેના તરફ ઘણા માનની દૃષ્ટિથી જોતો હતો. એક દિવસે રાજકુમારની જન્મગાંઠનો ઉત્સવ હતો. રાજસભામાં ન્હાના ન્હાના રાજાઓ તથા નગરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો

હાજર થયેલા હતા. એ સમયે ઉમંગ થઈ આવવાથી મહારાણાએ યુવરાજને ગાદીપર બેસાડયો તથા તેને રાજતિલક કરવામાં આવ્યું તેમ જ તેના મસ્તિષ્કપર રાજમુકુટ પહેરાવી દેવામાં આવ્યો. પછી કોકાને મુખ્ય મંત્રીના આસનપર બેસાડીને મહારાણાએ કહ્યું:—"જુઓ, યુવરાજ માટે મ્હેં કેવા ઉત્તમ મંત્રી નિયુક્ત કર્યાં છે!"

આ પ્રકારથી સર્વને અતિ આનંદ થયો, તથા એકસ્વરે તેઓ બોલી ઉઠયા:—"આવી ઉત્તમ પાત્રપરિક્ષક શક્તિ માટે મહારાણાજી ઘણા ધન્યવાદને પાત્ર છે. મહારાણાજીએ ઘણા સુયોગ્યમંત્રી નિયત કર્યાં છે!"

પછીથી ભરી સભામાં મહારાણાએ એવો એક પ્રશ્ન કર્યો કે, 'સંસારમાં માતાપિતાનો પોતાના સંતાનપર જેટલો પ્રેમ હોય છે એટલો પ્રેમ સંતાનનો પોતાનાં માતાપિતા ઉપર કેમ હોતો નથી?' મહારાણાના આ પ્રશ્નનો ઉત્તર આપવાનું સાહસ કોઈ કરી શકયું નહિ. અંતે કોકાએ ઉઠી ઉભા થઇ ઘણી જ નમ્રતાથી કહ્યું:—"મહારાણાજી, આપના પ્રશ્નનો ઉત્તર એવો છે કે,

**आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम् ॥**
**अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः ॥ १ ॥**
**ततः स्वयंभूर्भगवानव्यक्तो व्यञ्जयन्प्रजाः ॥**
**महाभूतादिवृत्तोजाः प्रादुरासीत्तमोनुदः ॥ २ ॥**

मनु. अ. १ श्लो. ५।६

આ જગત્ આદિમાં અપ્રજ્ઞાત (પ્રત્યક્ષને અયોગ્ય) અર્થાત્ પ્રત્યક્ષ જોઇ શકાતું નહોતું. અલક્ષણ (લક્ષણરહિત) અંધકારરૂપ હતું અને તર્કરહિત અવિજ્ઞેય (જાણવા માટે અયોગ્ય) સર્વ તરફથી સૂઇ રહેલા જેવું હતું. ત્યાર પછી સ્વયંભૂ (પોતાની જાતે જ પ્રકટ થનાર) ભગવાન્ (પરમેશ્વર) પ્રજાને વ્યક્ત સ્થિતિમાં પ્રાપ્ત કરી અર્થાત્ સ્થૂળરૂપથી પ્રકાશ કરી, અંધકારને દૂર કરી પ્રકટ થયા; જેમનું બળ મહાભૂતોથી ઘેરાયલું છે. ॥ ૧ ॥ ૨ ॥

જે ભગવાન્ સ્વયંભૂ છે—જેમનાં માતાપિતા નથી તેમનાં જ આપણે સંતાન છીએ. સંતાનપર ઉત્પન્ન કરનારાં અને પાલન કરનારાંઓનો પ્રેમ હોય છે તેથી જ સ્વયંભૂ ભગવાનૂનો આપણા-

